'સાધુસાધ્વી શિબિર માટુંગા [મુંબઈ]ના
ઉપક્રમે યોજાયેલી વ્યાખ્યાનમાળા

# ધર્માનુબંધી વિશ્વદર્શન

## પુસ્તક : ૪

### સર્વધર્મોપાસના



મુખ્ય પ્રવચનકાર :

મુનિશ્રી સંતબાલજી



સંપાદક

ગુલાબચંદ જૈન

પ્રકાશક :

લક્ષ્મીચંદ ઝવેરચંદ સંઘવી

મંત્રી

મહાવીર સાહિત્ય પ્રકાશન મંદિર

હઠીભાઈની વાડી – અમદાવાદ – ૧

# ધસતી ભીંતો અને નવું ચણતર

## [ સંપાદકીય ]

બહુ જ નાનો હતો ત્યારે રંગૂનમા મને ખ્યાલ છે કે અમારા મા–બાપે અમને એકવાર સ્કૂલે નહોતા મોકલ્યા તેના બે કારણો હતા· એક તો ત્યાં બર્મી–મુસ્લિમ હુલ્લડ ફાટી નીકળ્યુ હતુ અને બીજુ એ કે અમુક સાધુબાવાઓ આવ્યા છે. તેઓ છોકરાઓને ઉપાડી જાય છે. તે વખતે જૈનશાળા રંગૂનમા ચાલતી નિનાન્જે જ્યા અમે રહેતા ત્યા પણ હતી ત્યાં ધર્મનો અભ્યાસ કરાવાતો અને મે સ્થાનકવાસી દેરાવાસી બન્ને પ્રકારની સામાયિકના પાઠો શીખી લીધેલા બહુ જ નાની ઉમ્મર એટલે કે નવેક વર્ષની ઉમ્મરે પ્રતિક્રમણ સાથે, નવતત્ત્વ છકાયના બોલ, રત્નાકર પચ્ચીશી અને ભક્તામર હુ કડકડાટ બોલી જતો. આ ધાર્મિક સસ્કારો સાથે ત્યા બીજા બે સસ્કારો મગજમાં પડયા હતા તે એ કે મુસલમાનના ઘરનુ પાણી ન પીવાય; જો કે એ જ મુસ્લિમ ઓલિયા ( મલબારી ) લોકોની દુકાનેથી અમે પીપર વગેરે ખરીદતા બર્મી લોકોનુ પણ ન ખવાય. પણ ઘરમા બધુ શાક એમની પાસેથી જ ખરીદાઈને આવતુ. આ તો અમારો એ લોકો સાથે વહેવાર હતો ત્યારે અમે જે ભાટિયાની વાડીમા રહેતા ત્યા રહેતા ભાટિયા-બ્રાહ્મણ કુટુબો પણ અમારા ઘરનુ ખાવા–પીવામા આભડછેટ માનતા. અમારુ એક પ્રેમી કુટુબ છાનુમાનુ અમારી સાથે પ્રેમભાવ રાખતુ નો એની ટીકા કરતા. આ બધુ ધર્મના નામે થતું

રંગૂન મૂકીને કચ્છ જવાનુ થયુ ત્યાં મારા ધર્મ અભ્યાસના કારણે અમારા સાપ્રદાયિક સઘમા બધા મને કઈક માનથી જોતા. તેની વચ્ચે એક દિવસે મને મહારાજસાહેબે સમકિત અપાવ્યુ, કે પોતાના સપ્રદાયના સાધુને જ માનવા વ. મારે ફરી ત્રીજી સામાયિક અને બીજુ પ્રતિક્રમણ ( આઠ કોટિનુ ) શીખવુ પડ્યુ. દેશમાં અમારો જ સમૂદાય હોઈને તેમજ ટૂક વસવાટ હોઈને ઘરવાળા જે માને તે ખરૂ એમ મારા મનમાં હતું.

ત્યારબાદ ગુરુકુળમાં બ્યાવર ખાતે જવાનુ થયું. અહીં વળી મારે ત્રીજુ પ્રતિક્રમણુ (મારવાડી) શીખવુ પડ્યું. તે વખતે રાષ્ટ્રીય આઝાદીની ચળવળને જમાનો હતો એટલે જેટલા રાષ્ટ્રીય સસ્કારો પડી શકે તેટલા તે વખતે મગજ ઉપર પડયા સાંપ્રદાયિકતા ગુરુકુળમાં ન હતી એટલે સ્થાનકવાસી બધા સપ્રદાયના સાધુઓનાં દર્શન કરવા તો જતા; દેરાવાસી સાધુઓનો અને એકાદવાર દિગબર ને શ્રાયમાં પણુ અમને લઈ ગએલા. રાષ્ટ્રીય નેતાઓ જયનારાયણુ વ્યાસ તેમજ રાજસ્થાનના ઘણા કાર્યકર્તાઓ ત્યા પગ્ના પાથર્યા રહેતા. ઘણીવાર સી આઈ. ડી ખાતુ પણુ મુલાકાતે આવતુ. આ બધાની એક વિચિત્ર છાપ મારા મગજ ઉપર પડી હતી.

અભ્યાસના છેલ્લા દિવસોમા બે પ્રસગો બન્યા. એક તો કોલેજના ઇન્ટરના ફાઈનલ વર્ષમા હુ, હેરિસ તેમજ હનીફ વાચવા માટે અમારા મૌલવી સાહેબને ત્યાં જતા હુ જૈન-હિદુ હતો. હેરિસ ક્રિશ્ચિયન હતા અને હનીફ મુસલમાન હતો. હનીફ મૌલવી સાહેબને ત્યા રહેતો ઘણીવાર ત્યા મોડુ થઈ જતુ એટલે હુ જમ્યા વગરનો બેસી રહેતો, અને હનીફને તેની બડી-બી (આયા) ખાવાનુ રાંધીને ખવડાવતી. ખાધા વગર આમ ઘણા દિવસો જતા. એકવાર હનીફે મને કહ્યુ કે "હુ ખાઉં અને તુ ખાધા વગરનો રહે એ મને ગમતુ નથી. કદાચ તને એમ હશે કે અહી ખાઈશ તો વટલાઈ જઈશ!"

"ના એવુ તો કઈ નથી" મારા વિચારો ઘણાં જ રાષ્ટ્રીય ગણાતા છતા જૂનો સસ્કાર દમ મારતો. હનીફે તેના ઉપર જ ઘા કરવા જેવુ કહ્યું: "તમે બધા પોકળ વિચારના રાષ્ટ્રીય મગજવાળા છો. .. ખાવામા જ્યા એકતા નથી લાવતા ત્યા અન્ય સ્થળે કેવી રીતે વી શકવાના!"

મે એને માંસાહાર સબધી મારી મુઝવણ ચોખ્ખી કરી: "મને ખાવામાં તો બાધ નથી, પણુ મને ભેળસેળ પસદ નથી."

તેણે તે દિવસે શાક બનાવ્યુ અને અમે ત્રણે સાથે જમ્યા. મને કંઈક અવનવુ કરતો હોઉં એમ લાગતુ હતુ કારણ કે નાનપણથી મુસલમાનનુ પાણી ન પીવાય એ સસ્કારો મગજમાથી ખસતા નહતા. એ અરસામાં એકવાર હેરિસ સાથે મારે અજમેર જવાનું થયુ. તેના જ સબધીના ઘરે ઊતર્યો. તેઓ ઘરમાં હિંદી જ બોલતા. એટલુ ખરું કે મરઘા પાળતા. જમવાના સમયે તેણે મને સાથે બેસાડયો. ના ન પાડી શકયો, પણ સકોચપૂર્વક જમણ પૂરુ થયુ. તે ઉમ્મર સુધી કાંદા–લસણની વાસથી કઈક થતું અને તેને ત્યાં જોકે જમણ શાકાહારી હતું પણ લસણથી વઘારેલુ હોઈને મને શક હતો કે એણે મને કઈક બીજુ ખવડાવી દીધુ હશે. મન કઈક ભારે હતુ ત્યાં હેરિસ હસતો હસતો સામે આવ્યો એટલે મનમા વધુ ફાળ પડી ત્યા તેણે કહ્યુ "તારે ડરવાની જરૂર નથી. તે કઈ બીજુ ખાધુ નથી—પણ શાકાહાર જ કર્યો હતો. મિત્રની સાથે હુ એવુ કરતો નથી" આ બે પ્રસગ છતાં હુ મારા બીજા મિત્રો સાથે હરી ફરી શકતો હતો એથી મન કઈક હલકુ રહેતુ

૪૩'મા દિલ્હી જવાનુ થયુ. ત્યારે હજુ હિંદુ–પાણી અને મુસ્લિમ–પાણી એમ અલગ માટલા બ્રિટીશ સરકાર સ્ટેશનો ઉપર રાખતી જ હતી મૌલવી સાહેબને ત્યા પાણી પીને એ ખોટા ભેદો છે એમ તો સ્થિર થઈ ચૂકયુ હતુ દિલ્હીમા મારા મગજની હિંદુ અગેની એક કલ્પનાને વધુ ધકકો લાગ્યો

જયાં હુ રહેતો, તેની બહાર એક શીખની હોટલ હતી નાસ્તો કરવા હુ ત્યા ગયો કઈક 'કુરમા' જેવુ બનાવેલુ હતુ મે પૂછ્યુ "એ શુ છે?"

"સાહેબ! કુરમા છે!"

છતા કઈક વહેમ જતાં મે પૂછ્યુ "છે તો હિંદુને ખાવા લાયક ને?"

"બિલકુલ સાહેબ! એ 'હલાલી' નથી 'ઝટકા' છે."

આ નવા જ શબ્દો હતા. હલાલનો અર્થ ખ્યાલમાં હતો પણ ઝટકાનો અર્થ સમજવામાં આવતો નહતો. એટલે મારે સ્પષ્ટ શબ્દોમાં પૂછવુ પડયુ · "એ ગોસ તો નથી ને?"

"છે તો ખરુ પણ હિદુ મારેલુ છે!"

હુ કઈ પણ વધુ સાંભળ્યા પહેલા ત્યાંથી બહાર નીકળી ગયો. હિદુ લોકો પણ માંસાહાર કરી શકે તે હુ માની શકતો ન હતો. મેં પાછળથી હલાલી, ઝટકા અગે દિલ્હીમા મિત્રોને પૂછયુ તો તેમણે કહ્યું કે હલાલી એટલે મુસ્લિમ પદ્ધતિએ બકરાને કાપીને તેનુ આણેલુ માસ, અને ઝટકા એટલે એક ઘાએ બકરાનુ ડોકુ કાપીને, તૈયાર કરેલુ માંસ. દક્ષિણમા આવ્યા પછી અને ત્યારબાદના પ્રવાસ ઉપરથી પછી હુ માનતો થયો કે હિદુઓમાં અમુક ઉચ્ચ વર્ણનાને મૂકીને ઘણામા માંસાહાર પ્રચલિત છે આહાર-પાણીના હિસાબે ધાર્મિક ભેદભાવો યુકિતસગત નથી.

૪૪'મા મુબઈ આવ્યો પાયધુનીનો નાકો એટલે ત્યા હિંદુ-મુસ્લિમ સરહદ ગણાય. હુલ્લડો અવારનવાર થતા જ, વાતો સાભળેલી, પણ ટ્રામમાથી કોઈ માણસને ખેચીને લોકોને મારતા પહેલીવાર આખ આગળ જોઈને કપકપી આવી, એવી જ રીતે ભૂલથી હિદુ ગલીમા જઈ પહોચેલા કોઈ મુસલમાનને માર ખાઈને ગલીમા તરફડતો જોયો, અને સહુથી કરુણ દશ્ય તો બિચારા એક ગાડાને બન્ને પક્ષના લોકોએ વિરોધ પક્ષનો જાણીને મારેલો એ હતુ !

હજી પણ હિદુ હોટલ અને મુસલમાની હોટલો ચાલુ હતી, પણ એક કોસ્મોપોલિટન વર્ગ ઈરાનીની હોટલમાં ચાય પાઉ ખાવામાં કંઈ પણ અપરાધ ન માનતો.. મુબઈ ૧૯૫૨ મા મૂકયુ અને મદ્રાસમાં આવ્યો, તો અહી હિદુ હોટલ જેવુ નામ ન હતુ. હોટલોમાં બધા જઈ શકતા હતા . અને છેલ્લા દાયકામાં ભેદ-ભાવની, ખાવા-પીવા અંગેની ધર્મના નામે ઊભી થયેલી ભીતો એ રીતે ધસી પડતી જોઈ છે કે આજે હિદુ-મુસ્લિમ બન્ને વર્ગના લોકો બન્નેની હોટલોમાં જાય છે.

મોટા શહેરની કોસ્મોપોલિટન હોટલોમાં બધાયે ધર્મવાળાઓ આવે છે અને હવે એ ભેદભાવ જણાતો નથી!

ધાર્મિક વિધિ વિધાનો, ખાનપાનનાં બધનો કે ભૌતિક મર્યાદાઓ જરૂર ધર્મના નામે ઘડાય છે, પણ તે કેટલી પોલી છે તે આ ઉપરથી સમજાશે! પણ ધર્મનો પ્રાણ છે માનવજીવન–જગતજીવનનો સુસબધ. એ સુસબધ જાળવી શકે તેને જ ધર્મ કહી શકાય! વેર–વિરોધ કે ભેદભાવ પેદા કરાવે એ ધર્મ ન હોઈ શકે! અને, આજે જયારે જગતમાં રોકેટ યુગ વિજ્ઞાને આણ્યો છે, ત્યારે ભૌતિકવાદની પ્રચૂરતામા આજે ધર્મે ઘણુ સ્પષ્ટ અને સાફ થવાનુ છે. ઇતિહાસ ભૂગોળ, દતકથાઓ, ખાન–પાન અને રહેન સહેનના આચાર વિચારો બધાથી દૂર તેણે અધ્યાત્મવાદના શુદ્ધ સ્વરૂપે પ્રગટવાનુ છે. જો સર્વધર્મ સમન્વય પાછળ આ ભાવના નહી હોય તો આજના કહેવાતા ધર્મો માટે તો મોટુ જોખમ ઊભુ છે સામ્યવાદે રશિયા અને ચીનમા જે કઇ કર્યું છે તેનાથી ધડો લેવા જેવો છે એટલુ જ નહી વૈજ્ઞાનિક પ્રગતિમા વિનાશ અને વિલાસના સાધનો એવા વધી રહ્યા છે કે તે તરફથી માનવને પાછો વાળવો મુશ્કેલ છે આ સમયે ધર્મે તેના ખરા શુદ્ધ સ્વરૂપે પ્રગટ થવાનુ છે. અને તે માટે સર્વધર્મ સમન્વયની વ્યાસપીઠ ઉપર ધર્મગુરુઓએ મળીને ઘણુ સશોધન કરવાનુ છે વિજ્ઞાનયુગની મોટી વિશેષતા એ છે કે લોકો તર્ક અને શ્રદ્ધાથી કોઈ વાત માનતા નથી, પણ તેમને સત્ય અને હકીકત જોઈએ છે ધર્મે તે આપવાની છે સર્વધર્મ સમન્વય કે ઉપાસના જો એ દિશામા નહી થાય તો તેનુ મૂલ્યાકન નહીં થાય

પ્રસ્તુત વ્યાખ્યાનમાળામા આ અગે બે વસ્તુઓ બહુ જ સુદર રીતે પૂ મુનિશ્રી સતબાલજીએ સમજાવી છે એક તો ધર્મના નામે વેર–વિરોધ કરતા પહેલા તેના તત્ત્વને સમજવુ; અને દરેક ધર્મની ઉપયોગિતા તે સમયને સમજીને સ્વીકારવી. આ બે બાબતો ઘણી અગત્યની છે અને તેના જ આધારે સર્વધર્મ સમન્વયના પાયા ઉપર

જગતને કંઈક નવું ચણતર આપી શકાશે. બાકી ખાવા–પીવાના કે દૃષ્ટાંત દાખલાના વેશ–પહેરવેશના નિયમો ધર્મના નામે કદી ટકી શકતા નથી. એની સાક્ષી ઇતિહાસ અને બદલાતો માનવસમાજ પૂરશે.

આ બધાં પ્રવચનોનું સંપાદન કરવામાં મને જે જ્ઞાન અને આનંદ તેમજ તલસ્પર્શી અભ્યાસ થાય છે તે હું જ સમજું છું. દરેક જિજ્ઞાસુને પણ તેવો આનંદ થયા વગર નહીં રહે એટલે ઘણીવાર મને લાગે છે કે મને આ કામ સોંપીને તેમણે મારા જ્ઞાન–અનુભવ–અભ્યાસમાં ઘણો વધારો કર્યો છે

આ બધા પ્રવચનોને ફરી પૂ. મુનિશ્રી નેમિચંદ્રજી મ સા જોઈ જાય છે અને તેમની અનુભવી કલમ પણ ખૂટતું ઉમેરે છે, તેનો ઉલ્લેખ ન કરું તો અકૃતજ્ઞી ગણાઈશ.

મદ્રાસ.
જૈન બોર્ડિંગ હોમ,
સંવત્સરી
તા ૨૧–૧૨–૬૨

ગુલાબચંદ જૈન



## બે બોલ

મુનિશ્રી સંતબાલજીને તમો સૌ જાણો છો. તેઓ એક ક્રાન્તિકારી જૈન સાધુ છે તેઓ આત્મસાધનામાં મગ્ન રહેવા છતા સમાજકલ્યાણની અનેક પ્રવૃત્તિમા સક્રિય માર્ગદર્શન અખંડપણે અહોનિશ આપતા રહે છે. તેઓશ્રી માને છે કે હવે માત્ર ઉપદેશથી કામ નહીં ચાલે પણ જે સમાજ–જીવન ચૂથાઈ ગયુ છે, ડગલે ને પગલે અશાન્તિ દેખાય છે તેના નિરાકરણ માટે સાધુસતોએ સક્રિય માર્ગદર્શન આપવુ જોઈશે આ તો જ બની શકે જો સાધુસાધ્વીઓ પ્રાણ, પ્રતિષ્ઠા અને પરિગ્રહનો મોહ છોડે અને સાંપ્રદાયિકતામાથી મુક્ત બની, સર્વધર્મનો અભ્યાસ કરે આમ કરવાથી આપોઆપ ગ્રામજનતાનો અને ગ્રામજનતાનો સપર્ક આવી જશે

આજે કોઈ પણ એક પ્રશ્ન કે એક જ ક્ષેત્રના અનેક પ્રશ્નો લેવાથી સમાજ વ્યવસ્થા પૂર્ણ નહી બને જો ધર્મમય સમાજરચના ઊભી કરવી હશે તો માનવજીવનમા ઊભા થતા સામાજિક, આર્થિક, ધાર્મિક, રાજકીય અને દરેક ક્ષેત્રના પ્રશ્નોનો સર્વાંગી વિચાર કરવો પડશે અને અમલ પણ સસ્થાદ્વારા જનતા વાટે કરવો પડશે પ્રાચીન કાળમા યુગાનુરૂપ આમ થતુ હતુ, એટલે જ ભારતની સસ્કૃતિ સર્વશ્રેષ્ઠ બની છે, અને આજ સુધી ટકી છે આપણે ત્યા ઘરના ધર્મની ચોકી સ્ત્રીઓ કરતી એટલે કુટુબ સ્નેહસભર અને પવિત્ર રહેતુ સમાજની ચોકી બ્રાહ્મણો કરતા, તેઓ કષાય વ્યસનો, અપ્રમાણિકતા કે ગેરરીતિઓ પેસી ન જાય તેને માટે સતત ક્રિયાશીલ રહેતા, તેથી દેશ નીતિસભર રહેતો અને સતો આખા દેશમા પરિભ્રમણ કરી સસ્કૃતિની ચોકી અખંડપણે કર્યા કરતા હતા. રાજ્ય પણ સતો, બ્રાહ્મણોને આધીન રહીને ચાલતુ. આ બધાના કારણે સમાજ શાન્તિથી જીવતો અને અધ્યાત્મલક્ષી રહી શકતો, કોઈ જાલીમ દુષ્ટ કૃત્ય કરનાર નીકળતો તો રાજ્ય તેને યોગ્ય નશ્યત કરતુ

આજે સ્થિતિ બદલાઈ ગઈ છે. પૂર્વ પશ્ચિમ એક થવા લાગ્યા છે. વિજ્ઞાને દોટ મૂકી છે એટલે મહારાજશ્રી એ જ પુરાણી સસ્કૃતિને નજરમાં રાખી, યુગાનુરૂપ નવી ઢબે સમાજ વ્યવસ્થા ગોઠવવા પ્રયત્ન કરે છે.

હવે વિશ્વરાજ્યોમા લોકશાહી વ્યવસ્થા શ્રેષ્ઠ બનતી જાય છે ત્યારે જનતાને ઘડવાનુ જ મુખ્ય કામ અગત્યનુ બન્યુ છે. એટલે એમનાં નીતિના પાયા પર સગઠનો બનાવવા જોઈએ એ સગઠનો સતત સાચે રસ્તે વિકાસ કરતા રહે તે માટે; તેનુ સચાલન આજના બ્રાહ્મણો કે જે રચનાત્મક કાર્યકરો કહેવાય છે તેમની બનેલી સસ્થાના હાથમાં મૂકવુ જોઈએ અને રચનાત્મક કાર્યકરોની સસ્થાને પણ માર્ગદર્શક પ્રેરણા મળતી રહે તે માટે સાધુસતોએ ધ્યાન રાખવુ જોઈએ દુનિયાભરના રાજ્યોની અશુદ્ધિઓ દૂર કરવા માટે પણ સાધુસતોએ ધ્યાન આપવુ જોઈએ

આ સાધુસતો સર્વાંગી પ્રશ્નોને સમજે, અને તે માટે સાથે બેસી વિચાર વિનિમય કરી શકે તે માટે સવત ૨૦૧૭ ના ચાતુર્માસમા મુબઈમા માટુગા (ગુર્જરવાડી) મુકામે સાધુ-સાધ્વી અને સાધક-સાધિકાઓનો એક શિબિર ગોજવામા આવેલો તે સતત ચાર માસ ચાલ્યો, તેમા જે પ્રવચનો ચર્ચા વ. ચાલ્યા તેનુ પુસ્તક આકારે સકલન થાય તો બીજા સાધુ સાધ્વી, સેવકો અને પ્રજાને તેમાથી ઉપયોગી માર્ગદર્શન મળે તેવી ઘણા ભાઈ બહેનોને લાગણી થઈ આવી ખાસ કરીને પૂ નેમિચદ્રજી મહારાજની એવી તીવ્ર ઇચ્છા હતી પરતુ આટલા બધા સાહિત્યને તૈયાર કરવુ, તનુ સપાદન કરવુ, અને પછી છપાવવુ તે ઘણુ અઘરુ કામ હતુ તેને માટે સમય જોઈએ અને સહાય માટે નાણા પણ જોઈએ. આની વિમાસણ ચાલતી હતી પણ જે કામ કુદરતને ગમતુ હોય છે તે કામને આગળ વધારવા કુદરત જ કોઈને નિમિત્ત બનાવી પ્રેરણા આપે છે.

માટુગાના આ શિબિરમા રસમા રહેતા શ્રી મણિભાઈ લક્ષ્મીચદ લોખડવાળા પ્રથમથી રસ લેતા હતા તેમને મુનિશ્રી સતબાલજી ઉપર અપાર શ્રદ્ધા છે મહારાજશ્રી જે ધર્મકાર્ય કરી રહ્યા છે તે આજના યુગે ખુબ જરૂરી છે તેમ તેઓ માને છે એટલે શિબિરનાં કામોમા અનેક રીતે તેઓ ઉપયોગી થતા હતા તેમણે કહ્યુ કે "મહારાજશ્રીના આ શિબિરપ્રવચનો પુસ્તકરૂપે છપાય અને સાધુસતોને અપાય તો તેનો લાભ તેમના જીવનવિકાસમાં તો થાય જ

પણુ તેઓ છકાયનાં પિયર ( સમાજનાં માબાપ ) છે તેથી સમાજને માર્ગદર્શન આપવામાં ઘણા ઉપયોગી થઇ શકે ”

તેમના આ શુભ વિચારથી અને પ્રયત્નથી આ પુસ્તકો છાપવાનું મહાન કામ શરૂ કરી શકાયુ છે આ પ્રવચનોનુ મુખ્ય તત્ત્વ જાળવી અલગ અલગ મુદ્દાવાર નાનાં નાનાં પુસ્તકરૂપે છપાય; તો વાંચનારને સુગમ પડે એમ લાગવાથી દરેક વિષયના જુદાં જુદા પુસ્તકો છાપવાનુ નક્કી કર્યું છે. કુલ દશેક પુસ્તકો તૈયાર થશે એવી ધારણા છે.

આ પુસ્તકોનુ સપાદન પણ ટૂંકાણમા છતા મૂળ ભાવ અને અનિવાર્ય એવી વિગતો જાળવીને થાય એ જરૂરી હતુ એ માટે પણ શ્રી મણિભાઈ લોખંડવાળાએ મદ્રાસના જૈન વિદ્યાર્થીગૃહના ગૃહપતિ શ્રી ગુલાબચદ જૈનનું નામ સૂચવ્યુ તેમને રૂબરૂ મળવા બોલાવ્યા અને વાતચીત કરી અને તેમને સહર્ષ આ કામગીરી સ્વીકારી

અતમા અમે પૂ મુનિશ્રી સતબાલજી તેમજ મુનિશ્રી નેમિચદ્રજીએ આવુ સર્વાંગ સુદર અનુભવપૂર્ણ સાહિત્ય જનતાને આપ્યુ, તે બદ્દલ તેમનો આભાર માનીએ છીએ તે જ રીતે સાયનમાં શીવ સોસાયટીમાં રહેતા વોરા મણિભાઈ લક્ષ્મીચદ કચ્છ મુદ્રાવાળાએ આ પુસ્તકો છપાવવામા પૂરતો સહકાર આપેલ છે, તેમજ મહેનત લઈ શેઠ શ્રી પદમશીભાઈ તથા બીજાઓ પાસેથી સહકાર અપાવેલ છે તે બદલ તેઓશ્રીઓનો આભાર માનીએ છીએ તેમની મદદ વગર અમે આ સાહિત્ય પ્રકાશિત કરી શકત કે કેમ ? તે સવાલ હતો. અને મદ્રાસવાળા શ્રી. ગુલાબચદ જૈન કે જેમણે અનેક જવાબદારીઓ હોવા છતા આ કામને ધર્મકાર્ય માની સમયસર સપાદન કર્યું છે તેમનો પણ આભાર માનીએ છીએ. પૂ. શ્રી દડીસ્વામી, શ્રી માટલિયા, વિશ્વવાત્સલ્ય પ્રાયોગિકસઘ વગેરેએ પણ પ્રેરણા આપી છે, તેથી તેમનો અને જ્ઞાત, અજ્ઞાત સૌએ જે સહકાર આપ્યો છે તેમનો પણ અમે આભાર માનીએ છીએ

સાધુસતો, સાધ્વીઓ, સેવકો અને જનતા આ પુસ્તકોનો અભ્યાસ કરી સ્વપર કલ્યાણનો સ્પષ્ટ માર્ગ અખત્યાર કરશે એવી અમને આશા છે.

તા. ૨૪–૪–૬૨ સાધુસાધ્વી શિબિર વ્યવસ્થાપક સમિતિ, મુંબઈ.

# પ્રસ્તાવના

વર્ષો પહેલા વિનોબાએ એક પત્રમાં લખેલુ '—" સર્વધર્મોની ઉપાસના જેવી વાત રામકૃષ્ણ પરમહંસે કરેલી ખરી, પણ ' એક સાધે સબ સાધે, સબ સાધે સબ જાય ' એ સાચું નથી ? " ત્યારે મે એવુ કંઈક જણાવ્યાનુ યાદ છે કે " ખરી રીતે તો એક અને સર્વ વચ્ચે કશો ભેદ જ નથી જેમ જે એકને સાધે છે, તે સર્વને સાધી શકે છે તેમ જે સર્વને સાધે છે, તેજ એકને પૂરી રીતે સાધી શકે છે " આજે તો હવે સર્વધર્મ સેવાવ્રત જગવલ્લભ બનતુ જાય છે ગાંધીજીએ સર્વધર્મ સમાનત્વની રીતે આ માર્ગે પહેલ કરેલી હવે સર્વધર્મ સેવારૂપે એ સર્વમાન્ય થતુ જાય છે જૈનધર્મ જે રૂપે ખેડાયો છે, તે રૂપે આ વ્યવહાર નવો નથી અલબત્ત બધા ધર્મોને પોતાના ગણવા જતા કયા ધર્મને કેટલુ વજન આપવુ ? અથવા બધા ધર્મોના ચુનદા માણસોના નિત્ય સપર્કમા રહવા છતા પોતાના મૂળ ધર્મને પાયાના મૂળરૂપે વળગી રહેવુ અને પાછુ કોઈના પ્રભાવમા અંજાઈ ફટાઈ ન જવું એ કામ ઘણું વિકટ છે ખુદ ભગવાન મહાવીરના ગૃહસ્થાશ્રમ પક્ષના જમાઈ અને પછી મહાવીર સઘના સાધુ બનેલા જમાલિ પણ આ માર્ગમા ટકી નહોતા શકયા છતા અબડ સન્યાસી જેવાથી જયતી જેવી શ્રાવિકા પણ નહોતી અંજાઈ, તે વાત પણ તેટલી જ સાચી છે. ટૂકમા જોખમ તો બન્ને માર્ગે છે. ચુસ્તપણે એક ધર્મને વળગી રહેવામાં સાપ્રદાયિક સકુચિતતાનુ જોખમ છે તો બધા ધર્મોને વળગવા જતાં કયાંક ફટાઈ જવાનુ જોખમ છે આ બન્ને જોખમોમા પહેલા કરતા બીજુ જોખમ ખાસ ખેડવા જેવુ છે કેમકે ફટાઈ પડવા છતા જિજ્ઞાસા જાગ્રત રહે, તો મૂળ માર્ગે પાછુ આવી શકાય છે. ઉપરાંત જગતના વિશાળ અનુભવોના લાભથી વચિત રહેવાતુ નથી. ભ. મહાવીરનાં પુત્રી સાધ્વી પોતાના પૂર્વાશ્રમના પતિ અને દીક્ષા પછીના દીક્ષા ગુરુને તજીને પણ પુનઃ એ જ મહાવીરના જૈન સઘમાં સ્થિર થયા હતાં. એ આ વાતનું પ્રબળ પ્રમાણ છે.

બીજી રીતે પણ જોઈએ તો ડરથી કે પ્રલોભનથી જેઓ ફંટાઈ જાય છે કે વટલી જાય છે તેવા ધર્મ સંપ્રદાયોમાં જનસંખ્યા ભલે ખૂબ મોટી થઈ જાય, પણ જીવનમાં અને જગતમાં આખરે તેઓ સંપૂર્ણ સફળતા પામી શકતા નથી. ગાંધીજી ચુસ્ત હિંદુ અને સનાતન વૈષ્ણવધર્મી હોવા છતાં સાચા ઈસ્લામીઓ, સાચા જરથોસ્તીઓ, સાચા ખ્રિસ્તીઓ અને સાચા બૌદ્ધોએ એમને પોતાના સર્વોચ્ચ ગુરુ તરીકે સ્વીકાર્યા જ હતા. અલબત્ત કાચીબુદ્ધિથી તેઓ એક વખત ખ્રિસ્તી થવા લલચાયેલા પણ શ્રીમદ્ રાજચંદ્રની મદદ લઈને તેઓ પાકા બની ચૂક્યા હતા. ઊલટ જેઓ સંખ્યાબળમાં અને ચુસ્તતામાં કટ્ટર રહ્યા, તે ધર્મોમાં સાંપ્રદાયિક કટ્ટરતા એવી પેઠી કે જગતની દૃષ્ટિએ તેઓ નીચે ઊતરી ગયા પરિણામે તે તે ધર્મના અનુયાયી ભાઈબહેનોની શ્રદ્ધા પણ પોતાના એવા ધર્મો પરથી સાવ ડગમગવા લાગી ગઈ પાકિસ્તાનનું અલગ રાષ્ટ્ર બનાવ્યા બાદ આખા જગતને ઈસ્લામ પ્રભાવિત બનાવવાની તેના સર્જકોની મુરાદ પડી ભાંગી, એટલું જ નહીં બલકે સાચા ઈસ્લામીને ઈદ જેવા પવિત્ર દિવસે કેદીઓના સમૂહમાં નિમાઝ પઢવા દેવામાં પણ પાકિસ્તાન ડરે છે તાજેતરમાં સરહદના ગાંધી શ્રી. અબ્દુલ ગફારખાનની બાબતમાં આવું બન્યાનો હેવાલ આવ્યો છે હજુ પણ આજના મોટાભાગના ઈસ્લામીઓની કટ્ટરતા જોઈ જેઓ અંજાય છે, તેમને માટે આ ચોંકાવનારું પ્રમાણ છે

હિંદમાં જે ધર્મ, સમન્વયની દૃષ્ટિએ વિકસી ભારતની પ્રજાના ખમીરમાં વણાઈ ગયો છે તેમાં જૈન ધર્મના ઉચ્ચ અનેકાંતવાદનો સૌથી મોટો ફાળો છે. આ વાતને કબૂલ્યા વિના ચાલે તેમ નથી. જગપ્રિય ગાંધીજી ગૂજરાતમાં જ જન્મ્યા અને જૈન સાધુ સાધ્વીઓ તરફ હમેશાં આકર્ષાયેલા રહ્યા, એનું મૂળકારણ ગૂજરાતને મળેલા હેમચંદ્રાચાર્યથી માંડીને આનંદઘન—શ્રીમદ્ જેવા સાધુઓ–શ્રાવકોનું વારસાગત વાતાવરણ નથી, તો બીજું શું છે? હેમચંદ્રાચાર્યે

સોમનાથપાટણમાં શિવમૂર્તિ સમક્ષ ઘૂટણિયે પડી દર્શન કરેલાં. તેમણે સાફ કહેલુ —મારુ પૂજન કોઈ નામ સાથે નિસ્બત ધરાવતુ નથી, વીતરાગતારૂપી મહાગુણ સાથે નિસ્બત ધરાવે છે. નામ છોને શંકર હો, બ્રહ્મા હો, વિષ્ણુ હો અથવા જિનેશ્વર હો! આનંદઘન યોગી પણ એ જ કહે છે :

'ભાજનભેદ ચાહે તેટલા હો! પણ મૂળ માટી એક જ છે, તેમ રામ રહીમ, કૃષ્ણ-કરીમ જેવા નામો ચાહે તેટલા હો! પણ મૂળે સદ્‌ગુણ મૂર્તિ તે સૌ છે.'

અમારે રોટલાથી મતલબ છે, ટપટપથી કદી નહી.

## એક મહત્ત્વનો સવાલ જવાબ

અહી એક મહત્ત્વનો સવાલ એ છે કે શુ બધા ધર્મોને એકસરખા ગણવા? જેમ એકડિયાથી માંડીને કૉલેજ લગીના વિદ્યાર્થીઓ અને તેમના વર્ગો જુદા ગણાવા છતાં તે બધાની માલિક એકતામા હાનિ પહોચે છે? જો નથી પહોચતી તો કેટલાક ધર્મોમા નીતિની વાત પર, કેટલાક ધર્મોમા માનવધર્મની વાત પર અને કોઈક ધર્મોમા આધ્યાત્મિક ધર્મની વાત પર વધુ ઝોક હોય તેથી શી હાનિ છે? કશી નથી ઊલટુ પ્રાણી માત્રમા માનવ જ શ્રેષ્ઠ છે. તેની પાસેથી જગતના સર્વ પ્રાણીઓની રક્ષાનુ મહત્ત્વનું કામ લેવુ છે. તો પછી કોઈ એક જ સાંપ્રદાયિક ધર્મથી કેમ ચાલશે? જેમ જેમ માનવ પોતે સંપ્રદાયથી ઊંચે ઊઠતો જશે. અને બધા સંપ્રદાયોમા રહેલા સત્ય સાથે પોતાના સંપ્રદાયમાના સત્યનો સમન્વય જીવનમા વણતો જશે, તેમ તેમ તે જાતે ઊંચે જશે પોતાના સંપ્રદાયને ઊંચે લઈ જશે અને બીજા સંપ્રદાયોનાં માણસોને પોતપોતાના સંપ્રદાયમા પેસી ગયેલા જુદા જુદા દૂષણોને કઢાવવાનુ ભગીરથ કાર્ય કરવા તરફ ખેંચી જશે. આ કેટલી અદ્‌ભુત અને વ્યવહારુ વાત છે!

એમ છે, તો પછી શા માટે આપણે પોતપોતાના સંપ્રદાયમાં રહી

બીજા બધાઓના સંપ્રદાયોને આપણાં ન કરીએ ? હા, આવી વિશાળદૃષ્ટિ આવ્યા બાદ તેવો સદ્ધર્મી જેમ જેમ એને અમલી બનાવતો જશે, તેમ તેમ સૌથી વધુ વિરોધ તો પ્રથમ પોતાના લેખાતા ધર્મપ્રેમીઓનો જ તેના તરફ થશે પણ એ વિરોધવિષને અમૃત ગણી પચાવતાં શીખવુ, તેમાં જ સાચી ધર્મસાધનાની પરાકાષ્ઠા પડેલી છે

## અપૂર્વ અવસર

આજની દુનિયામા વિજ્ઞાને એવી પરિસ્થિતિ સર્જી છે કે સ્થૂળ રીતે નજીક આવેલી માનવજાતે સૂક્ષ્મ રીતે નજીક આવ્યા વિના છૂટકો નથી. હૃદય સાથે હૃદયને લાવી શકનાર અને આખા જગતની માનવજાતને એક સ્થળે બેસાડનાર બીજી કઈ વ્યાસપીઠ છે ? તે વ્યાસપીઠ એટલે સર્વધર્મ સેવાની વ્યાસપીઠ. આથી જ સર્વધર્મોપાસના આજનો યુગધર્મ બની રહે છે તેથી આશા જ નહી, બલકે વિશ્વાસ છે કે આ વિચારને આ પુસ્તકમા વિશાળભાવે જોઈ દરેક ધર્મના ભાઈબહેનો તેને પોતીકો બનાવી મૂકશે.

**સંતબાલ**



## અનુક્રમણિકા





# સર્વધર્મ પ્રાર્થના

(રાગ સવૈયા એકત્રીસા)

પ્રાણી માત્રને રક્ષણ આપ્યું, માન્યાં પોતા સમ સહુને,
પૂર્ણ અહિંસા આચરનારા, નમન તપસ્વી મહાવીરને... ૧.
જન સેવાના પાઠ શિખાવ્યા, મધ્યમ માર્ગ બતાવીને;
સન્યાસીનો ધર્મ ઉજાળ્યો, વંદન કરીએ બુદ્ધ તને... ૨.
એક પત્નીવ્રત પૂરણ પાળ્યું, ટેક વણી છે જીવતરમાં,
ન્યાય નીતિમય રામ રહેજો, સદા અમારા અંતરમાં.. ૩.
સઘળાં કામો કર્યાં છતાં જે, રહ્યા હમેશાં નિર્લેપી,
એવા યોગી કૃષ્ણ પ્રભુમાં, રહેજો અમ મનડાં ખુંપી. ૪.
પ્રેમ રૂપ પ્રભુ પુત્ર ઈસુ જે, ક્ષમાસિંધુને વંદન હો,
રહમ નેકીના પરમ પ્રચારક, હજરત મહમ્મદ દિલે રહો.. ૫.
જરથોસ્તીના ધર્મ ગુરુની, પવિત્રતા ઘટમાં જાગો,
સર્વ ધર્મ સંસ્થાપક સ્મરણો, વિશ્વશાંતિમાં ખપ લાગો. ૬



અહિંસાની મૂર્તિ, પ્રશમરસ સિંધુ અધિપતિ,
અમીની ધારાઓ, રગ રગ ઝમે પ્રેમ ઝરણી,
તપસ્વી તેજસ્વી, પરમ પદ પામી જગતને,
તમે પ્રેર્યું વંદુ પર પ્રભુ મહાવીર તમને. ૧
ચતુર્યામી માર્ગે, પ્રગતિ કરી નિર્વાણ પથને,
બતાવ્યો વંદુ છું, જગપ્રિય સ્વયંબુદ્ધ તમને,
કરી ધર્મક્રાંતિ, સભર જગને જાગૃત કરે,
બની વિશ્વ પ્રેમી, નમન કરું એવા પુરુષને. ૨
સુમતો વેદોના શ્રુતિ સ્મૃતિ, પુરાણોપનિષદે,
રહેલા સન્માનું, હૃદયથી વળી દર્શન છએ,
ગીતા માતા ગોદે, સૂઈ જઈ પીઉં તત્ત્વ દૂધને,
પચાવીને રાખું, કરુણ રસ રામાયણ તણું ૩.
ક્ષમાસિંધુ પ્યારા ઈશુ ઉર તને વંદન કરું,
દુલારા નેકીના, રહમ દિલ મોહમ્મદ સ્મરું,
અશો હૈતી તારી, પુનિત જરથુસ્ત પ્રતિકૃતિ,
નિહાળી હૈયામાં, વિમલ રસ ઊર્મિ રમી જતી...૪.

[ ૧ ]

# સર્વધર્મ સમન્વય એટલે?

આ જગતની વ્યવસ્થા જેના ઉપર ટકી છે – સૃષ્ટિની રચના જેનાથી અબાધિત ચાલી રહી છે તે ભાવનાનો મુખ્ય આધાર ધર્મ છે. આ ધર્મનો મૂળભૂત આધાર વાત્સલ્ય, અહિંસા, સત્ય વગેરે છે. એ મૂળભૂત તત્ત્વોના આધારે જગતમા પેસેલા અનિષ્ટોને દૂર કરવા માટે; પોતપોતાના દેશ-કાળ અને પરિસ્થિતિ પ્રમાણે અનેક પ્રભાવશાળી વ્યક્તિઓએ નિશ્ચિત યોજના આગળ ધરી. આ યોજનાઓ સત્ય, અહિંસા, ન્યાય વગેરે શુદ્ધ ધર્મતત્ત્વો ને લક્ષ્યમા રાખીને બનાવી હતી અને આ યોજના પ્રમાણે સામુદાયિક રીતે આચાર-વિચાર ઘડાયા અને સગઠન રચવામા આવ્યુ. તે ધર્મ દૃષ્ટિએ રચાયુ હોઈ લોકો એને ધર્મ કહેવા લાગ્યા. અને પેલી વ્યક્તિઓ તીર્થંકર, પૈગબર દીપકર, અવતાર વગેરે કહેવાઈ. ખરી રીતે તો ધર્મ નામનુ તત્ત્વ તો અનાદિ કાળથી ચાલ્યુ આવે છે. આ ધર્મ સસ્થાપકોએ જે કઈ સગઠિત કર્યું તે એક જાતના સમાજ સઘ કે તીર્થ જ છે, એટલા માટેજ તીર્થંકરો માટે કહેવામાં આવ્યુ છે —

धम्म तित्थयरे जिणे

—એટલે કે ધર્મમય તીર્થની સ્થાપના કરનાર અવતારો, મસીહા કે પૈગબરો અગે પણ તેમને કાં તો પ્રભુના અવતારો ગણવામાં આવ્યા છે અથવા પ્રભુના પુત્ર કે દૂત વર્ણવવામા આવ્યા છે અને તેમણે જે કઈ આપ્યુ છે તે નવુ નહીં પણ, પ્રભુના ફરમાનોને પાછા વ્યવસ્થિત કર્યાં છે એવુ જાહેર કરવામાં આવ્યુ છે. અહિંસા, સત્ય વગેરે ધર્મો વહેતાં પાણીના પેઠે છે. ખુલ્લા વહેતાં પાણીથી લોકોને ફાયદો મળતો નથી. પણ જ્યારે એજ પાણીને તળાવ, સરોવર કે જળાશય રૂપે બાંધીને એમાં ઘાટ બાંધી દેવામાં આવે છે ત્યારે એનો લાભ સામાન્ય

જનતા લઈ શકે છે. એવું જ ધર્મનું છે. એક સમાજ રચી ધર્મના નિયમોને, જીવનના આચાર-વિચારો રૂપે ગોઠવી દેવાય ત્યારે સામાન્ય લોકોના જીવનમાં તે ઊતરી શકે છે અને સામાન્ય જનતા તેવા ધર્મતીર્થનો લાભ લે છે.

આજના પ્રચલિત ધર્મો પોત પોતાના દેશકાળ પ્રમાણે રચાયા હોઈને બધાની આચાર-વિચારની યોજના એકસરખી લાગતી નથી એટલે લોકો પોતાની પદ્ધતિથી ટેવાયેલા હોઈને તેને મૂકવા જલદી તૈયાર થતા નથી. પરિણામે તેને પ્રાચીનતાનો પૂટ આપે છે. ઘણા એથી પણ આગળ વધીને અમે સાચા અને બાકી બધા ખોટા એટલે હદ સુધી જઈને માથા-ફોડ પ્રયત્ન કરે છે

અનંતકાળ અને અખંડ જગત માટે એકસરખી કોઈ એવી યોજના નથી ઘડાઈ શકતી જે બધા કાળ માટે ઉપયોગી બનીને રહે જો એમ થઈ શકતું હોત તો નવા તીર્થંકરો, અવતારો કે પૈગંબરોને આવવાની અને તીર્થરચના નવેસરથી કરવાની જરૂર જ ન રહેત પણ, એ તત્ત્વને ભૂલીને અમુક ધર્મની વ્યક્તિઓ બીજાને ઉતારી પાડવા, લડવા કે નિંદા કરવા તૈયાર થાય છે પરિણામે ધર્મ કે જેના નામે આ બધા વિરોધો, વિખવાદો કે લડાઈઓ ચાલે છે તે જગતનું કલ્યાણ કરવાને બદલે, અકલ્યાણ કરવાનું નિમિત્ત બની જાય છે તે ત્યાં સુધી પહોંચે છે કે, બે ધર્મ-સંપ્રદાયના, આચાર્યો મળી શકતા નથી, લોકો ભેગા મળીને બેસી શકતા નથી એટલું જ નહીં ઘણીવાર તો ધર્મગુરુઓ સામે મળતાં મોઢું પણ ફેરવી લે છે

એમાં ધર્મનો કોઈ દોષ નથી, એ તો સત્ય છે, શાશ્વત છે અને કલ્યાણકારી છે. પણ તેની ઓથે જે અહં પોષાય છે તે ખોટું છે. ધર્મ અને અભિમાનને કોઈ સંબંધ નથી ઊલટું દરેક ધર્મો બાપોકાર કહે છે કે "અભિમાનીનું માથું નીચું." તો ધર્મના નામે તેને પોષવાનું કારણ વ્યક્તિગત અહં કે સ્વાર્થજ હોય છે.

આ 'અહં' જ્યારે ઉશ્કેરાટનું રૂપ પકડે છે ત્યારે તે ઝનૂન બને છે અને ધર્મ-ઝનૂનના કારણે માણસ માણસ વચ્ચેના સંઘર્ષો એટલા ઉગ્ર બન્યા છે કે તેનો ઇતિહાસ વાચતા ખુદ માણસ કંપી ઊઠે છે. કેવળ ભારતમા જ હિંદુ-મુસ્લિમ હુલ્લડો થયા છે એવું નથી; યુરોપમાં પણ એ વાત ઠેર ઠેર જોવા મળે છે ક્રિશ્ચિયન અને બિનક્રિશ્ચિયનો, કેથોલિક અને પ્રોટેસ્ટંટો, વચ્ચેની લડાઇઓ અને છેવટે યહૂદીઓ ઉપર જે રીતના જુલ્મો ગુજારવામાં આવ્યાં છે તે ઈતિહાસનું એક કાળુ પાનુ છે. ક્રિશ્ચિયન અને મુસલમાનો વચ્ચેની લડાઈઓ, પરાણે ધર્મપરિવર્તન આ બધી બાબતોના કારણે ધર્મ ઉપર લોકોને અણગમો આવે તે સ્વાભાવિક છે આ ઉપરાંત ધર્મનો વેશ ધારણ કરી ઘણા ખોટા તક સાધુઓએ જૂઠ, ફરેબ, લૂટ, પાપાચાર વગેરે ઘણા ચલાવ્યાં છે. આ કારણે વિચારકોની શ્રદ્ધા ધર્મ ઉપરથી ઊઠી જાય એ સ્વાભાવિક છે. લોકમાનસ ઉપર તેણે વિરૂદ્ધ છાપ પાડી છે અને પરિણામે રશિયાને ચીન જેવા દેશોની આખી વસતિ સામ્યવાદી બની ગઈ છે

આમ એક બાજુ ધર્મ ઉપર લોકોનો એટલો બધો અંધવિશ્વાસ છે કે તેઓ બીજા ધર્મ-સંપ્રદાયવાળાને માણસ માનવા તૈયાર નથી, હિંસા, સંઘર્ષ, જુલ્મ વ, કરવા સુધી તૈયાર થઈ જાય છે. જ્યારે બીજી બાજુ ધર્મને નામે ચાલતા આ અનિષ્ટોને જોઈને કેટલાક લોકો ધર્મ, ધર્મગુરૂ, ઇશ્વર કે ધર્મગ્રંથ વ ને નાબૂદ કરવા મથી રહ્યા છે. તેઓ ધર્મના કલ્યાણકારી તત્વને પણ માનવા તૈયાર નથી આ બે છેડા છે. આ બન્ને છેડા જગતની સુખશાંતિનો નાશ કરે છે.

આ બન્ને છેડાને દૂર કરવા હોય; તો ઉચ્ચ કોટિના વિચારકો માને છે કે જે મુખ્ય આદર્શો ઉપર નવા સમાજો-ધર્મસમાજો સ્થાયા તેમનો સમન્વય થવો જોઈએ. એ સમન્વય થતાં માનવીય ભાવનાઓને ઉપર આવવાની તક મળશે. ધર્માંધતાનો પડદો હઠતાં; બીજા ધર્મનાં સારા તત્ત્વોનુ દર્શન થશે. પરસ્પર વિરોધી લાગતાં બળો ભેગાં થશે અને અન્ય ધર્મ પ્રતિ જે ઉપેક્ષા, દ્વેષ કે સંઘર્ષની ભાવના છે તેનો

નાશ થશે આથી ધર્મ પ્રતિ અનાસ્થા રાખનારની પણ ધર્મ પ્રતિ શ્રદ્ધા વધશે. તેમજ ધર્મસંસ્થા દ્વારા આયોજિત યુગાનુરૂપ નવાં કાર્યો મૂર્ત સ્વરૂપ લેશે.

## ધર્મ-સમન્વયનાં લાભો :

ધર્મોના સમન્વયથી સૌથી મોટો લાભ એ થશે કે સત્યનું આરાધન થશે. અન્ય ધર્મો પ્રતિ આદર જાગતાં, તેમા રહેલ સત્ય જાણવા મળશે. એના કારણે જે વેર-વિરોધ ચાલે છે તે શમશે અને સાચી દૃષ્ટિ આવશે. સમ્યગદૃષ્ટિ પુરૂષ માટે એ આવશ્યક છે તે જ્ઞાનને જ્ઞાન રૂપે જુએ છે. એમા તેને ઉપરના બધનો નડતા નથી એટલુ જ નહી 'સત્ય એ મારૂ' એવી એની સ્પષ્ટ અને અનેકાતી દૃષ્ટિ માટે સ્વત્ત્વમોહ કે કાળમોહ બાધક નહી બને

સૂત્ર કૃતાગ સૂત્રમા કહ્યું છે —

> सय सय पससता, गरहता पर वय ।
> जे उ तत्थ विउस्संति, ससारे ते विउस्सिया
>
> અ ૧ શ્રુત ૧

જેઓ કેવળ પોતાની માનેલી વસ્તુની પ્રશસા કરે છે અને બીજાના સત્ય વચનોની નિંદા અને ઘૃણા કરે છે, અને બીજાઓની સાથે દ્વેષ કરે છે, તેઓ સસારના જન્મમરણના ચક્રમા જ રહે છે.

અનેકાતનો બીજો અર્થ જો કરી શકાય તો તે એજ છે કે સમન્વય કરવો એક જ વસ્તુના ભિન્ન ભિન્ન સ્વરૂપને જાણવા એ અનેકાંત છે ત્યારે ધર્મ રૂપી મૂળ તત્વના જુદા જુદા સ્વરૂપોરૂપી આજના ધર્મોને જાણવા એ એમનો સમન્વય છે

સમન્વય કરવો એ સ્વાભાવિક ક્રમ છે પ્રકૃત્તિ આપણને દરેક ડગલે અને પગલે તે શીખવે છે પગ અને માથુ એ બન્નેની રચના અને કાર્યમા કેટલુ અતર છે ? બે કાન વચ્ચે પૂર્વ-પશ્ચિમ

જેટલો તફાવત છે છતા સહુ પોતપોતાનુ કાર્ય કરે છે. સ્ત્રી અને પુરૂષ બન્ને વિજાતીય પ્રાણીઓ છે પણ સમન્વય થતા સંસારનુ સર્જન થાય છે. જળ અને પાણી બન્ને વિરોધી શક્તિઓ છે પણ સમન્વય થતા, વરાળ, વિજળી વગેરે મહાશક્તિઓ જન્મે છે આમ વિરોધીબળો અથડાતા રહે એના કરતા એમનો સમન્વય થાય તો તે મહાસર્જન બને છે. એવીજ રીતે ઉપલક દૃષ્ટિએ પરસ્પર વિરોધી લાગતા ધર્મોનો સમન્વય થાય તો જગતમા માનવ માનવ વચ્ચે પરસ્પર જે શ્રદ્ધા અને વિશ્વાસ ઉત્પન્ન થશે તે એને શાંતિ આપશે તેમજ મહા માનવ અને પૂર્ણાત્મા બનવા માટે પ્રેરશે.

## વિવાદો શેના છે?

આજે ધર્મના નામે જે વિવાદો છે તે ભૌગોલિક, ખગૌલિક કે દર્શનિક છે મૃત્યુ પછી શુ ? સૂર્યચંદ્ર કેટલા ? જબુદ્વીપ કેટલો લાબો પહોળો ? આવી બાબતો અંગે વિવાદો લઈ ને, જેની આજે અનિવાર્ય જરૂર નથી, માણસે ધર્મને નામે અશાંતિ મચાવી છે ત્યારે ધર્મના મૂળમા જતા ત્યા એવુ જણાવવામા નથી આવ્યુ કે "પ્રભુના પ્યારાં, ઈશ્વરના બાળકો કે ખુદાના ફરજદો એક બીજા સાથે ઝઘડો કરે, અન્યાય કરે કે નાની નાની બાબતોમા એક બીજાને મારી નાખે!"

ધર્મના નામે વાદવિવાદોને મહત્વ આપનારાઓમાં અહને પોષનારાં કે સ્વાર્થ સાધુઓ હોય છે અથવા ધર્મનુ સાચુ સ્વરૂપ ન સમજનારા હોય છે. ધર્મ ઉપર રચેલાં દર્શનોમા કોઈ સાકારને તો કોઈ નિરાકારને મહત્વ આપે છે, કોઈ દ્વૈતને માને છે તો કોઈ અદ્વૈતને. તેઓ ગમે તે માને એનુ મહત્વ નથી, પણ પોતે જે માને છે તેજ ખરૂ અને બાકી બધુ ખોટુ એમ ઠરાવવાનો પ્રયત્ન કરે છે ત્યારે જ ઝઘડો ઉત્પન્ન થાય છે. એક વાત સમજી લેવામાં આવે કે દરેક ધર્મનુ અંતિમ ધ્યેય તો મોક્ષ કે અલક્ષ મંજિલે પહોચવાનુ છે તો પછી કોઇ વાદવિવાદ નહીં રહે.

## સમન્વય વડે સંપૂર્ણ વિકાસ

જ્યાં સુધી જીવનમાં સમન્વય દષ્ટિ આવતી નથી, વ્યક્તિનો સપૂર્ણ વિકાસ સધાતો નથી. એ તત્ત્વના અભાવે તે પોતાના જ વર્તુળ સુધી રહે છે; પણ તેની બહારની વિશાળ દુનિયાના દર્શન કરી શકતો નથી એક પ્રકારે તેની દષ્ટિ સકુચિત રહે છે. માણુસના આત્મામા સાચી ધાર્મિકતા પડેલી હોય છે પણ તેના ઉપર સાંપ્રદાયિક આવરણ આવી જતાં તે કેવળ એટલી જ હદે વિકસિત થાય છે ત્યારે સમન્વય શક્તિ આવતા તે સત્યને સત્ય રૂપે ગ્રહણ કરીને સપૂર્ણ વિકાસને સાધી શકે છે, તેને સત્યને સાચા સ્વરૂપમા ગ્રહણ કરવામા સાંપ્રદાયિક આવરણો બાધક બનતાં નથી.

શ્રી કિશોરલાલ મશરૂવાળામા પરપરા હિંદુ ધર્મ પૈકી સ્વામીનારાયણ સપ્રદાયના સસ્કારો હતા તેમણે અનેક ધર્મગ્રથો વાચ્યા હતા, વિચાર્યું પણ ઘણું હતુ, છતા તેમને અતકરણનુ સમાધાન મળતુ નહતુ હરિજન આશ્રમમા રહેતા હતા. જૂના સસ્કારો સાથે આતદ્દ્વદ ચાલતુ હતુ પણ ગાધીજી પ્રત્યે તેમને અપાર શ્રદ્ધા હતી ગાંધીજીએ તેમની સ્થિતિ જોઈ શ્રી. કેદારનાથજીને કહ્યુ ' "કિશોરભાઇની સાથે આબુ જાઓ અને તેમનુ સમાધાન ન થાય ત્યાસુધી એમની સાથે જ રહો !"

કેદારનાથજી કબૂલ થયા અને કિશોરભાઈ સાથે આબુ ગયા. અહીં કિશોરભાઇને અતરમાથી સમાધાન મેળવવાનુ હતુ. તેમણે આશ્રમથી બે વર્ષ અલગ રહેવાની તૈયારી રાખી હતી. પણ પદર દિવસમા તેમને તે તત્ત્વ મળી ગયુ. કેદારનાથજી સાથે વાતો કરતા કરતા. આમ તત્ત્વ તો અદર છે, તે સમન્વયની દષ્ટિ આવતા પ્રગટે છે ગાંધીજીએ કિશોરભાઇને પૂછ્યુ "કેમ બે વર્ષની તૈયારી કરીને ગયા હતા અને પખવાડિયામાં પાછા ફર્યા ?"

કિશોરભાઈએ કહ્યુ : "મને જોઈતુ હતુ તે મળી ગયુ."

એક પ્રયોગશાળામાં બધા રસાયણો–દ્રવ્યો છે તેને જોઇને જો કોઈ વૈજ્ઞાનિક ગભરાઈ જાય તો તે જે નવા રસાયણની શોધ કરી રહ્યો છે તેને નહીં મેળવી શકે એવી જ રીતે જુદા જુદા ક્રિયાકાંડો, દર્શનશાસ્ત્રો કે મતભેદો જોઈ ને સાચા વિચારકે કંટાળવુ નહીં; પણ દેશ–કાળ અને પાત્રનો વિચાર કરી તેનો સમન્વય કરતાં તેને જીવનનુ પરમ સત્ય સાંપડી શકશે. ખરા વિચારકે તો બધામાથી તત્ત્વ શોધવાનુ છે અને સમન્વય કરવાનો છે. અલગ અલગ ગાયોનુ દૂધ જેમ એક છે–તે દૂધ ભેગુ થતા, દૂધ સિવાય બીજુ તત્ત્વ રહેતુ નથી, એવી જ રીતે સર્વ ધર્મોનો સાર આત્મવિકાસ છે અને તે જ સત્ય છે એમ સમન્વયની દૃષ્ટિ આવતા સ્પષ્ટ જણાશે

શ્રી વ્યાસજીએ કહ્યુ છે —

श्रुतिर्विभिन्ना स्मृतयश्च भिन्ना
नैको मुनिर्यस्य वच. प्रमाणम् ।
धर्मस्य तत्त्व निहित गुहायाम्
महाजनो येन गत स पन्था ।।

શ્રુતિઓમા જુદી જુદી વાતો છે, સ્મૃતિઓમા પણ જુદી જુદી વાતો છે. કોઈ પણ મુનિના વચનો અબાધિત–સત્ય (સર્વકાળ) રૂપે નથી ધર્મનુ તત્ત્વ બુદ્ધિની ગુફામાં નિહિત છે તે પણ કેવળ વાચન ચિંતનથી મળતુ નથી પણ, મહાપુરુષો ગયા છે તે માર્ગે તત્ત્વની શોધ કરવાથી મળે છે

એનો અર્થ એ થાય છે કે જે ઊંડી વિચારણા કે ચિંતનના કારણે પણ મળતુ નથી તે મહાપુરુષોના સંસર્ગથી મળી જાય છે. કિશોરભાઈને કેદારનાથજીના નિમિત્તે તત્ત્વ મળ્યુ હતુ. એટલે તેઓ નાથજીને ગુરુ માનતા. પણ, નાથજી તો વિનમ્રભાવે એમ જ માને છે કે તેઓ ગુરુ થવાને લાયક નથી.

જ્યારે સમન્વય કરવાની બુદ્ધિ જાગે છે ત્યારે એકાએક વર્ષો જેની શોધમાં હોઈએ તે તત્ત્વ સામે પ્રગટ થાય છે. ભગવાન બુદ્ધે અનેક જાતના તપ કર્યા, પણ તેમને તત્ત્વ ન મળ્યુ. પકુદ્ધ કાત્યાયન, અજિત-કેશ કબલી, અલારકલામ વ સુપ્રસિદ્ધ વિચારકો પાસે ગયા અને તેમના માર્ગે જઈને જ્ઞાન મેળવ્યુ. ક્રિયાઓ સાધી પણ તેમને સાચુ જ્ઞાન ન થયુ. પણ એક પ્રસગ એવો બન્યો કે તેમને એ તત્ત્વ મળી ગયુ

એકવાર ભગવાન બુદ્ધ એક વૃક્ષ નીચે ધ્યાનસ્થ બેઠા હતા ત્યાથી એક વારાંગના પસાર થઈ રહી હતી. તેણે વાજિત્રો વગાડનારને કહ્યુ "તમારાં વાજિત્રોના તાર અત્યત ખેચશો પણ નહીં, તેમ જ ઢીલા પણ રાખશો નહીં, નહીતર તે વાગશે નહી"

કહેવાય છે કે ભગવાન બુદ્ધને આ વચનોથી પ્રેરણા મળી અને તેમણે મધ્યમ માર્ગનુ તત્ત્વ મેળવ્યુ. વારાગનાના જીવનમાથી જગતના એક પરમપુરુષને શુ મળવાનુ હોય? પણ નિમિત્ત મળતા ભગવાન બુદ્ધને જે તત્ત્વ વર્ષો સુધી નહોતુ મળ્યુ તે મળ્યુ.

## શિબિર અને સ્વધર્મ સમન્વય :

આ શિબિરમા પણ માત્ર પુસ્તકોની ચર્ચા કરવા સહુ ભેગા નથી થયા પણ માનવજીવનના વ્યક્તિગત અને સમાજગત દરેક પાસાઓ છણવાના છે—અનુભવોની એરણ ઉપર ઠોકી ઠોકીને જીવનના બધા અગો અગે મુક્ત સહચિતન કરવાનુ છે. જુદા જુદા દેખાતા ધર્મો પણ માનવજીવનનો અગત્યનો પ્રશ્ન છે અહી તેનો સમન્વય કરવાનો છે

સામાન્ય માનવી બધા ધર્મોના જુદા જુદા ક્રિયાકાંડો, વિધિવિધાનો જોઈને અકળાઈ જઈ, સમાધાન પામી શકતો નથી. કયારેક અહભાવ પણ તેને તેમ મેળવતા રોકે છે અને કયારેક "મારા જ ધર્મમાં બધુ આવી ગયુ" એવો ખોટો સતોષ પણ અવરોધ રૂપ બને છે તે બીજાના જ્ઞાનથી, ધર્મના તત્ત્વોથી અને મહાપુરુષોના અનુભવોથી વચિત રહી જાય છે.

એટલે વ્યાસજી કહે છે :—

"श्रूयतां धर्मसर्वस्वं, श्रुत्वा चैवावधार्यताम्"

—બધા ધર્મોની વાતો સાંભળો; તત્ત્વનું શ્રવણ કરો અને શ્રવણ કરી બુદ્ધિ વડે સત્યાસત્યનો નિર્ણય કરો.

અવિશ્વાસ, ખોટી પકડ, દ્વેષવૃત્તિના કારણે ઘણી વાર માનવી ધર્મોમાં રહેલ સારાં તત્ત્વોને–સત્યોને ઓળખી શકતો નથી. ત્યારે ધર્મ એક બાજુએ રહી જાય છે; ઊલટી નુકશાનની પરંપરા વધતી જાય છે. એટલે સમન્વય કરતી વખતે સાચું શું છે એ શોધવાની વૃત્તિ જાગશે અને ધર્મના નામે આંધળું અનુકરણ કરતાં માણસ બચશે.

## સમન્વયમાં બાધક તત્ત્વો

આજે સર્વ ધર્મોનો સમન્વય કરવામાં મુખ્યત્વે ત્રણ વસ્તુઓ બાધક રૂપે લાગે છે –(૧) ધર્મસંપ્રદાય, (૨) શ્રદ્ધા અને (૩) સાધુ કે ગુરુ. ધર્મસંપ્રદાયની સાથે શ્રદ્ધા અને સાધુ બન્ને સંકળાયેલા છે

સર્વ પ્રથમ આપણે ધર્મને લઈએ સામાન્ય માણસ તો ધાર્મિક સમસ્યાના સ્વરૂપને સમજી શકતા પણ નથી જે લોકો કંઈક સમજે છે તે અલગ અલગ ધર્મોની વિવિધતા જોઈને નિરાશ થઈ જાય છે ધર્મના અનેક રૂપોનો–ધર્મસંસ્થાઓનો સમન્વય તેમને અસંભવ જણાય છે. એમાંના ઘણા લોકો ધાર્મિક વિરોધ પસંદ કરતા નથી જે ધર્મસંસ્થાપકોના ભક્ત છે પણ તેમને ધર્મ-સંશુદ્ધિના પ્રયત્નોની નિષ્ફળતા એટલી હદે નિરાશ કરી મૂકે છે કે આવો કોઈ સમન્વય કરવામાં પણ તેમને વખતની બરબાદી નજરે ચઢે છે જેમ અન્ય પ્રશ્નોને ઉકેલવા માટે ઉદારતા કે સહિષ્ણુતાથી વિચાર કરે છે તેમ તેઓ ધર્મ–સમસ્યા માટે દાખવે તો ઘણું કાર્ય થઈ શકે

ઘણીવાર તેમની ઉપેક્ષાનું ઊંધું પરિણામ આવે છે. એ ઉપેક્ષાના કારણે ઘણા લોકો ધર્મને નાબૂદ કરવા સુધી પહોંચી જાય છે ધર્મ એ

તો જીવનનો સ્વાભાવિક ક્રમ છે કદાચ સમય, કાળ અને પાત્ર પ્રમાણે અલગ અલગ મહાત્મા પુરૂષોએ તેની સસ્થાપના કરી છે. પણ તેને નાબુદ કરવા જતા તેઓ કોઈ એવી બીજી શકિત આગળ નમી પડ્યા છે. જેને આપણે રાષ્ટ્રીય નેતા, સામાજિક નેતા તરીકે ઓળખાવીએ છીએ. અથવા તો માણુસની રચેલી સરમુખત્યારશાહીના કોઈ વાદને સામ્યવાદ કે મૂડીવાદને નમવુ પડે છે જો ધર્મ કરતા કોઈ ઉતરતી કક્ષાની ભાવના આગળ નમવાનુ હોય તો પછી ધર્મને ટકાવી રાખવુ જ સારૂ છે! અલગ અલગ ધર્મોમા જે વિવિધતા લાગે છે તેનુ મથન કરવુ જરૂરી છે તે માટે સમન્વય થવો જોઈએ.

બધા ધર્મોના સમન્વયની વાત આવે છે એટલે કેટલાક રૂઢિચુસ્ત અને અધશ્રદ્ધાળુ લોકો એવો ભ્રમ રાખે છે કે ત્યારે દરેક ધર્મની સારી સાથે ખરાબ વસ્તુ તો માનવી પડશે તેમની મિથ્યા બાબતો, અધ વિશ્વાસો કે અનિષ્ટોને પણ ટેકો આપવો પડશે. કે તેમને ટેકો મળી જશે આ દલીલ ખોટી છે "દરેક મનુષ્યોને ચાહો!" એમ કહેવાથી ચોર, ડાકૂ, વિશ્વાસઘાતી, વ્યભિચારી વગેરેના પાપોને ટેકો આપવો પડશે એમ ન મનાય તેમ 'દરેક ધર્મોનો સમન્વય કરો' એટલે કે તેમના પ્રતિ ઉદારતા દાખવો અને તેમાંથી સત્યને તારવો

દરેક નગરમા ગદી નાળીઓ–ગટરો હોય છે. તેમજ સ્વચ્છ રમ્ય બાગ બગલા સડકો પણ હોય છે. કેવળ ગદગીનુ નિરીક્ષણ એજ કઈ નગર–નિરીક્ષણ નથી એવીજ રીતે દરેક ધર્મોમા કોઈ ને કોઈ સડો હોય છે પણ એજ કઈ તેનો ધર્મપ્રાણ હોતો નથી. તેમના ધર્મપ્રાણ રૂપે અહિસા, સત્ય, વાત્સલ્ય વ ગુણો હોય છે એટલે ધર્મ–સમન્વયનો અર્થ એ સુદર ગુણોનો સમન્વય છે.

આ સિવાય ઘણા લોકો એમ પણ ભ્રમણા સેવતા હોય છે કે સર્વધર્મોનો સમન્વય એટલે કે બધા ધર્મના લોકોને રાજી રાખવા, એવુ પણ નથી. ધર્મમાં નૈતિકતા અને લોકહિતનાં જે તત્ત્વો પડ્યાં છે

તેનો સમન્વય કરીને લોકોને એ નૈતિકતા પ્રતિ આકર્ષિત કરવાના છે. નાની નાની બાબતો ઉપર જે ઝઘડાઓ થાય છે તેની નિ સારતા બતાવી એ ઝગડાના કારણોને દૂર કરવાનુ છે. ધર્મસસ્થાઓમા જે ખરાબીઓ અનિષ્ટો પેસી ગયા છે તેમને હઠાવીને માણુસને નિષ્પક્ષ વિચારક બનાવવાનો છે

ધર્મ એ પુનીત તત્ત્વ છે. તેણે યુગયુગથી અલગ અલગ સ્વરૂપે લોકકલ્યાણ કર્યું છે સમાજનુ ધારણ, પોષણ અને સત્વસશોધન કર્યું છે અલગ અલગ સમયે ધર્મસસ્થાપકોએ અને ધર્મગુરુઓએ માનવજાતિને સન્માર્ગે વાળવા માટે અપાર કષ્ટો સહ્યાં છે–બલિદાનો આપ્યા છે. લોકશ્રદ્ધાને કલ્યાણકારી વળાંક આપવા માટે જે પુરૂષાર્થ તેમણે કર્યો છે તેની આગળ આપણુ મસ્તક શ્રદ્ધાથી નમી પડે છે. તેના ઉપર જે આવરણો રહી ગયા છે તે જોઈને ધર્મને ફેકી દે એ બુદ્ધિમાની નથી સોનુ ઝાખુ પડે, કે માટીમાં ભળે તોયે તેને તપાવીને સાચ્યુ સોનુ બહાર પાડવાનુ હોય છે એવુ જ ધર્મોનુ છે. સર્વધર્મ સમન્વય રૂપી ભઠ્ઠીમા તેને તપાવી તેમા શુદ્ધ તત્ત્વ આણુવાનુ છે.

ધર્મને વધારે બદનામ કરાવનાર, કે એના નામે ઝનૂન લોકોમાં ફેલાવનાર કહેવાતા ધર્મગુરુઓ, અને ધર્મજીવી પડિતો છે. તેઓ સાચા શબ્દોમા કહેવાયેલા સત્યોને મારી મચડીને પોતાના મતલબમા ફેરવે છે. જેમકે ગીતામા કહ્યુ છે —

> श्रेयान स्वधर्मो विगुण परधर्मात् स्वनुष्ठितान् ।
> स्वधर्मे निधन श्रेय परधर्मो भयावह ॥

સારી પેઠે આચરેલ પરધર્મ કરતા ગુણરહિત પણ સ્વધર્મ સારો છે. સ્વધર્મમા મૃત્યુ પામવુ સારૂ છે, પણ પરધર્મમા જીવવુ ભયકર છે.

આ આખા શ્લોકમા "સ્વ" એટલે આત્મા અને "પર" એટલે જડ શરીર એ રીતનો અર્થ ઘટાવવાનો છે. ત્યારે, સપ્રદાયવાદી લોકો એનો અર્થ એમ ઘટાવે છે કે પોતાનો સપ્રદાય–સ્વધર્મ સારો. બાકીનાં

ઠીક નહી એટલુ જ નહી તેના અનુસધાનમા મધ્યયુગમા તો ત્યાં સુધી સપ્રદાયનુ વિષ ઘોળવામા આવ્યુ —

हस्तिना ताडयमानोऽपि न गच्छेज्जैनमंदिरम्

—હાથીના પગ તળે કચડાઈ મરવુ સારૂ પણ જૈન મદિરોમાં ન જવુ. આમ ધર્મગુરુઓના સાપ્રદાયિક માનસે કેવળ ધર્મો વચ્ચે જ ભેદભાવની ભીતો ઊભી કરી છે એટલુ જ નહી, એક જ ધર્મના માનવવાળા વચ્ચે પણ ભેદભાવો પેદા કર્યા છે, અને ધર્મ જે શાતિનુ સાધન છે, તેના નામે ભાઈ-ભાઈઓ વચ્ચે ગળાકાપ લડાઈઓ કરાવી છે હિદુઓમાં શૈવ-વૈષ્ણવો, જૈનોમા શ્વેતાંબર-દિગબર દેરાવાસી-સ્થાનકવાસી, ઇસાઇઓમા રોમન કેથોલિક અને પ્રોટેસ્ટટ તેમજ પ્રેસબ્બી-ટેરીયન આ બધાની આપસની લડાઈઓ એના ઉદાહરણ રૂપે છે

ધર્મ અને ગુરુની સાથે જે ત્રીજી બાબત સ્વધર્મ સમન્વય માટે બાધક છે, તે છે શ્રદ્ધા. સાપ્રદાયિક માનસ હોઈને વડીલો નાના નાના બાળકોને કહેતા હોય છે "અમુક ધર્મના લોકોને ત્યા ન જવાય ! તેઓ છોકરાને મારી નાખે છે" આવી રીતે સાપ્રદાયિકતાના અને ઝનૂનના સસ્કારો સીચવામા આવતા હોઇને એક ધર્મ સપ્રદાયના લોકો બીજા ધર્મ સપ્રદાયના લોકો, ધર્મગુરુઓ, ધર્મસ્થાનકો, ધર્મશાસ્ત્રો કે ધર્મદેવો પ્રતિ અણગમો, ઘૃણા અને દ્વેષભાવથી પીડાતા હોય છે અને તેથી ઘણીવાર આવા કુસસ્કારો ધર્મના નામે લડાઇઓ-હુલ્લડોને પ્રેરે છે. હિદુસ્તાન-પાકિસ્તાનના ભાગલા થયા, અલીગઢમા તોફાનો થયાં, જબલપુરમા કોમી રમખાણ થયુ. આ બધુ આવા આધળા ધર્મ-ઝનૂના કારણે ! તેથી કેટલાક વિચારક લોકો અને શિક્ષિતો એમ માને છે કે આવી ધર્મસસ્થાઓને તોડી નાખવી જોઈએ. કલકત્તા અને લાડનૂ (રાજસ્થાન) ખાતે થયેલા બે "ધર્મક્રાંતિ પરિસમેલનો"માં રાષ્ટ્રના મહાન વિચારકોએ ઉપર મુજબનો સ્વર કાઢ્યો હતો

**સર્વ ધર્મ સમન્વય એટલે?**

આ બધી બાબતો ઉપરથી એક વસ્તુ ફલિત થાય છે કે જો સર્વ

ધર્મ સમન્વય કરવો હોય તો સર્વ પ્રથમ જે શબ્દોની સાઠમારી રમાય છે તેને દૂર કરવી જોઈએ. હિંદીમાં "ભગવાન", ઉર્દૂમાં ' ખુદા " કે અંગ્રેજીમાં જેને "ગોડ" કહેવાય છે. તે એક જ વ્યક્તિત્વનુ પ્રતીક છે એમ જણાવવુ પડશે. બીજો એ સિદ્ધાંત સ્વીકારવો પડશે કે દરેક ધર્મની રચના માણસની ભલાઈ માટે થયેલી છે એટલે પોતે જે સારી વાત માને છે તે મનાવવા માટે બળજબરી કે સખ્તાઈ નહીં કરે પણ પ્રેમ અને સમજણપૂર્વક પ્રયત્ન કરશે.

મહાત્મા ગાંધીજીએ જોયુ કે ભારતના લોકો અને તેમની સંસ્કૃતિની રગેરગમાં ધર્મ શબ્દ વણાઈ ગયો છે. એને કાઢવાનો પ્રયત્ન કરવો નકામો છે એના બદલે ધર્મોનું હાર્દ સમજી તેમનો સમન્વય કરી તેનુ પરિમાર્જિત રૂપ તેઓ લોકો આગળ મૂકતા સર્વધર્મ સમન્વયવાળો તેમની પ્રાર્થના અંગે ઘણા લોકો તેમને કહેતા "બાપુ બીજૂ બધુ તો ઠીક, પણ આ ધર્મ શબ્દ કાઢી નાખો"

ખુદ પંડિતજી જેવા માનવતાવાદી પુરૂષ પણ આ જોઈને કહેતા; "બાપુ! આ પ્રાર્થનાનુ ધતિંગ શુ લગાવ્યુ છે?" તે છતા ગાંધીજી ધર્મની તાકાતને પીછાણતા હતા અને તેમને લોકોની નૈતિક જાગૃતિનુ મહત્વ વધારે હતુ

## એક જ ધર્મ હોય તો ?

કેટલાક લોકો કહે છે કે સમન્વયની કડાકુટમા પડવા કરતાં ચીનમા એક જ ધર્મ હતો તેમ જો દુનિયામા એક જ ધર્મ હોય તો આ બધા ઝઘડાઓનો અંત આવી જાય આ વાત વહેવારૂ નથી. દરેક ધર્મવાળા આગળ આવશે અને તેમનો જ ધર્મ સારો છે એમ પ્રતિપાદન કરશે. કોઇ નમતુ મૂકશે નહી. આજના સ્વરૂપમા જે ધર્મો છે તેમા સંશોધન શુદ્ધિકરણ કર્યા વગર તો તે સ્વીકાર્ય બને એમ લાગતુ નથી. એક જ ધર્મને મહત્વ આપવાથી સ્વતંત્ર વિચાર શક્તિનો વિકાસ અટકશે અને અલગ અલગ દેશ-કાળ પ્રમાણેની સ્વતંત્ર વિચાર સરણી રૂંધાશે.

એટલે ધર્મમય સમાજની રચના કરવા માટે દરેક ધર્મોને તેમના સ્થાને ટકાવી રાખવા પડશે. તેમને નાબૂદ કરવાના નથી પણ તેમનામાં સંશોધન કરવું પડશે આવું સંશોધન તે તે ધર્મના અનુયાયીઓ જ કરે. અન્ય ધર્મોના સારા સિધ્ધાંતોની કસોટીએ, પોતાના ધર્મના સિધ્ધાંતોને કસીને કરે એજ ઠીકસર થશે

**કાયદો ન ચાલે?**

ન્યાયપુરઃસર અને નૈતિક સમાજની રચના કરવી હોય તો તે રાજ્યના કાયદા કાનૂન દ્વારા શકય નથી, પણ ધર્મ વડે જ શકય છે કાયદા કરતા ધર્મનું સ્થાન ઊંચું છે કાયદો ભય બતાવીને, દંડ આપીને પાપ અનિષ્ટોને રોકવા મથે છે જ્યારે ધર્મ માણસની પ્રવૃત્તિને બદલાવી તેને પુણ્યશાળી પવિત્ર બનાવે છે એટલે જ એવું જોવામાં આવે છે કે કાયદો ઘડાતાં છટકબારીઓ શોધાય છે અને કાયદાની ઓથે પણ અનિષ્ટો પોષાતા રહે છે એટલે જ ધર્મને પણ કાયદામાં મહત્વ આપવામાં આવ્યું છે કે જ્યારે કોઇપણ વ્યકિત કોર્ટમાં ફરિયાદી, આરોપી કે સાક્ષી તરીકે આવે છે ત્યારે તેને ધર્મગ્રંથને હાથ લગાડીને કહેવાની ફરજ પડે છે. ' હું ઇશ્વરને હાજર–નાહાજર જાણી જે કહીશ તે સાચું કહીશ!" આમ ધર્મ વગર કાયદો કાનૂન પણ નકામાં છે કદાચ સામ્યવાદી દેશોમાં ઇશ્વરને સાક્ષી નહીં માન્ય હોય, તો પણ "હું સત્ય કહીશ" એમ તો કહેવું જ પડે છે અને સત્ય એ ધર્મનું તત્ત્વ છે.

**બિનસાંપ્રદાયિક રાજ્ય :**

એટલે જ આપણું ભારત રાજ્ય બિનસાંપ્રદાયિક એટલે જાતીય ભેદ–ભાવ વગરનું છે. આજે રાષ્ટ્રના મોટા પંડિતો અને શિક્ષા શાસ્ત્રીઓ એ વિચારે છે કે શિક્ષણના પાયામાં ધર્મ હોવું જોઈએ–પણ તે સંપ્રદાયગત નહી, વિશાળ દૃષ્ટિવાળું હોવું જોઇએ ઘણા લોકો માને છે કે આપણું રાજ્ય બિનધાર્મિક છે તે ખોટું છે તે સંપ્રદાયવિશેષનું નથી એ ચોકકસ છે.

ભાલના એક ગામડામા ખેડૂત સમ્મેલન વખતે શ્રી. મોરારજી દેસાઈ આવ્યા હતા. ત્યારે મે તેમને પૂછ્યું. "હમણા સોમનાથ મદિરનો જીર્ણોધ્ધાર થયો એમાં મોટા સમારભો થયા અને રાષ્ટ્રપતિ (રાજેન્દ્રબાબુ) ઉદ્‌ઘાટન કરવા ગયા, તેમા પડિતજીને કેમ લાગ્યુ ?"

તેમણે કહ્યુ · "એમા પડિતજીને કેમ લાગ્યુ હશે એ તો તેઓ જાણે. પણ, આપણુ રાષ્ટ્ર બિન સાપ્રદાયિક હોઈ, રાષ્ટ્રપતિ એક સપ્રદાયના મદિરનુ ઉદ્‌ઘાટન કરવા ગયા એ બરાબર નથી લાગતુ *આજે હિદુઓના મદિર માટે રાષ્ટ્રપતિ હિદુ સસ્કારના હોઇને ગયા, આવતી કાલે મસ્જિદના ઉદ્‌ઘાટન વખતે બોલાવશે ત્યા પણ જવુ પડશે."

એનો એ અર્થ નથી કે રાષ્ટ્રપતિને પોતાનો ધર્મ પાળવાનો કે ધર્મક્રિયાઓ કરવાનો અધિકાર નથી, પણ આજના યુગે જાહેર પ્રસગોમા જ્યાં એક ધર્મ સપ્રદાયનો પ્રસગ હોય ત્યા વિચાર કરવો જોઇએ.

આપણુ માનસ સાપ્રદાયિક વિચારથી ઘણુ બધુ જકડાયેલુ છે. જો કોઈ શાળામાં ગીતાનો અભ્યાસક્રમ મૂકાશે તો તરત મુસલમાનો કુરાન મૂકાવશે અને ખ્રિસ્તીઓ બાઇબલ મૂકાવશે આપણે બધા ધર્મોનાં તત્ત્વો જોવા પડશે અને તેમની ઉપર બાઝેલા રૂઢ માન્યતાના જાળા દૂર કરવાં પડશે. દરેક ધર્મ તેના શુદ્ધ સ્વરૂપે સારોજ છે

## કયો ધર્મ સારો ?

શ્રીમદ્ રાજચંદ્રજીને ગાધીજીએ પૂછ્યુ "મારે કયો ધર્મ પાળવો ? કયો ધર્મ સારો છે ?

ત્યારે તેમણે કહ્યું, "જે ધર્મ તમને પરપરાથી મળ્યો છે તે જ હિદુ ધર્મને પાળો"

તેમણે ગાંધીજીને જૈન બની જવાની ભલામણ કરી ન હતી. કારણકે તેઓ જાણતા હતા કે જૈનધર્મ ગુણપ્રધાન ધર્મ છે. વિશ્વધર્મ છે. કોઈપણ ધર્મનાં સારાં તત્ત્વોનુ અનુકરણ એમા જૈનધર્મનું પાલન સ્વત. થઈ જાય છે. ખરેખર ધર્મની વ્યાખ્યા એજ છે. જે તત્ત્વ જ્યાં છે તેને તે સ્થાને મૂકવું; અને એ જૈનધર્મનો મુદ્રાલેખ છે.

**શ્રદ્ધા :** ધર્મ પછી બીજુ તત્ત્વ આવે છે શ્રદ્ધા. શ્રદ્ધાનો ધર્મ સાથે ગાઢસબધ છે કહેવાય છે કે ધર્મ, ધાર્મિકો વગર નથી અને ધાર્મિકો શ્રદ્ધા વગર નથી પણ આ શ્રદ્ધા આંધળી ન હોવી જોઇએ તેમજ અધ-અશ્રદ્ધા ખોટીભડક પણ ન હોવી જોઈએ એ બન્ને માનવજીવન માટે ઘાતક છે.

શ્રદ્ધા અગે કહેવુ પડશે કે પુરૂષો કરતા સ્ત્રીઓમાં તે વધારે હોય છે ધર્મને ફેકવા જશુ તો પણ, ભારતની માતાઓમાં ધર્મ પ્રતિ જે શ્રદ્ધા છે તેને કાઢી શકાશે નહીં

થોડા દિવસ પહેલા પુરૂષોત્તમ માસ ચાલતો હતો. ત્યારે ચોપાટી બાજુ ફરવા જતા અમે જોયુ કે મોટાં ઘરના શ્રીમત બહેનો સુદ્ધાં દરિયામા માથાબોળ નહાવા જાય છે, માળા ફેરવે છે, જપ કરે છે, મત્રોચ્ચાર કરે છે અને કથા સાંભળે છે. નાસ્તિકમાં નાસ્તિક માણસને એ જોઇને આશ્ચર્ય થશે કે જે કામ આ બૈરાઓ ગમે તે કહો તે છતાં નહીં કરે, તે આ શ્રદ્ધાના કારણે કરે છે, અને આશ્ચર્ય એ છે કે ધર્મ-શ્રદ્ધાને નામે એ થતુ હોઈ ત્યા કોઈ વિકાર-વાસના થતી પણ નથી

હવે આ શ્રદ્ધાને હાકી કાઢવી છે કે રાખવી એ મુખ્ય પ્રશ્ન છે. જો રાખવી હોય તો તેને શુદ્ધ દિશા તરફ વહેવડાવવી પડશે. માનવીની અને તેમા પણ માતાઓની શ્રદ્ધાએ અજબ જેવાં કાર્યો કર્યાં છે.

ગાધીજી જ્યારે વિલાયત જતા હતા ત્યારે તેમની બા પુતળીબાઇએ કહ્યું ! "બેટા ' તુ ખુશીથી વિલાયત જા મને કશો વાંધો નથી. નાતના લોકો ગમે તેટલો વિરોધ કરશે તેને હુ સહીશ પણ મને એ બીક લાગે છે કે વિલાયત ગયા પછી લોકો વટલાઈ જાય છે. એટલે કે સાચા ધર્મ ઉપર ટકતા નથી માટે, મારે તને ત્રણ પ્રતિજ્ઞા અપાવવી છે."

ત્યારે ગાધીજીએ કહ્યું "ભલે ! હુ એ ત્રણ પ્રતિજ્ઞાઓ લઈશ !"

પણ, આ પ્રતિજ્ઞા કોની પાસે લેવી પુતળીબાઇ અને ગાંધી કુટુંબ વૈષ્ણવ! વૈષ્ણવ આચાર્યો ખરા છતાંયે પુતળીબાઇ ગાંધીજીને એક જૈન મુનિ બેચરજી સ્વામી પાસે પ્રતિજ્ઞા લેવડાવે છે એનુ કારણ એજ કે પુતળીબાઇને જૈન ધર્મના આચારો અને ધર્મગુરુઓ ઉપર શ્રદ્ધા હતી કે આ બધા સાધુઓ વ્રતો લે છે અને પાળે છે જો કે આજે એમાં ઓટ આવી છે પણ મૂળ વાત શ્રદ્ધાની છે ગાંધીજીએ પ્રતિજ્ઞાઓ લીધી, પાળી અને હેમખેમ પાર ઉતર્યા એમા મોટુ તત્ત્વ શ્રદ્ધાનુ હતુ"

**ધર્મગુરુઓ :** ધર્મની સાથે સંકળાયેલુ મહત્ત્વપૂર્ણ ત્રીજુ તત્ત્વ ધર્મગુરુ છે તેમનુ કામ છે ધર્મને સ્વસ્થ અને શુદ્ધ રાખવાનુ તેમજ વ્યકિત, સમાજ, રાષ્ટ્ર વ.ને દેશ–કાળ–સ્થિતિ પ્રમાણે માર્ગદર્શન આપવું. પોતાની આ જવાબદારીથી આજના ધર્મગુરુઓ વધારે પડતા વિમુખ રહ્યા છે એટલા માટે જ સાધુસંસ્થા પ્રતિ આજના ઘણા શિક્ષિત લોકોને એટલે હદ સુધી અસંતોષ છે કે તેઓ એને ઉખેડીને ફેંકવા પણ તૈયાર છે.

પણ, સાધુસંસ્થાની બીજી બાજુ ઉજળી છે આજ સુધી લોકોને જો નૈતિક માર્ગદર્શન મળ્યુ હોય તો ક્રાંતિપ્રિય સાધુસંન્યાસીઓ વડે જ. અને એવા સાધુઓને લોકો માનશે

ખરેખર તો સર્વસ્વ ત્યાગીને લોકકલ્યાણ અર્થે શેષ-જીવનને અર્પણ કરતી સાધુસંસ્થા સમાજની ધર્મનીતિની ચોકી કરે છે એટલે એ શ્રદ્ધાનુ ભાજન બની છે "करतल भिक्षा तरुतल वास "નુ સૂત્ર આપી શંકરાચાર્યજીએ સાધુઓની નિસ્પૃહતાનો નવો આંક મૂક્યો હતો તેના બદલે સમાજને આપવાનુ તેના માટે વધારે છે. એટલે જ શ્રીમદ્ રાજચંદ્ર જેવા વિચારક પણ એ અવસ્થા પામવા માટે કહે છે —

અપૂર્વ અવસર એવો ક્યારે આવશે?
ક્યારે થઇશુ બાહ્યાંતર નિર્ગ્રંથ જો!

## સર્વ સબંધનું બંધન તીક્ષ્ણ છેદીને;
## વિચરશું કબ મહાપુરુષને પથ જો!

—આજે સાધુસંસ્થામાં વિકૃતિ પેઠી છે એટલે તેને તોડી નાખવી એના કરતાં તમને જ શ્રદ્ધાના ભાજન ગણી, તેમની ભૂલોનું માર્ગદર્શન કરીને, તેમની જવાબદારીનું ભાન કરાવવું વધારે અગત્યનું છે.

ગુજરાતમાં શાંતુ મહેતા કરીને એક જૈન શ્રાવક થઈ ગયા. તેઓ સજ્જન અને ધાર્મિક પુરુષ હતા. એકવાર રસ્તેથી પસાર થતાં ઉપાશ્રય આવ્યો એટલે સાધુનાં દર્શન કરવા અંદર ગયા. અંદર ગયા તો જોયું કે સાધુમહારાજનો હાથ એક સ્ત્રીના – વેશ્યાના શરીર ઉપર હતો. તેમણે એ નજરોનજર જોયું પણ કાંઈ ન બોલ્યા અને હાથ જોડીને, આંખો બંધ કરીને તેમણે વંદન કર્યાં.

પેલા સાધુ ચેતી ગયા. બાઈ ચાલી ગઈ. શાંતનુ મહેતા કંઈ ન બોલ્યા. એમ જ રાતે બે હાથ જોડીને ઊભા રહ્યા. સાધુજીએ વિચાર્યું "આવો પ્રતિષ્ઠિત માણસ અને મારું આવું અયોગ્ય કાર્ય! છતાંયે કાંઈ ન કહ્યું? ઊલટું વંદન કરે છે."

તેમનું મનોમંથન વધ્યું અને તેમણે શાંતુ મહેતાને પોતાના ગુરુ માન્યા. પેલા સાધુએ પશ્ચાતાપ કર્યો અને આમ શાંતનુ મહેતાની તેમનામાં રહેલી અખૂટ શ્રદ્ધાના કારણે તેઓ ખરેખર ઉચ્ચ કોટિના સાધુ બની શક્યા.

આજે આવી શ્રદ્ધાનું આરોપણ કરવાની વધારે જરૂર છે, ન કે નાની નાની ભૂલો માટે સાધુ-સંસ્થાને ઉતારી પાડવાની. બહેનોમાં એવી શ્રદ્ધા વધારે હોય છે. તેઓ સારામાં સારી વસ્તુ સાધુઓને વહોરાવવામાં આનંદ માને છે. રાવણનો સાધુવેશ જોઈને સીતાજીએ લક્ષ્મણ રેખાની પણ પરવા ન કરી. પણ રાવણ જેવા ઘણાયે સાધુવેશે ફરે છે. એના માટે એ જ જરૂરી છે કે જો એમનામાં ગુરુભાવ ભરવામાં આવશે તો

તેનો કાયાકલ્પ થશે કદાચ આખી સાધુ સંસ્થા નહીં, તો પણ ઘણાં ઉપયોગી રત્નો પાકશે

**ત્રણ તત્ત્વોનો સમન્વય**

આમ ધર્મ, સાધુ અને શ્રદ્ધા એ ત્રણ તત્ત્વો ઉપર દુનિયાના બધા ધર્મોનું મંડાણ છે એ ત્રણેનો સ્વીકાર કરીએ છીએ એટલે 'વસુધૈવ કુટુમ્બકમ્' માનીને ચાલતા બધા ધર્મોનો વિચાર કરવો પડશે અને તેમની સારી બાજુનો જ ખ્યાલ સમન્વય કરતી વખતે રાખવો પડશે. પાણી ગમે ત્યાંનું હોય પણ તે ગળાને શુદ્ધ કરીને પીવાનું છે એવી જ રીતે દરેક ધર્મના વિકારોને શુદ્ધ કરી શુદ્ધ તત્ત્વોનું આચરણ કરવાનું છે 'કુરાન' વાચવાથી યવન થઈ જવાશે કે શાસ્ત્રો સાંભળવાથી કાફિર થઈ જવાશે એમ માનવું ભૂલ ભરેલું છે. આપણે જેમ પોતાના પિતાની નિંદા સહી શકતા નથી તેવી જ રીતે મિત્રના પિતાની નિંદા પણ શી રીતે સહી શકાય ? ધર્મો પણ અનેક વિશ્વસમસ્યાઓમાંની એક સમસ્યા છે અને તેને ઉકેલવા માટે સમન્વય-પૂર્ણ સત્ય દૃષ્ટિ જોઈશે એકવાર એ દૃષ્ટિ મળતાં એમ જ લાગશે કે આ બધા ધર્મગ્રંથોમાં જે સારભૂત તત્ત્વ છે તે મારૂં છે એવી બધા ધર્મશાસ્ત્રો, સાધુઓ અને ધર્મો પ્રત્યે ભક્તિભાવ પેદા થશે ત્યારે જ નિષ્પક્ષ પરીક્ષક અને ખરા વિવેકી બની શકાશે

જગતના ધર્મોને સ્વીકારવાની સાથે ઉપરના ત્રણ તત્ત્વો લેવા પડશે ત્યારે એ બધામાંથી સારા તત્વોને તારવવાનું અને ખરાબીઓને દૂર કરવાનું તેમજ વિકૃતિના જાળાંઓ વિખેરવાનું કાર્ય સરળ થઈ પડશે એજ સર્વધર્મ સમન્વયની પાછળ રહેલું તત્વ છે. સર્વધર્મ સમન્વય એ સર્વધર્મ ઉપાસનાનું મહત્ત્વપૂર્ણ અંગ છે એ થઈ જાય તો સર્વધર્મ ઉપાસનાનું કાર્ય થવામાં વિલંબ નહીં થાય.



# ચર્ચા – વિચારણા

**શ્રી. માટલિયાજી**એ આજની ચર્ચાનો પ્રારંભ કરતાં કહ્યુ : "ધર્મ, શ્રદ્ધા અને સાધુ તે ત્રણ શબ્દોમા, ધર્મના ત્રણ ભાગ પાડવા જોઈએ (૧) તત્ત્વજ્ઞાન, (૨) સદાચાર અને (૩) કર્મકાંડ. એમા પણ સદાચાર ઉપર જોર અપાય તો ધર્મ ઉપરનો અંધવિશ્વાસ દૂર થઈ શકે, તેમ જ ધર્મ વડે વ્યક્તિ અને સમાજને પણ લાભ પહોંચે"

**શ્રી. પૂંજાભાઈ** "જેમ વેપારી માટે લાયસેન્સ હોય છે. ડોકટર, વકીલ માટે પરીક્ષાનુ પ્રમાણપત્ર હોય છે તેમ કયો સાધુ સમાજમા પ્રવચન કરે તે માટે પ્રમાણપત્ર હોવુ જરૂરી છે જો કે એ અંગે સમાજ જાતે જ પ્રમાણપત્ર છે કદાચ પ્રારંભમા ફસાઈ જાય પણ લોક–શકિત તેની કસોટી બની જાય છે"

બધા સભ્યો એમા સમ્મત થયા હતા અને વધારે ચર્ચાનો સાર એ હતો કે "આજનો યુગ જાગૃતિનો યુગ છે અને કોઈ ખોટી વસ્તુ લાંબો સમય ચાલતી નથી પણ એનાથી નવી પેઢીની ધર્મ ઉપરની શ્રદ્ધા ઊઠતી જાય છે ખરેખર આ ગભીર ચિંતાનો વિષય છે પણ એનો છેલ્લો ઉપાય તો સાચા સાધુઓ અને સજ્જનોએ પોતાના ઉજ્જવળ ચારિત્ર વડે દાખવવો જોઈએ

**પૂ. શ્રી નેમિમુનિ** "તત્ત્વજ્ઞાનમા પણ ઘણા ભેદો હોવાના દા ત. એક જ વેદાતમા દ્વૈતવાદ, અદ્વૈતવાદ વ છે તેવી જ રીતે દરેકના છે તો તેનુ માપદડ શુ ?"

**શ્રી. માટલિયા** એમા મુખ્યત્વે જોવા જઈએ તો "અવ્યક્ત અને વ્યક્ત" અથવા "સાકાર કે નિરાકાર" એવા બે ભેદોમા બધા ભેદો સમાઈ જાય છે. સવાલ માત્ર સદાચારના માધ્યમનો અગત્યનો છે કર્મકાંડની બાબતમા પણ મોટા ભાગે તે સવાલ વ્યક્તિને તે તે સપ્રદાય કે ધર્મની તે તે વ્યક્તિને અગત જ સ્પર્શે છે. એટલે મારા વિનમ્ર મતે તેના આગ્રહો તૂટી પડશે. જો સદાચાર મુખ્ય હશે તો !"

**પૂ. મુનિશ્રી સંતબાલજી** "એક વસ્તુ યાદ રાખવી પડશે કે કેવળ સદાચારના માધ્યમથી કાર્ય નહીં ચાલે. તેના મૂળમાં તત્ત્વજ્ઞાન હશે તો જ સદાચાર ચાલી શકશે. નહીંતર તે શુષ્ક ટેવ બની જશે કાં તેમાં દંભ પેસશે. દા. ત. પૈસા પોતે ન રાખે પણ પોતાના થકી બીજા પાસે રખાવે અથવા બ્રહ્મચર્યપાલન એટલે નારીથી નાસતા ફરવું એવી વાતને વળગી રહેશે

આજની ચર્ચાનો નીચોડ આ તારવી શકાયો —

(૧) ધર્મ, પરંપરાગત શ્રદ્ધા અને સાધુઓને નિર્મળ બુદ્ધિના તર્કો વડે ચકાસવા જોઈએ. ધર્મમય શ્રદ્ધામાં કોઈ પણ પ્રકારનું અનિષ્ટ ન પેસવું જોઈએ. અનિવાર્યપણે પેસી જાય, ત્યાં તરત જાહેરમાં પ્રાયશ્ચિતપૂર્વક શુદ્ધિ કરી નાખવી આવું વલણ સંગઠિત રૂપે અમુક વ્યકિતઓનું થાય તો ધર્મના નામે ચાલતા અંધવિશ્વાસોનો અંત સુલભ થઈ પડે

(૨) મોટી રીતે જોતાં તત્ત્વજ્ઞાનમાં મૂળ બે ભેદો (૧) પોતાના કર્મો ઉપર શ્રધ્ધાના બળે અવ્યક્ત ઈશ્વરને કર્તા માનીને ચાલનાર (૨) કર્મને પ્રધાનતા આપનાર. એમાં બધા ધર્મો આવી જાય છે. વળી બીજી રીતે મૂર્તિપૂજક અને અમૂર્તિપૂજક રૂપે પણ ગણાય. પણ, ખરી રીતે સદાચારના માધ્યમને મુખ્યરૂપે રાખવું એટલે કે જેને અનાચાર કે હિંસા કહેવાય તેવું ધર્મના નામે ન ચાલવા દેવાય જ

(૩) અલબત્ત કેટલીકવાર સામાજિક દબાણથી જે વિકારો દબાયા હોય તેને પોષવા માટે પરસ્પરના સહયોગથી પણ ધર્મના નામે કેટલાક અનાચારો ચાલતા હોય છે ત્યાં માતૃજાતિ જાગે, માતૃસંસ્થાઓ દબાયેલી બહેનોના પ્રશ્નો ઉકેલે, તથા સમાજ જાગૃત થઈ ધર્મના નામે ચાલતા અનાચારો ન નિભાવે, તો સાચો ધર્મ અને સાચા સાધુઓ ઠીક ઠીક પ્રકાશમાં આપોઆપ આવી જાય એટલે કર્મકાંડોને ક્રમેક્રમે ઊંડાણથી વિચારીશું પણ અત્યારે સદાચારને મુખ્ય ગણીશું (તા. ૧૫–૭–૬૧)



[૨]

# સ્વધર્મ–ઉપાસના જ શાને?

સર્વધર્મ સમન્વય કરવો એટલે બીજા શબ્દોમા સર્વધર્મ ઉપાસનાની તૈયારીઓ કરવી એ કઈ રીતે થઈ શકે તે અગે અત્રે વિચારવાનુ છે જગતના મુખ્ય ધર્મોને એ માટે લઈને તેનુ વર્ગીકરણ કરવુ પડશે તેમ જ એમની અદર કયા કયા તત્ત્વો છે તેનો સમન્વય કરવો પડશે. એમ કરવા જતા તે ધર્મના મહાપુરુષો અને તત્ત્વોને પોતીકા માનવા પડશે અને એ જ રસ્તે સર્વધર્મોપાસના સુધી પહોચવુ પડશે

## ધર્મની વ્યાખ્યાઓ :

આ અગે સર્વ પ્રથમ ધર્મ એટલે શુ શુ કહેવાય છે, તેને પહેલા જોઈ જઈએ ધર્મની પહેલી વ્યાખ્યા આ પ્રમાણે કરવામા આવી છે —

दुर्गतौ प्रपतन्त मात्मान धारयतीति धर्म

—દુર્ગતિમા પડતા આત્માને અટકાવે–ધારણ કરે તે ધર્મ છે આવી વ્યાખ્યા પ્રારભકાળમા હતી તે વખતે જગતના માણસો એમ વિચારતા હતા કે અમારો વિકાસ કેમ કરીને થાય? એ સાથે જ વિકાસ કરતા કરતા હુ નીચે તો નહી પડી જાઉ? માનવની આ ચિતા સહજ છે તે ઇચ્છે છે કે ભલે ઉપર થોડુક ચઢાય, પણ ત્યાથી નીચે ન ઉતરાય તો સારુ એટલે જ તે વિચારી શકે છે કે મને મહામુશીબતે પશુ–પખી અને ઇતર જીવસૃષ્ટિ કરતા શ્રેષ્ઠ એવો માનવભવ મળ્યો છે એના વડે મારે આગળ ધપવાનુ છે પાછળ ન પડવાની ચિતા કરનાર હમેશા એવુ વિચારે છે કે તેનાથી એવા કૃત્યો ન થાય કે જેનાથી તેને પાછા પડવાનો વખત આવે ટૂકમા એમ કહી શકાય કે જેનાથી માનવતાનુ પતન ન થાય, પોતાનુ ઉત્થાન થાય અને માનવમર્યાદાનુ પાલન થાય એ ભાવના નીતિનો આ વ્યાખ્યામા સમાવેશ થાય છે.

અહીં નિષેધાત્મક વલણ રહે છે કે માનવતાથી નીચા ન ઊતરીએ પણ, એમા સમાજ માટે કે બીજા માટે તપત્યાગ કર્તવ્ય કરી છૂટવાની વિધેયાત્મક ભાવના પ્રગટ થતી નથી

એટલે ધર્મની બીજી વ્યાખ્યા આ પ્રમાણે કરવામા આવી —

'यतोऽभ्युदय नि श्रेयस सिद्धि स धर्म '

—જેનાથી પોતાના અભ્યુદય સાથે આખા સમાજનુ કલ્યાણ થાય તે ધર્મ છે આમા પોતે ઊંચે ચડે, નીચે ન પડે એવી કાળજી સાથે બીજાને પણ ઊંચે ચઢાવવાની કલ્યાણકારી ભાવના રહેલી છે એટલે કે હુ પોતે એવી રીતે રહુ કે મારા સ્વકલ્યાણ સાથે પરકલ્યાણ પણ થાય એટલે કે હુ જીવુ અને બીજા પણ જીવે આમા નિષેધાત્મક સાથે વિધેયાત્મક વલણ આવ્યુ કે બીજાને સુખશાન્તિથી જીવતા કર્યા ને જાતે પણ સુખશાન્તિમા જીવુ જેમની આ સ્વપર કલ્યાણની ભાવના હતી છતા એમા માનવજીવનની ઉત્કટ ભાવના પ્રગટ થતી ન હતી

એટલે ધર્મની ત્રીજી વ્યાખ્યા આ પ્રમાણે કરવામા આવી —

वत्थु सहावो धम्मो

જે જેનો સ્વભાવ છે તે તેનો ધર્મ છે એટલે કે નિજ સ્વભાવમા રમણ કરવુ એ ધર્મ છે બીજો અર્થ એ થયો કે જગત જે સ્વરૂપમા છે તેને તે જ સ્વરૂપમા જોવુ

જગતમા મુખ્યત્વે બે તત્ત્વો છે ચેતન ( જીવ ) અને જડ ( અજીવ ) આ બે તત્ત્વો મોહ અને કર્મ વશ મળે છે અને લોકો જીવ અજીવનો વિવેક ભૂલે છે જીવના બદલે અજીવ પુદ્ગલ શરીરને વધારે મહત્ત્વ આપે છે. જગતના આ બે તત્ત્વોમા કેટલાક વધારે તત્ત્વો ઉમેરાય છે અને કર્મોનુ આવવુ, શુભકર્મ, અશુભકર્મ' કર્મબધન—એટલે કે આશ્રવ, પુણ્ય, પાપ અને બધ આ ચાર તત્ત્વો જડ તત્ત્વને લગતાં છે. ત્યારે કર્મોનો અટકાવ; કર્મનો ક્ષય અને કર્મમુક્તિ—એટલે કે સવર, નિર્જરા અને મોક્ષ આ

ત્રણ તત્ત્વો ચેતનને લગતાં તત્ત્વો છે ઉપરની ધર્મની વ્યાખ્યા પ્રમાણે આત્માનો સ્વભાવ આત્મભાવ છે એટલે ધર્મનો સાધક તેના જ તત્ત્વોમા રમણ કરશે તે બીજા તત્ત્વોને ગૌણ કરશે કદાચ પ્રમાદવશ, કષાયવશ, ભૂલવશ, કે અન્ય કોઇ કારણવશ તે બીજા તત્ત્વોના પ્રવાહમા ચાલ્યો જશે તો પણ ત્યાથી પાછો ફરશે–પ્રતિક્રમણ કરશે. એ માર્ગની નિંદા, ગૃહા અને પ્રાયશ્ચિત કરી શુદ્ધ સ્વત્વમા (સ્વભાવ) આવશે

આ ત્રીજી વ્યાખ્યા પ્રમાણે, માણસ અન્યને દુ ખી જોઈને કે પોતાને દુ ખ આપતા જોઇને, તે બધાને સમભાવે સહેશે બીજા માટે ઘસાઈ છૂટશે અને સ્વધર્મ–આત્મધર્મમા લીન રહેશે તે પોતાનો ઉત્સર્ગ કરી, ગમે તેવા આત્માઓના ઉદ્ધાર માટે બધુ કરી છૂટશે તે દરેક પ્રાણીમા રહેલ પોતાના જેવા ચેતન્યતત્વનો સાક્ષાત્કાર કરી આત્મીયતા સાધશે અને "આત્મવત્ સર્વભૂતેષુ"નો વહેવાર કરશે. ટુંકમા તે આત્મસ્વરૂપમા સ્થિર થવાનો પ્રયત્ન કરશે એ જ એનો ધર્મ હશે.

**જગતના ધર્મોનુ વર્ગીકરણ :**

આ પ્રમાણે ધર્મની ત્રણ વ્યાખ્યાઓ થઈ —(૧) નીતિ (૨) સદાચાર (૩) સ્વરૂપસાધન—યોગ આ ત્રણેય વ્યાખ્યાઓના આધારે જગતના સર્વ ધર્મોનુ વર્ગીકરણ આ રીતે થઈ શકે —(૧) નીતિપ્રધાન, (૨) સદાચારપ્રધાન, (૩) સ્વરૂપસાધના–(યોગ) પ્રધાન આ વર્ગીકરણ કરવાનો મુખ્ય આશય તો દરેક ધર્મને એના સાચા સ્વરૂપમા તે કયા આધારે છે તે જાણવુ એ જ છે તેમનુ દરેકનુ પોતપોતાનુ મહત્વ અને સ્થાન છે માથાથી જોઈએ તો પગ નીચે આવે અને પગથી જોઈએ તો માથુ છેલ્લુ આવે એ જ આ ક્રમ અગે સમજવાનુ છે

જે સમયે દેશ, કાળ, પરિસ્થિતિ અને પાત્ર પ્રમાણે નીતિ ઉપર જોર આપવાની જરૂર લાગી ત્યારે ધર્મની વ્યાખ્યા નીતિપ્રધાન કરવામા આવી પણ જ્યા નીતિનો વિકાસ થઇ ચૂકયો હતો ત્યા એનાથી

આગળની ભૂમિકા રૂપે સદાચાર પ્રધાનધર્મ બતાવવામા આવ્યો. જ્યાં સદાચાર આવી ગયો હતો ત્યા સ્વરૂપસાધના પ્રધાન ધર્મ લોકોને બતાવવામા આવ્યો. આમ ધર્મોનો ક્રમ અને વિકાસ સમજવો જોઈએ.

નીતિપ્રધાન ધર્મો રૂપે ઇસ્લામધર્મ, ખ્રિસ્તીધર્મ અને જરથોસ્તી-ધર્મને ગણાવી શકાય. વૈદિક ધર્મ નીતિની સાથે સદાચાર પ્રધાન છે. બૌદ્ધધર્મ નીતિ, સદાચારની સાથે તત્ત્વજ્ઞાનપ્રધાન છે જ્યારે જૈનધર્મ નીતિ, સદાચાર અને તત્ત્વજ્ઞાન સાથે આત્મયોગ પ્રધાન છે.

નીતિપ્રધાન ધર્મોમા કુટુબ, જાતિ, કોમ કે રાષ્ટ્રગત વિચાર સવિશેષ રૂપે કરવામા આવે છે તે પ્રમાણે પરલોકમા દુર્ગતિ ન મળે, આ લોકમા કુટુબ, જાતિ કે રાષ્ટ્રનુ પતન ન થાય અને તેથી કરીને સ્વર્ગ મળે એ દષ્ટિ મુખ્યત્વે રહેલી હોય છે. તે માટે નીતિના પાલન ઉપર વધારે ભાર મૂકવામા આવ્યો

સદાચાર પ્રધાન ધર્મોમા અહિસા, સત્ય, ન્યાય વગેરે સદાચારો અને તે સબધી ક્રિયાકાડો ઉપર વધારે જોર આપવામા આવ્યુ છે આવા સદાચાર પ્રધાન ધર્મો માનવસમાજનુ શ્રેય સાધવા સુધી જ અટકીને રહ્યા

પણ, આત્મસ્વરૂપ પ્રધાન—યોગપ્રધાન ધર્મો છે, તેમા નીતિ અને સદાચાર એ બન્નેનો યોગ આત્માના સ્વરૂપ સાથે જોડવામા આવ્યો છે. તેથી તે દરેક પ્રાણીમા વિલસતા ચૈતન્યની સાથે પોતાની આત્મીયતા છે તેના ઉપર વિશેષ ધ્યાન આપવાનુ અને સમષ્ટિ સુધી આત્મીયતા સાધવા માટે કહે છે

જગતમા જે જે ધર્મો પેદા થયા તે વખતે ત્યાની પરિસ્થિતિ જુદી જુદી હતી તે પ્રમાણે તેની રચના કરવામા આવી પણ બધામાં મૂળ તત્ત્વ ધર્મ તો હતુ જ જેમ માટીના જુદા જુદા ઘાટ ઘડાય છતા બધામા માટી તત્ત્વ રહેલુ છે ધજાઓ જુદી જુદી હોય પણ એમાં રહેતુ વાયુતત્ત્વ તો એક જ છે ઘરો જુદા જુદા હોય પણ એમા

આકાશ તત્ત્વ તો એક જ છે ચાવલ, ચોખા, તંદુર, તાંદુલ એમ ભાષા પ્રમાણે જુદા જુદા શબ્દો હોવા છતાં, બધાનો અર્થ સરખો જ છે. પહેલુ ધોરણ, બીજુ ધોરણ, ત્રીજુ ધોરણ એમ એક વિદ્યાપીઠમાં ધોરણો જુદા જુદા હોય પણ વિદ્યાપીઠનો ઉદ્દેશ્ય તો એક જ છે તેમજ અલગ અલગ ધર્મોનું છે. જરથોસ્તી, ઈસ્લામ, ખ્રિસ્તી, વૈદિક, બૌદ્ધ અને જૈન આ બધી ધર્મની શ્રેણિઓ જુદી જુદી છે, પણ સૌ ચડતા પગથિયા પછીનુ સ્થાન તો એક જ છે. એવી જ રીતે ક્રિયાકાંડોનું છે. અમૂક ક્રિયાકાંડને અમૂક કાળની અમૂક પરિસ્થિતિ પ્રમાણે મહત્વ આપવામાં આવ્યું એની પાછળ જે ભાવના હોય તેના ઉપર જ ભાર આપવો જોઈએ જો ભાવનાને ભૂલીને ક્રિયાઓને તપાસવામાં આવે તો નકામા ગૂંચવાડા ઊભા થાય. એની સાથે કોઈ ક્રિયા ભલે સારી હોય પણ તેજ ક્રિયાકાંડ બધાને લાગુ પડવા જોઈએ એવો કદાગ્રહ ન રાખવો જોઈએ જૈન ધર્મ કે જેમાં ક્રિયાકર્મો ઉપર સૂક્ષ્મ વિવેચન સાથે વિશેષ ભાર મૂકવામાં આવ્યો છે તેમાં પણ "અન્ય લિંગ-સિદ્ધા" કહીને અન્યના આચાર-વિચારો જે મુક્તિ ભણી લઈ જતા હોય તેને માન્ય કરાયા છે એટલે આ બધુ જોતા એમ તારવી શકાય કે બધા ધર્મો તત્ત્વજ્ઞાન, સદાચાર અને ક્રિયાકાંડ એ ત્રણ વસ્તુઓ ઉપર આધારિત છે પણ જો કોઈપણ ધર્મને મૂલવવો હોય તો તેને તત્ત્વજ્ઞાન અને સદાચારની દૃષ્ટિએ જ મૂલવવો જોઈએ તો જ દરેક ધર્મનું હાર્દ સમજી શકાશે

કોઈ પણ વ્યક્તિ જન્મ લેતા પહેલ ધર્મનો સ્વયંવર કરીને જન્મ્યો નથી હોતો કે હુ સૌથી શ્રેષ્ઠ ધર્મવાળા પિતાને ત્યા જ જન્મીશ પણ જે ધર્મ એને વારસામા મળ્યો છે પણ એના કારણે એવો ગર્વ કરવો કે મારો જ ધર્મ શ્રેષ્ઠ અને બીજાનો નહી એમા ખોટુ અભિમાન છે સાચો ધર્મ તો એ છે કે જેને અભિમાન-કોઇ પણ પ્રકારનો ગર્વ સ્પર્શતો નથી તે એમ પણ નથી કહેતો કે હુ ધર્મનુ પાલન કરૂ છુ.

## વિવિધધર્મ અને વિરોધાભાસ :

સત્ય તો બધા ધર્મોમા એક જ છે, તો પછી આટલા બધા ધર્મોનુ શુ કામ છે? એમ કોઈ કહી શકે છે। એનો ઉત્તર તો દેશ, કાળ, પરિસ્થિતિ અને પ્રકૃતિ છે. તે મુજબ અલગ અલગ પ્રકારની વૃત્તિવાળા લોકોને અલગ અલગ પ્રકારે ધર્મના વિધાનો સૂચવવામા આવ્યા છે એક જ રોગના અમૂક અમૂક શ્રેણિએ પહોંચેલા દર્દીઓ માટે વૈદ્ય અલગ અલગ દવા અને અનુમાન સૂચવે છે તેવી જ રીતે ધર્મોનુ છે તે લોકોના વિવિધ તત્ત્વોને દૂર કરે છે

જ્યારે બધા ધર્મોના મૂળ તત્ત્વોમા આટલુ બધુ સામ્ય હોય છે ત્યારે તેના નામે પરસ્પર વિરોધ શા માટે જણાય છે? જેમકે હિંદુ અને મુસ્લિમ ધર્મને નહિ પણ ન બને મિયા મહાદેવનો મળ ન જામે' આવો વિરોધ એક પ્રકારની આવળી ધર્મ-ઘેલછાને જ આભારી છે. અલગ અલગ પ્રકૃતિ-રુચિ અને પરિસ્થિતિવાળા દર્દીઓને વૈદ્ય અલગ અલગ દવા આપે છે ને ઇલાજમા જ કરે છે તે માટે કોઈ એને અયોગ્ય નહી કહે એવું જ ધર્મોનુ છે તેઓ દેશ, કાળ રુચિ અને યોગ્યતા પ્રમાણે સમાજના અલગ અલગ ધોરણે રહેલ અનિષ્ટરૂપી દર્દો દૂર કરવા માટે જ છે જે જે સમાજમા જે પ્રમાણે રોગો હશે તેને તે પ્રમાણમા દૂર કરવા માટે ધર્મો પ્રયત્ન કરવા માટે જ રચાયા છે રોગોની ભિન્નતાથી ચિકિત્સામા ભિન્નતા આવવી સ્વાભાવિક છે, પણ એ વિભિન્નતા જોઈને વિરોધની કલ્પના કરવી, એ બરાબર નથી

જ્યાં ધર્મને સાચી રીતે સમજ્યો હોય ત્યા આવો દુરાગ્રહ કે દ્વેષ હોઈ શકે જ નહી સત્યાર્થી અને મુમુક્ષુને તો સત્ય સાથે સબધ છે તેના નામે ચાલતા વેશ, બિલ્લા કે અમૂક ક્રિયાકાડો સાથે સબધ નથી. કોઈ માટલી ઉપર "આટલા શેર ગોળ"ની કાપલી ચોંટી છે. પણ જો ગોળ હશે તો જ એની કીમત થશે. કોરી કાપલી લગાડવાથી કીમત નહી થાય

હિંદુ ધર્મના એક ભક્તે ગાયુ છે :—

**જૂનો ધર્મ હયો જાણી**
**મારા સંતો, જૂનો ધર્મ હયો જાણી !**
**સદ્‌ગુરુ મળ્યા ને શિષ્ય ન સુધર્યા; વિમળ થઇ નહીં વાણી,**
**કાં તો ગુરુ એ જ્ઞાન વિનાના કાં પામર એ પ્રાણી . ૧**
**અમૃત મળ્યુ પણ અમર થયો નહીં પીવાની જૂગતિ ન જાણી**
**કાં તો ઘટમાં ગયુ નહીં, કા, પીવામાં આવ્યુ પાણી . ૨**
**નદી કિનારે કોઈ જન ઊભોને, તૃષા નહીં છિપાણી,**
**કાં તો આળસ અંગે એહને, કાં તો સરિતા સુકાણી ૩**

—આમા સાચો ધર્મ કોને કહેવો તે અંગે સ્પષ્ટ બતાવવામા આવ્યુ છે જો ધર્મના નામે ઝઘડા, પાખંડ, ભેદભાવ, ઘૃણા વગેરે વધતા હોય તો તે ધર્મ નથી

યોગી આનંદઘનજીએ ધર્મનાથ જિનેશ્વરની સ્તુતિ કરતા કહ્યુ છે —

**ધર્મ ધર્મ કહેતુ જગ ફરે, ધર્મનો જાણે ન મર્મ;**
**જો ધર્મનો મર્મ જાણી લે તો નવાં ન બાંધે કર્મ;**
**ધર્મ જિનેશ્વર ગાઉ રંગશુ .**

એટલે કે ધર્મનો મર્મ એક વાર જાણી લીધા પછી પાપકર્મ બંધાતા નથી ચપ્પુને સીધુ પકડીએ તો શાક સમારી શકાય પણ ઊંધુ પકડીએ તો પોતાને જ વાગે એવુ જ ધર્મનુ છે

## સર્વ ધર્મ ઉપાસના જ શા માટે

ઘણા લોકો એમ પણ કહેશે કે સર્વ ધર્મ ઉપાસના જ શા માટે ? તેના બદલે સમાદર કે સહિષ્ણુતા વગેરે શબ્દો મૂકવામા શુ વાંધો છે

સર્વધર્મ સહિષ્ણુતામા બીજા ધર્મની ઉપાસના કે આદર આવતા નથી. તેમાં પોતાનો ધર્મ શ્રેષ્ઠ અને પોતાને ત્યા થયા એવા મહાપુરૂષો ત્યાં નથી એવી ભાવના પ્રગટ થાય છે જાણે કે ન છૂટકે એ પણ એક ધર્મ છે એ રીતે બીજા ધર્મ પ્રતિ જોવાય છે. તેમા સર્વ ધર્મનુ અસ્તિત્વ તો સ્વીકારાય છે પણ પોતાના ધર્મપ્રતિ અહભાવ વધારે જોવામા આવે છે

સર્વધર્મ સગમ અગે વિચારીએ તો વિશ્વધર્મ સમેલન, સર્વધર્મ પરિષદ વ સ્થળોએ એક મચ ઉપર બધા બેસતા દેખાય છે ત્યારે ત્યાથી પોતાના ધર્મના ગુણગાન સહુ કરે છે અન્ય ધર્મના સારા તત્ત્વોની પ્રશસા કે પોતાના ધર્મની ખરાબીઓનો ઉલ્લેખ ભાગ્યે જ થાય છે ઘણી વાર તો બધા ધર્મોનો સમાવેશ પોતાના ધર્મમા થઇ જાય છે એવુ ચીતરી અન્ય ધર્મને આડકતરી રીતે ઉતારી પાડવામા આવે છે એટલુ ખરૂ કે 'સર્વધર્મ સગમ'મા પ્રત્યક્ષ કોઈ અન્યનુ ખડન કરતુ નથી

સર્વ ધર્મ સમભાવને લેવા જઈએ તો ત્યા ડર એ રહે છે કે રૂઢિચુસ્ત લોકો એનો અર્થ એવો તારવે છે કે બધા ધર્મને સરખા ગણવા પડશે. ખરેખર સર્વધર્મ સમભાવનો એ અર્થ નથી કે વિવેક ભૂલી ગોળ અને ખોળ બન્નેને સરખા ગણવા. એવી જ રીતે વિવેકવિહીન થઈને બધા ધર્મોની જીહજૂરી કરવી એ પણ એનો અર્થ નથી એની સાથે બધાની નિદા કરવી એ પણ એનો અર્થ નથી. સમભાવનો ખરો અર્થ તો એ છે કે પોતાના જ ધર્મપ્રતિ મોહ, અધશ્રદ્ધા કે પૂર્વગ્રહ ન કેળવવો પણ બીજા ધર્મોપ્રતિ સમદષ્ટિથી વિચારવુ, નિષ્પક્ષપાતતા રાખવી જોઈએ અને સત્યોને તારવી તેના પ્રતિ આદર કરતા શીખવુ જોઈએ. પણ એ શબ્દથી બીજા ધર્મો પ્રત્યે પોતાપણાનો ભાવ નીકળતો નથી

ત્યારપછી 'સર્વધર્મ સમાદાર' શબ્દ આવે છે. એમાં બીજા ધર્મો પ્રત્યે, ધર્મપુરૂષો પ્રત્યે તેમજ તત્ત્વો પ્રત્યે આદર કરવો એ

અર્થફલિત થાય છે જેમ કે પોતાની માતા સૌને પૂજ્ય હોય તેમ બીજાની માતાઓને પણ પજ્ય ગણવી પણ આદરની અદર વચમાંનો જે ભેદ છે, અલગતાવાદ છે તે હટતો નથી

ત્યારબાદ શ્રી. કાકા કાલેલકરે સૂચવેલ "સર્વધર્મ મમભાવ" શબ્દ આવે છે એમા બધા ધર્મો પ્રત્યે મારાપણાનો ભાવ પ્રગટ થાય છે જે વહેવારૂ નથી બનતો જેમ પોતાના ધર્મના દોષને ઢાકી રાખવાનો સહજ પ્રયત્ન થાય છે તેમ બીજા ધર્મો પ્રતિ વિવેક વગરની સ્વીકૃતિમા પણ તેનુ સશોધન શુદ્ધિ માટે ઉપેક્ષા રખાય છે "ચાલશે એમા શુ થઈ ગયુ" આવી વૃત્તિ મમત્વભાવમા સવિશેષ જોવામા આવે છે એટલે તે પણ યોગ્ય નથી

પછી 'સર્વધર્મ સમન્વય' આવે છે આમા બધા ધર્મોનો તળસ્પર્શી અભ્યાસ કરી દેશ, કાળ, સ્થિતિ પ્રમાણે બધા સત્યો તારવવાનો અને અનિષ્ટોનુ સશોધન કરવાનો આશય નીકળે છે પણ અન્ય ધર્મો સાથે આત્મિયતા કે હૃદયની નિકટતાનો ભાવ નીકળતો નથી.

આમ 'સર્વધર્મ'ના ક્રમમા ગાધીયુગે આપેલા ક્રમશ સર્વધર્મ સહિષ્ણુતા, સર્વધર્મસગમ, સર્વધર્મ સમભાવ, સર્વધર્મ સમાદર, સર્વધર્મ મમભાવ, સર્વધર્મ સમન્વય છે તેના સર્વધર્મ સમન્વય સુધીના શબ્દોનો વિચાર થઈ ચૂકયો છે છેલ્લા શબ્દરૂપે 'સર્વધર્મ ઉપાસના' ઉપર વિચાર કરવાનો છે

સર્વધર્મ ઉપાસનામા ઉપર જણાવેલ દરેક પ્રકારની પ્રક્રિયાનો સમાવેશ થાય છે અને તે વિશ્વવાત્સલ્ય શબ્દની સાથે બહુ બધબેસતો આવે છે વિશ્વવાત્સલ્ય સાધવા માટે સહુની સાથે હાર્દિક નિકટતા વધારવી પડે છે તેના અન્વયે બધા ધર્મો, ધર્મપુરુષો અને ધાર્મિક અનુયાયીઓનો પણ સમાવેશ થાય છે ત્યારે સર્વધર્મ ઉપાસનામા, સર્વધર્મસહિષ્ણુતા, સર્વધર્મ સગમ, સર્વધર્મ સમાદર, સર્વધર્મ સમભાવ, સર્વધર્મ મમભાવ અને સર્વધર્મ સમન્વય આવી જાય છે તેના વગર સર્વધર્મ ઉપાસના અધૂરી ગણાય ।

સર્વધર્મ ઉપાસનાનો સીધો અર્થ એ છે કે તો બધા ધર્મગ્રથોનાં

તત્ત્વો, સદાચારના નિયમો, ક્રિયાકાંડો વ.નો અભ્યાસ કરવો તેમાંથી સારભૂત સત્યોને ગ્રહીને તેનો સમન્વય કરવો એ ઉપાસના પ્રમાણે પોતાના અને પારકા ધર્મ જેવો ભેદ નહીં હોય, પણ જ્યાં ધર્મતત્ત્વ દેખાશે તેની ઉપાસના કરવાની રહેશે એ તો અગાઉ વિચારાઈ ગયું છે કે હરેક ધર્મોનો આધાર મૂળધર્મ સત્ય, અહિંસા, ન્યાય, પ્રેમ વ. તત્ત્વો ઉપર છે કેવળ પરિસ્થિતિ, પાત્ર, દેશ અને કાળ પ્રમાણે અને ધોરણ પ્રમાણે અલગતા ક્રિયાકાંડોની છે એટલે જો ક્રિયાકાંડો પાછળની ભાવનાનો વિચાર કરવામાં આવે તો મારું સમજી શકાશે

## સર્વધર્મ ઉપાસનાની વહેવારિક મુશ્કેલીઓ :

હવે, સર્વધર્મ ઉપાસનામાં જે વહેવારિક મુશ્કેલીઓ છે તે અંગે વિચાર કરીએ 'ધર્મ' એટલે વસ્તુ સ્વભાવ, એટલે જ્યારે માણસ પોતાના અંગે ચિંતન કરે છે ત્યારે તે પહેલો પ્રશ્ન એ પૂછે છે કે "હું કોણ છું ?" ધર્મ એને એવા ચિંતનમાં મદદ કરે છે'

"હું કોણ છું"ના પ્રત્યુત્તરમાં સર્વપ્રથમ કોઈ વિચારશે 'હું વણિક છું", "હું જૈન છું"—ત્યાર પછી તે વધુ વિચારશે ના જાણશે કે 'હું તો આત્મા છું ચેતન છું' આમ સ્વરૂપનો વિચાર કરવામાં ધર્મમદદ કરે છે. ત્યારબાદ "શું મારું સ્વરૂપ છે ?" એવા પ્રશ્નના ઉત્તરમાં એ વિચારે છે કે મારું તો ચૈતન્યમય આત્મસ્વરૂપ છે ત્યાંથી આગળ વધીને જગત સાથે પોતાના સંબંધનો વિચાર કરતા વિચારે છે કે "મારો ધર્મ તો વિશ્વમાં વિલસતા ચેતન સાથે એકત્વ સાધવાનો છે" આમ તત્ત્વની નિશ્ચય દૃષ્ટિએ એ તત્વ તેની સામે આવશે કે વિશ્વના આત્માઓ સાથેનું મારું અદ્વૈત છે.

---

તત્ત્વની દૃષ્ટિએ પહેલો પ્રશ્ન એ પૂછાયો કે 'હું કોણ છું ?' અને તેનો જવાબ મળ્યો કે 'હું તે જ છું'—(સોऽહમ્), પણ તે જેમાં રહે છે એ શરીર સાથે પણ આ આત્મા બંધાયેલો છે. એટલે ત્યાં સુધી વિશ્વ-આત્માઓ સાથે એકતા સાધવામાં અનેક મુશ્કેલીઓ નડશે. આને આદર્શને સામે રાખીને અહિંસા, સત્ય, પ્રેમ, ન્યાય વ.ની

સાધનાના માધ્યમથી દૂર કરી શકાશે. આમ શરીરસંપર્કને પણ આત્માના પરમ ધ્યેય માટે ઉપયોગી બનાવી શકાય.

'આત્મા' કેવળ એકલો નથી, પણ વિશ્વના અનેક આત્માઓ સાથે સંકળાયેલો છે એટલે લોકસંપર્ક આવે છે. ઘણા લોકો પોતાના જ વિચારો અને આચારોને મળતા હોય છે. આવાની સાથે આત્મપ્રીતિ થવી સહજ છે આ બધા એક આચાર - વિચારના લોકો સહધર્મી થશે અને સાથે મળીને ચિંતન કરશે એટલે તે એક સંપ્રદાય બનશે

સમાન ધર્મના લોકોના આવા સંપ્રદાયો ઘણા થયા હિંદુધર્મમાં શૈવ, વૈષ્ણવ, શાક્ત, સ્વામીનારાયણ, બ્રહ્મસમાજ, આર્યસમાજ, કબીરપંથી, દાદૂપંથી વગેરે મળીને લગભગ દોઢસો ભેદ ગણાવી શકાય. તેના પેટા ભેદો માટે તો તેત્રીશ કરોડ દેવતાને મૂકવામા આવ્યા છે. ઇસ્લામ ધર્મમા પણ સિયા, સુન્ની, સૂફી, ખોજા, મેમણ, વોરા વગેરે ભેદો છે. બૌદ્ધ ધર્મમાં હીનયાન અને મહાયાન સિવાય અલગ અલગ મઠો પ્રકારે અલગ અલગ દેશોના ભેદો છે જૈનધર્મમા શ્વેતાંબર - દિગંબર મુખ્ય બે ભેદ અને તેના પણ મુખ્ય ઉપભેદો તરીકે શ્વેતાંબરમાં મૂર્તિપૂજક, સ્થાનકવાસી, તેરહપંથી છે એમનાં પણ પેટા સંપ્રદાયો ઘણા છે દિગંબરોમા પણ અલગ અલગ પંથો છે ખ્રિસ્તીધર્મમાં રોમન કેથોલિક, પ્રોટેસ્ટંટ અને પ્રેસ્બીટેરિયન એવા ભેદો અને તેમાં પણ ચર્ચો પ્રમાણે શાખાઓ છે પારસીધર્મનુ જો કે વધારે ખેડાણ થયુ નથી.

હવે દરેક ધર્મના આટલા બધા સંપ્રદાયો અને પરસ્પર વિરોધી બાબતો જોતા કોને સારા ગણવા અને કોને નરસા ! એક જ સંપ્રદાયના લોકો વચ્ચે જ્યારે આટલો બધો ફરક લાગે છે, ત્યારે સ્વધર્મ ઉપાસક આ બધાનો કઇ રીતે સમન્વય કરે ?

આ બાબતમા ઊંડાણથી વિચાર કરશુ તો જણાશે કે જ્યારે ધર્મમા સંશોધન થતુ નથી અને એક વસ્તુની અતિ થાય છે ત્યારે કોઇ સત્યને લઇને અલગ વિચારકોનો સમુહ ઊભો થાય છે અને તે

નવો સંપ્રદાય બનાવે છે મૂળ તત્ત્વ તો જોવા જઈએ તો એક જ છે; પણ સત્ય, અહિંસા, ન્યાય, પ્રેમ ને તે કાજે લાગુ કરવા માટે બનાવેલ નિયમો – વિધિ – વિધાનો અંગે મતભેદ રહે છે. તેના અંગે ખેંચતાણ કરતા વિરોધ વધે છે અને તે વધતા દ્વેષ કાયમનો થાય છે

આ વેર–વિરોધનું કારણ તો સંપ્રદાયપગત એકાંગી સત્યને સર્વાંગી સત્ય માની લેવામાં આવે છે તે છે. સાત આંધળાઓએ એક હાથીના જુદા જુદા અંગોને પકડીને કહ્યું કે હાથી અમૂક વસ્તુ જેવો લાગે છે ત્યારે સમજુ પુરૂષે તેમને સમજાવ્યું કે તમે તો એકેક અંગ પકડીને બેઠા છો, હાથીનું સાચું સ્વરૂપ તો અમૂક પ્રકારનું છે. એકાંગી સત્યોનું એવું જ છે, ત્યારે ત્યાં અનેકાંતરી નિઃસ્વાર્થ બુદ્ધિએ સમજાવવાનો પ્રયત્ન થાય તો વિરોધ–કલહ રહે જ નહીં પણ આજે તો જૈનો જે અનેકાંત વાદી છે તેઓ પણ એકાંતવાદી અને એકાંગી બનીને ઝઘડો કરતા હોય છે એટલે જ આનંદઘનજીને કહેવું પડ્યું —

**ગચ્છના ભેદ બહુ નયણ નિહાળતાં, તત્ત્વની વાત કરતાં નલાજે,**
**ઉદર ભરણાદિ બહુ કાજ કરતાં છતાં, મોહનડિયા કળિકાળ રાજે.**

ધર્મનું એ કામ નથી તે વેર કરાવે, વિરોધ કરાવે, કે લડાઈ અને યુદ્ધો કરાવે ! ત્યારે ધર્મના નામે થતી હિંદુ–મુસ્લિમ લડાઈઓ કે ઈસાઈ મુસ્લિમ યુદ્ધો જોતાં એમ જ લાગે છે. એ લડાઈનું કારણ ધર્મ નથી પણ ધર્મના નામે અપનાવેલો અહંભાવ છે એટલે જ સુપ્રસિદ્ધ ઉર્દૂ શાયર ઈકબાલે કહ્યું છે કે —

**મજહબ નહીં સીખાતા આપસમે બૈર કરના**

ધર્મ કે મજહબ તો સમાજમાં સંપ, શાંતિ અને સદાચારના પાઠો શીખવે છે, સત્ય, અહિંસા, ન્યાય પ્રેમનો પ્રચાર કરે છે. ત્યારે સાંપ્રદાયિક ઝઘડાઓમાં આ ગુણોને જ ઢાંકી દેવામાં આવે છે. કોઈ

પણ સાચો ધાર્મિક હશે ને હિંદુ હોય કે મુસલમાન-તો ત્યાં લડાઈ હશે જ નહીં કારણકે ધર્મ લડાઈ કરવાનું કહેતો નથી હિંદુ-મુસ્લીમનો પ્રશ્ન છે ત્યાં સુધી તો એવું કહી શકાય છે કે ઊંડો વિચાર કરતાં બન્ને ધર્મોએ ઉદારતા જ શીખવી છે હિંદુ ધર્મમાં મૂર્તિપૂજા, અમૂર્તિપૂજા, પ્રકૃતિપૂજા, અરે પત્થર-પત્થરમાં દેવનો વાસ ગણીને પૂજવાનું વિધાન છે પરબ્રહ્મ દરેકમાં અને કણકણમાં વ્યાપ્ત છે એમ મનાય છે ત્યારે તે ભગવાનના સંતાન જેવા મુસલમાનોમાં પણ છે જ મસ્જિદમાં પણ છે જ દરેક વિભૂતિમાં ઈશ્વરનો અંશ માનવામાં આવ્યો છે તો મુસ્લિમ મહાત્માઓમાં પણ એ અંશ છે જ એ જ વાત ઇસ્લામમાં બતાવવામાં આવી છે તેમાં તો ઇન્સાન માત્ર ખુદાના પુત્રો' એવું વિધાન છે એમાં ક્યાંયે એવું વિધાન નથી મળતું કે અમૂક ચોક્કસ પ્રાંતના લોકો જ ખુદાના પુત્રો છે અને બાકીના નથી ઈસ્લામ મજહબ પ્રમાણે તો એક લાખ ચોવીશ હજાર પેગંબરોની સંખ્યાનો ઉલ્લેખ છે અને તેને ખુદાએ દરેક કોમ અને મુલકમાં મોકલ્યા છે તેમાં પણ એટલે સુધી કે મહમ્મદ પૈગંબર અને આ પૈગંબરો એક જ છે એવું વિધાન છે પછી ઇસ્લામ પ્રમાણે ક્યાં હિંદુના ધર્મસ્થાનકોના નાશ કરવાનું સૂચન છે? એક ઠેકાણે તો ત્યાં સુધી કહેવામાં આવ્યું છે —"લોકોને એવા કાર્યો કરવાનું કહો જેમને બધાએ સારા હિતકર ગણ્યા છે તેવા કામો કરવાની ના પાડો જેમને બધાએ સારા માન્યા નથી" ઈસ્લામ ધર્મ પ્રેમ, દયા, સેવા, ત્યાગ ન્યાય વગેરે કાર્યો ઉપર ભાર મૂકે છે અને બીજા ધર્મો પણ એના ઉપર જ ભાર મૂકે છે ત્યારે લડાઈ ક્યાં રહે છે?

એટલે સાંપ્રદાયિક ક્લેશ-દ્વેષનું મૂળ કારણ તો અજ્ઞાનતા કે અહંભાવ છે" સાચો સર્વધર્મોપાસક આ બધામાં સાચો સમન્વય સાધીને બતાવશે. જે ખોટી વસ્તુ હશે તેને દૂર કરશે જે વિધિ વિધાનો—સાધનો છે, તેને સાધ્ય માનવાની ભૂલ લોકોને બતાવશે. ક્રિયાકાંડોની વિવિધતા અને ભિન્નતાનો પારિસ્થિતિક સમન્વય કરીને બતાવશે, પરિસ્થિતિ પ્રમાણે ક્રિયાકાંડોનું વિશ્લેષણ કરી લોકોને બતાવશે.

દા ત ઇસ્લામ ધર્મ અરબસ્તાનમા ફેલાયો ત્યારે ત્યાના લોકોમા દેવોને રાજી રાખવા માટે નરબલિ ચઢાવવાની પ્રથા હતી. હજરત મુહમ્મદ સાહેબે કહ્યુ "માણસની હત્યા ન કરાય અને દેવો ભક્ષ્ય (બલિ) લેતા નથી. કામા શરીફની પૂજા કરો!" ત્યા અનાજ પાકતુ નથી એટલે પશુ-હિસા ક્ષમ્ય ગણવામા આવી પણ જ્યા અનાજ મળે ત્યા ધર્મના નામે પશુ-હિસા કે માસાહાર કરવો પાપ છે

એક વખત મે લખેલુ "કુરાન, માસાહાર તજવાની વાત કરે છે"

ત્યારે એક મુસલમાનભાઇ આવીને કહેવા લાગ્યા "તમે કુરાનના નામે આવુ ના બોલો, બીજા ધર્મના નામે ભલે બોલો!"

મે તેમને સમજાવ્યુ "કુરાનમા ગર્ભિણી ઘેટીને મારવામા પાપ શા માટે કહ્યુ છે? એનો અર્થ એવો થયો કે જ્યા એક જીવથી ચાલતુ હોય ત્યા બે જીવને ન મારવા! પશુથી ચાલે તો માણસને ન મારવા"

તેમણે કહ્યુ "હા, એ વાત બરાબર છે!"

મે કહ્યુ "જો આ વાત ગળે ઉતરતી હોય તો તે જ ક્રમે શાકાહારથી ચાલતુ હોય ત્યા માસાહાર શા માટે કરવો?"

ખરુ જોવા જઈએ તો માસાહારનો ગમે તેટલો ઉલ્લેખ છતા જ્યા શાકાહાર મળે છે ત્યા લોકો એને જ વધારે પસદ કરે છે ત્યા ધર્મનો પ્રશ્ન હોય તો રોજ માસાહાર કરવો જોઈએ! ઘણા એવા પણ મુસલમાનો અને માસાહારી પ્રજા છે જે અઠવાડિયામા અમુક દિવસે જ માસાહાર કરતા હોય છે માસાહાર કેવળ સ્વાદનો વિષય છે. —દાઢને પોષવા માટે પછી જે દલીલો સૂઝે તે એના નામે આગળ ધરવામા આવે છે એક બાજુથી રોજા-ઉપવાસ કરવા અને બીજી બાજુએ ઇદના પારણામા અનેક પશુઓની હિસા કરવી એ બનેનો તાળો મળતો નથી.

હજરત મુહમ્મદે તો ત્યાં સુધી કહ્યું છે કે "હજ કરવા જાવ ત્યારે જનાકારી (વ્યભિચાર) ન કરજો! પાણીનું એક ટીપું નકામું ન જાય તે માટે વજુ કરજો, દાતણની એક પણ સળી નકામી ન નાખજો!" આમ ઇસ્લામ ધર્મનું તત્વ જોવા જઈએ તો એમાં સત્ય, અહિંસા બન્ને જોવા મળશે સાથો સાથ મુહમ્મદ સાહેબના જીવનનો ઊંડાણથી અભ્યાસ કરશું તો એક પછી એક ઘણી વાતો સમજાતી જશે.

જ્યારે પરિસ્થિતિ વશ બધાં નિયમો–વિધાનો ઘડાયેલા છે એ વાત ભૂલાય છે ત્યારે માણસ પોતાના અહંભાવને ધર્મના નામે પોષે છે અને તે ધર્મ–ઝનૂનને કેળવે છે પરિણામે પોતાના ધર્મને શ્રેષ્ઠ સિદ્ધ કરવા માટે મારામારી અને કાપાકાપી ઉપર આવી જાય છે.

સિંધમાં કચ્છના બે હિંદુઓ ગયા, ત્યાં એક ગામની સીમમાં બેઠેલા બે મુસલમાનોએ તેમને હેરાન કરવાનો વિચાર કર્યો તેમને પાસે બોલાવીને તેમણે પૂછયું 'હિંદુઓ સારા કે મુસલમાન!'

તેમને એમ હતું કે જો એ લોકો કહે કે હિંદુઓ સારા તો તેમને મારવા અને મુસલમાનો સારા કહે તો તેમને પાણી પાવું

પેલા લોકો એમની ચાલાકી કળી ગયા તેમણે જવાબ આપ્યો "એક ધુળ છે બીજો રાખ છે"

પેલાઓએ પૂછયું "કેવી રીતે?"

તેમણે જવાબ આપ્યો "મુસલમાન મરીને દફનાવાય છે એટલે તેની માટી થાય છે અને હિંદુ મરી જાય ત્યારે તેને બાળે છે એટલે તેની રાખ થાય છે"

"પણ, ત્યારે સારા કોણ?"

તેમણે કહ્યું "ખેર, મહેર અને બંદગી જે બંદો કરે તે સાચો છે બાકી બધું ઉપર છલ્લું છે" મતલબ એ કે સદાચાર એજ સાચો ધર્મ છે જો સત્ય અને અહિંસાના માધ્યમ દ્વારા બધા ધર્મોનો

અભ્યાસ કરશુ તો આપણને દરેક ધર્મ પોતાનો લાગશે. તેમના તત્ત્વોમા એકતા દેખાશે

આ બધાનો સારાશ એટલો જ છે કે આનદઘનજીએ ધર્મને સાગર અને સપ્રદાયોને નદીઓની ઉપમા આપીને કહ્યુ છે કે ધર્મમાં સપ્રદાય રૂપી નદીઓ મળી જશે તેમ નીતિપ્રધાન, સદાચાર પ્રધાન અને યોગપ્રધાન એ ત્રણે પ્રકારના ધર્મ સપ્રદાયોને યથાયોગ્ય ઠેકાણે ગોઠવી દેવા જોઈએ.

## ક્રિયાકાંડોને કેટલુ મહત્વ આપવુ ?

ઘણા સર્વધર્મોપાસનાથી ભડકે છે તેનુ કારણ એ છે કે જો બધા ધર્મોની ઉપાસના કરવા જશે તો, કોના કોના ક્રિયાકાડો કરશે? દરેક ધર્મમા જુદી જુદી રીતે ક્રિયાકાડો બતાવેલ છે જૈનોમા પ્રતિક્રમણ, હિંદુઓમા સધ્યા અને દેવ દર્શન, મુસલમાનોમા નમાજ, ઇસાઈઓમા પ્રાર્થના ! એનો એક જ ઉત્તર છે કે સર્વધર્મોપાસક પોતાને પરપરાએ મળેલ ધર્મ ક્રિયા કરશે પણ સાથે જ તે અન્ય ધર્મના ક્રિયાકાડોનો સમન્વય જરૂર કરશે જેમ કે સધ્યા-વદનથી મનશુદ્ધિ તેમજ નમાજ પ્રાર્થનાથી ભગવાનને યાદ કરીને સારા થવુ આ બધી બાબતો શબ્દના ફેરફાર સાથે પ્રતિક્રમણમા આવતી હોય તો તે જૈન તરીકે પ્રતિક્રમણ કરશે સાથે જ તે નમાજ, પ્રાર્થના, સધ્યાવદન, દેવ-દર્શન એની પાછળની ભાવનાને માન આપશે જેમ જુદા જૂદા દેશોમા જાઓ તો કોઈ કહેશે ' વેલકમ ' કોઈ કહેશે ' સ્વાગતમ્ ' ત્રીજો કહેશે ' પધારો ' પણ એ બધાની પાછળ ભાવ એક જ હોય છે સમજુ માણસ શબ્દોના અતરથી ભડક્યા વગર સમન્વય સાધી શકશે.

ઘણા લોકોનુ એમ કહેવુ છે કે જ્યારે બધા ધર્મોમા સત્ય-અહિંસા, પ્રેમ-ન્યાય વગેરેને મુખ્ય ગણો છો તો પછી કર્મકાડોની જરૂર ખરી ! કર્મકાડો અને નિત્ય નિયમોની અગત્ય પોતાની છે. જેમ કોઈ તળાવ પાણીથી ભરેલુ છે પણ પાણી પીવા માટે કાંઇને કોઈ

સાધન હોવું જોઈએ પછી ભલે એ અંજલિનો ખોબો ભરીને–એવી જ રીતે મૂળધર્મને પામવા માટે કોઈને કોઈ સાધન હોવું જોઈએ. વહેવારમાં તો આચરણ કે ક્રિયાથી જ એના ધર્મની કે ધર્માત્માની લોકોને પ્રતીતિ થવાની આ ઉપરાંત ક્રિયાકાંડો એક પ્રકારે નિયંત્રણ પણ છે જે માણસને ખરાબ કામ કરતા અટકાવશે માણસ ખરાબ કામ કરશે તો લોકો તેને રોકશે ટોકશે અને તે પણ કરતા અચકાશે આમ વેશ, ક્રિયા તેમજ વિધાનો સત્ય અહિંસા ન્યાય, પ્રેમ રૂપ ધર્મના તત્ત્વોની પ્રાપ્તિમાં સહાયક છે–સાધક છે

આજના યુગે સર્વધર્મોપાસના માનવજાતિ માટે વધારે અનિવાર્ય છે અને ઝડપી વાહનવહેવારના યુગમાં વિશ્વના લોકો એટલા બધા નજીક આવી ગયા છે કે વિશ્વના પ્રશ્નો ઉકેલવા માટે સાચા ધર્મની જરૂર રહે છે અને સર્વધર્મોપાસનાથી દરેક ધર્મ શુદ્ધ રહી શકશે



## ચર્ચા વિચારણા

### સાચા ધર્મની પ્રતીતિ :

**શ્રી. દેવજીભાઈએ** આજની ચર્ચાને ઉપાડતા કહ્યું "હું સાયલા ગયેલો ત્યા મે એક ભજન સાંભળ્યું કે ધર્મો અનેક છે–તત્ત્વ એક છે" એ અંગે મારો જાત અનુભવ છે કે ભોળા હરિજન, કે હલકા વરણના ભાઈઓ અને બહેનો કોઈ પણ સારૂ કામ કરે છે તેને નાત-જાત સંપ્રદાય વગના ભેદભાવો સિવાય લોકો પ્રતિષ્ઠા આપેજ છે એટલે લોકોના દિલમા સાચા ધર્મની પ્રતિષ્ઠા પડી જ છે માત્ર તેને બહાર કાઢી, સંકલના બદ્ધ કરી જગતના ચોગાનમા મૂકવી જોઈએ !

### સમન્વય સાધીને જ સંસ્થાપકોએ ધર્મ સ્થાપ્યા છે :

**પૂ. દંડીસ્વામી :** "મારા ધર્મ સંબંધના વાચનનો સાર મારા વિનમ્ર મત મુજબ આ પ્રમાણે છે —મહાત્મા ઈશુએ તેમની ૧૮થી ૩૦

વર્ષની ઉંમર જેનો ઉલ્લેખ તેમના જીવન ચરિત્રમા આવતો નથી – હિંદ કે ટિબેટમા ગાળી હતી અને અહી તેમણે જૈન કે બૌદ્ધ ધર્મનો અભ્યાસ કર્યો હતો તેથી જ જૂના કરારમા શિક્ષા કરનારને દંડ આપવાની વાત આવે છે ત્યારે નવા કરારમા ડાબા ગાલ ઉપર તમાચો મારનારને જમણો ગાલ ધરવાની વાત આવે છે.

એવીજ રીતે હજરત મુહમ્મદ સાહેબ પોતાના કાકા સાથે યુરોપમાં ગયા ત્યારે ત્યાના ખ્રિસ્તીઓ પાસથી અહિંસાનો પાઠ શીખી આવ્યા હતા તેમણે એનો પ્રચાર પણ કર્યો હતો કેવળ કક્ષાગત જુદી રીતે ઈસ્લામમા એટલા માટે જ ઈશા–મુસા–મામુ એમ ત્રણેને પયગંબર ગણવામા આવ્યા છે

પારસી ધર્મના 'અફલાતુન' બૌદ્ધો પાસે અહિંસા શીખવા ગયાની વાત આવે છે તેમના ગાથા અને વેદના મળતા શબ્દો વાત જગ જાહેર છે એટલુ જ નહીં આયન–શાખાના તે લોકો હતા એવુ પણ માનવામા આવે છે

હવે રહી વૈદિક, જૈન, અને બૌદ્ધો ધર્મના સમન્વયની વાત! શકરાચાર્યના ગુરુ ગોવિંદાચાર્ય, તેમના ક્રમશ ગુરુ ગોડાચાર્ય, ઈશ્વરકૃષ્ણ, પચશીખાચાર્ય, વોઢ, આસુરી, કપિલ, મરીચિકુમાર તેમના પૂર્વાશ્રમના પિતા ભરત અને ભરતના પિતા ઋષભદેવનાથ તે વૈદિક ધર્મના ચોવીશ અવતારમા આઠમા અવતાર અને જૈનોના પહેલા તીર્થંકર, એજ રીતે શકરાચાર્યના ક્રમે ચારમ રામાનુજ, રામાનદ, કબીર અને નાનક આ રીતે તાળો મળે કે સ્વામીનારાયણનો મત રામાનુજમાનો ગણાય છે.

બૌદ્ધધર્મમા ભગવાન બુદ્ધ પ્રથમ પારસનાથના સપ્રદાયમા હતા અને તેમના ચતુર્યામ સવરની અદ્દભુત છાપ બૌદ્ધ ધર્મ ઉપર છે; એટલુ જ નહી જૈન અને બૌદ્ધ ધર્મના ગ્રથોમા સૂત્રોના સૂત્રો અદ્દભુત રીતે મળે છે એટલે દેશના અને દુનિયાના બધા ધર્મોનો છેલ્લો તાળો ઋષભદેવમાં મળી રહે છે.

ધર્મગ્રથો અગે પુરાણોમા એક ઈશ્વરને મુખ્ય માનીને બીજાને ગૌણ બનાવી દેવામાં આવ્યા છે. પણ આ પુરાણોનો રચનાકાળ ચોથા સૈકાના પ્રારભનો છે એવીજ રીતે ચાર્વાક ઋષિ કોઇનામા ન માનતા ત્યારે નૈયાત્રિક વૈશેષિકે માન્યતાની શરૂઆત કરી જડતત્ત્વથી સાખ્યે તેમા ચૈતન્ય ઉમેર્યું અને વેદાતે ચૈતન્ય માત્રની જ્ઞાન ભાવે એકતા બતાવી. આ રીતે ગીતાનો ગ્રથ સર્વ માન્ય ગણી શકાય વૈદિકો તો તેને માનેજ છે સતબાલજીએ એને જૈન દષ્ટિએ જૈનોનો બનાવી દીધો છે, અને ગીતા રહસ્યની પ્રસ્તાવનામા લોકમાન્ય તિલકે બૌદ્ધ મહાયાન સપ્રદાયના કર્તા નાગાર્જુનનો સબધ ગીતા સાથે બતાવી દીધો જ છે આમ કોઈ એક પુસ્તક સર્વમાન્ય થઈ જાય તેમ જ કોઈ એક વેશ-આચારસહિતા સાધુઓ માટે માન્ય થઇ જાય તો ઝઘડા મટી શાત થઈ જાય ”

**એકલુ સમન્વય નહી**

**શ્રી. પૂજાભાઈ :** “ સિયાપથના ખોજાઓ મૂળે લોહાણા હતા, આગાખાનના પથમા હિદુધર્મના તત્ત્વો મિશ્રિત છે પણ આ સમન્વય અને ગાધીજીના સમન્વયમા ઘણો ફર્ક છે બાપુ પ્રભુચિતન કરતા હોય ત્યારે સરહદના ગાધી એક જ ઓરડામા નમાઝ પઢતા હોય બાપુની પ્રાર્થનામા ગીતાના શ્લોકો, વેદ વાક્યો અને કુરાનની આયતો વચાય એ અનેરૂ દ્રષ્ય છે આક્રમણ, પ્રતિષ્ઠા કે લાલચ-ભયથી સર્વધર્મ સમન્વય થાય તેથી દહાડો ન વળે

**સમન્વય મુશ્કેલ નહી બને? .**

**પૂ. નેમિમુનિ** “પૂ સતબાલજીએ સવારે કહ્યુ તેમ ઘણા ધર્મોએ તત્ત્વજ્ઞાન ઉપર, ઘણાએ કર્મકાડો ઉપર તો ઘણાએ સદાચાર ઉપર જોર આપ્યુ છે ત્યા બધા ધર્મોનો સમન્વય મુશ્કેલ નહી બને? માનો કે દરેકે મૂળપુરુષ ભગવાન ઋષભનાથને માન્યા તો પણ મેળ શી રીતે થશે? જૈનોના બધાય ફિરકાઓ બધા તીર્થંકરોને માને છે છતા મેળ ક્યા પડે છે?

**માણસ ઉન્નત બને :**

**શ્રી. હરિયાળજી** . "જીવન ઊંચુ બને તો ભેદભાવ આપોઆપ દૂર થઈ જાય ! માણસ ઉન્નત થાય ત્યારે ઉદાર બને જ છે "

**શ્રી. દેવજીભાઈ** "મને તો મારી ખેડૂત મંડળીની પ્રવૃત્તિઓ ઉપરથી સ્પષ્ટ દેખાયુ છે કે આપણે જો સત્યાર્થી હોઈએ, અને ચારે બાજુ સંગઠનો દ્વારા લોકવાતાવરણ પણ એવુ જામ્યુ હોય તો ગમે તેવા મોટા સાધુપુરુષો પણ આપણી વાતમા જબ્બર પ્રચારક આપો-આપ બને છે કદાચ પ્રારંભમા વિરોધ કરે, અપમાન કરે પણ સત્ય હશે એટલે આકર્ષાયા વગર નહીં રહે "

**શ્રી. પૂજાભાઈ** "ઘણાને એમ થયુ હશે કે સંતબાલ પાસે અમે કેમ શીખવા જઈએ ? એટલે મોટા ભાગના સાધુસાધ્વીઓ એ ડરથી કે એવા કોઈ કારણથી આ શિબિરમા ન પણ આવ્યા હોય, પણ આ સહચિંતનથી જે લાભ મળે છે તે અનેરો જ છે "

**પૂ. નેમિમુનિ** "એ બધી મુશ્કેલીઓ તો છે જ !"

**વ્યાપક કાર્યક્રમ મૂકવો જોઈએ :**

**પૂ. સંતબાલજી** હરીસ્વામીની, પૂંજાભાઈની કે દેવજીભાઈ વની ચર્ચા ઉપરથી એ વાત નથી નીકળતી કે જેમ ગાંધીજીએ દેશ આગળ વ્યાપક કાર્યક્રમ મૂક્યો તેવો એમ સ્થળે વ્યાપક કાર્યક્રમ મૂકવો જોઈએ તેથી ગાંધીજીના સમયે દૂર રહીને ટીકા કરનાર પણ ટીકા મૂકી તેમા ભળી ગયા, અને અલગ અલગ અનેક જગ્યાએ પણ ટીકા બંધ થઈ અને તેમા ભળ્યા એવો કોઈ કાર્યક્રમ મૂકવામાં આવે તો સીધી નહીં તોયે આડકતરી રીતે પણ એ સૌને અસર થશે જ.

(૧-૭-૬૧)

[ ૩ ]

# સર્વ ધર્મ ઉપાસનાનાં પાસાંઓ

સર્વધર્મોપાસનાનો જ્યારે ઉપલક દૃષ્ટિએ વિચાર કરીએ ત્યારે ઘણાને તે કઠણ અને અશક્ય લાગે છે પણ સર્વધર્મ ઉપાસના એટલે બધા ધર્મોમાં રહેલા તત્ત્વોની ઉપાસના, બધા ધર્મસંસ્થાપકો પ્રત્યે આદર અને સર્વે ધર્મોમાં પેસેલા અનિષ્ટોનું સંશોધન, એમ અર્થ કરવા જઈએ ત્યારે તે સરળ અને શક્ય જણાય છે.

સમન્વયના બી બધા ધર્મોમાં છે કેવળ વિશાળતા કેળવી તેને જગવાની જરૂર છે હિંદુધર્મના પ્રખ્યાત 'મહિમ્ન સ્તોત્ર'માં કહ્યું છે —

रुचीनां वैचित्र्यादृजु कुटिल नाना पथजुषां ।
नृणामेको गम्यस्त्वमसि पयसामर्णव इव ॥

—સીધા કે વાંક, અનેક માર્ગો પરથી વહેનારી નદીઓ છેવટે જેમ દરિયાને જઈને મળે છે તેમ જ જુદી જુદી રુચિઓના કારણે વાંકાચૂંકા અનેક માર્ગોથી ગમન કરવા છતાં અમારું લક્ષ્ય શિવ તરફ–કલ્યાણ તરફ હોય;

આપણામાંથી કોઈને એક આચાર વિશેષ પસંદ હોય તો તે એનો ઉપયોગ કરે પણ તેના કારણે અન્ય આચારવાળા સાથે તેણે લડવું તો ન જ જોઈએ તેમ જ નાની નાની બાબતોના મતભેદોને લઈને અલગ સંપ્રદાય તો ન જ બનાવવો જોઈએ તે ઉપરાંત પણ આચારવિચારનું એવું છે કે કોઈને સાફો પસંદ છે તો કોઈને ટોપી, તો ઘણા ઉઘાડા માથે રહેવું પસંદ કરે છે એવું જ જટા વધારવી, પીળા, સફેદ કે ભગવા વસ્ત્ર પહેરવા, મૂર્તિ પૂજવી કે ન પૂજવી, જ્ઞાનમાર્ગે કે અનુભવમાર્ગે જ્ઞાન મેળવવું આ બધા સાધ્યને પ્રાપ્ત કરવા માટેના જુદા જુદા સાધનો છે આ બધાની પાછળ ધ્યેય એક જ

હોવુ જોઈએ કે તેનાથી મોક્ષ-કલ્યાણ થાય છે કે નહી! પછી જેને જે સાધન પસદ હોય તેને તે લેવા દેવા જોઈએ આ તો પોતપોતાની રુચિ અને યોગ્યતાનો સવાલ છે એટલે કોઈ પણ ખાસ આચાર વિચાર સાથે સાધ્યનો અવિનાભાવ સબધ નહિ જોડવો જોઈએ

**ધર્મને ધર્મ રહેવા દો :**

એની સાથે એક બીજી વસ્તુ અંગે પણ તકેદારી રાખવી પડશે આપણે ત્યા ઘણી બાબતો ધર્મની સાથે જોડી દેવામા આવી છે એવી કોઈ બાબત ધર્મ સહાયક હોય તો ઠીક નહીંતર એને ધર્મની સાથે મૂકીને લડાઈ-ઝઘડા ન કરવા જોઈએ

સાત પાંચને પાંચ કેટલા? — એ પ્રશ્ન ગણિતને પૂછવો જોઈએ ધર્મને નહી જગતમા કેટલા દ્વીપો છે એ પ્રશ્ન ભૂગોળને પૂછવો જોઈએ ધર્મને નહિ અમુક માણસ જગતમાં હતા કે નહી તે પ્રશ્ન ઇતિહાસકારને પૂછીએ પણ ધર્મને નહી જગતમા તત્ત્વો કેટલા છે? એક કે બે? આ પ્રશ્ન દર્શનશાસ્ત્રને પૂછીએ પણ ધર્મને નહિ।

ત્યારે ધર્મને શુ પૂછી શકાય? એને તો જીવન અને વહેવારની જ વાત પૂછવી જોઈએ આપણે સદાચારી શાત, જિતેન્દ્રિય શી રીતે બની શકીએ? જગતમા સુખ, શાંતિ અને સદાચાર કઈ રીતે ફેલાવી શકીએ! ગણિત, ભૂગોળ, ખગોળ, દર્શનશાસ્ત્ર, ઇતિહાસ વગેરેમા પ્રચલિત આપણી માન્યતાનુ ખડન, સશોધન કે વિજ્ઞાન વડે થતુ હોય તો તેથી ધર્મનુ ખડન સમજવાનુ નથી ધર્મ તો શાશ્વત છે જગતના અધિકમા અધિક સુખ માટે છે એનુ ખડન કદિ થતુ નથી એટલે ગણિત, ભૂગોળ, ખગોળ, ઇતિહાસ, દર્શનશાસ્ત્ર વ.નો ઉપયોગ ધર્મ (સત્ય – અહિસા – ન્યાય વ.)ની વૃદ્ધિ માટે કરવો જોઈએ, અહકાર-વૃદ્ધિ માટે નહિ

માણસો અલગ અલગ ધધાઓ પોતાની રુચિ પ્રમાણે કરે છે, અને ધન કમાય છે તેઓ કદિ પોતાના ધધાને બીજા ઉપર લાદતા નથી.

એવી જ રીતે ધર્મ કમાવવા માટે કોઈ પણ એક શુદ્ધ સાધન હોવુ જોઇએ તેને બીજા પર લાદવાનો કદાગ્રહ ધર્મ સાથે સુસંગત નથી. ધર્મ તો જગતને જોડવાનુ—પ્રેમ સબધથી બાધવાનુ કામ કરે છે. તે કદિ અહકાર જગાડી અલગતાવાદ કેળવતો નથી

બધી નદીઓ દરિયા તરફ વહી જાય છે કદિ નથી વિચારતી કે ખારા સાગરમા વિલીન થઇને તે પણ ખારી થઇ જશે કારણ કે દરિયાના જળમાથી વરાળ થશે, વાદળા બનશે અને તેમાથી અમૃત જેવો વરસાદ વરસશે પાછા એ જ નદી-નાળા ઝરણા વહશે આમ નદીની મીઠાશ તો લૂટાઇ જશે નહી પણ અમર જ રહેશે. એવુ જ દરેક ધર્મ-સાધનનુ છે સાધ્યમા વિલીન થઈ ગયા પછી અમારૂ સાધન કે તારૂ સાધન, એવુ કઇ રહેતુ નથી આમ સાધ્યમા વિલીન થવાની પ્રેરણા આપવાનુ કાર્ય ધર્મનુ છે એ ન્ક થાય તો બસ.

**ધર્મ એટલે એકતાનુ સાધન**

દરેક ધર્મની ઉત્પત્તિ 'સ્વ' અને 'પર'ની એક વાક્યતા—એકતા સાધવા માટે હોય છે એકતા ગમે તેનાથી સધાય એજ જોવુ જોઈએ એના માટે અહકારવશ ઝઘડો ન થવા જોઈએ આચાર-વિચારોની વિવિધતા તો મનુષ્યોની રુચિ પ્રમાણે અને યોગ્યતા પ્રમાણે છે એ અગાઉ આપણે વિચારી ગયા છીએ. જોવાનુ મૂળ તા એ છે કે તેની પાછળ ધર્મતત્ત્વ છે કે નહી? સત્ય, અહિંસા, પ્રેમ, ત્યાગ છે કે નહો? આચાર-વિચાર કે કર્મકાડને ત્યા મહત્ત્વ આપવુ ન જોઈએ કેરી લેવા જનાર કેરીની જાત પૂછે છે ન કે વેચનારની જાત ' એમ ધર્મમા તત્ત્વને પૂછો પણ તેના કર્મકાડો કે નિયમો અથવા વશસપ્રદાયને ન પૂછો! આજ અનેકાતવાદ છે, અને આજ સાચી સર્વધર્મોપાસના છે

તે ઉપરાત પણ જેમ અલગ અલગ ફૂલોનો ગજરો વધુ શોભે એવુ જ વિવિધ ધર્મોના સમન્વયનુ સમજવુ જોઈએ એકલી દાળ, રોટલી, શાક કે ભાત હોય તેના કરતા રોટલી, દાળ ભાત, શાક બધાનું

જમણુ લિજ્જતદાર લાગે એટલુ જ નહીં તે પાચક, આરોગ્યદાયક અને રૂચિકર બને છે તેમ બધા ધર્મોના પરસ્પર સહકારથી, સમન્વયથી, બધા ધર્મોની જનતાને અને પોતાને લાભદાયક અને શાંતિપ્રદ બને છે.

એટલા માટે જ મે સર્વ ધર્મ મદિરની કલ્પના મૂકી હતી આમ તો સ્વામી સત્યભક્તજીએ સર્વધર્મમદિર વર્ધામા બનાવ્યુ છે મારી કલ્પના તેના કરતા થોડીક ભિન્ન છે એક ગોળ ઓરડાવાળુ મકાન હોય તેમા જુદા જુદા ઓરડામા જુદા જુદા ધર્મના સાધકો રહેતા હોય તેમની પાસે પોતાની ધર્મોપાસના—ધર્મક્રિયાની સામગ્રી હોય, દરરોજ સવારે–સાંજે બધા સાથે બેસે અને સર્વ ધર્મની પ્રાર્થના કરે સર્વધર્મોપાસનાને અસરકારક રીતે સક્રિય કરવા માટેનો આ એક વિચાર છે જે વહેવારૂ પણ છે એક જ ઘરમા દાળ, ભાત, રોટલી, શાક ખાવાનો જે આનદ છે તે અલગ અલગ ઘરે જઈને એક એક વાનગી ખાવામા નહી મળે એવી જ રીતે જુદા જુદા ધર્મોપાસના–ગૃહોમા જઈને જુદી જુદી આધ્યાત્મિક સામગ્રી લેવામા અરૂચિ અને કટાળો આવે તેમજ અગવડ પણ વેઠવી પડે ત્યારે આવા સર્વધર્મ મદિરમા બધા ધર્મોની આધ્યાત્મિક સામગ્રી અને પ્રેરણા સરળતાથી, શીઘ્ર અને સ્પષ્ટ રીતે મળી શકશે.

ઘણા કહેશે કે આ તો બધા ધર્મોને ભેળવીને ખીચડો કરી નાખ્યો ! તેમા શુ સ્વાદ આવવાનો હતો? ત્યારે એમ કહી શકાય કે આ કઈ નવુ નથી દરેક ધર્મ આવા સમન્વય તત્ત્વોથી સભર જ છે. શિવ અને વિષ્ણુ, અબા અને કાળી આમ પરસ્પર વિરોધાભાષ આપનારા દેવ–દેવીઓને પુજીને એકી સાથે શાતિથી હિદુઓ બેસી શકે છે તે હિદુ ધર્મમા રહેલ સમન્વય–તત્ત્વને આભારી છે. આ બધાનો મેળ સાધીને હિદુ ધર્મે એક સસ્કૃતિનો જન્મ આપ્યો, ત્યારે જ દેશમા શાંતિ ફેલાઈ છે.

કયારેક આ સમન્વયની ઉપેક્ષા રાખીને કામ કરવામા આવે છે. તેથી સારામા સારા કાર્યનુ મૂલ્યાકન ઘટી જાય છે. દયાનદ સરસ્વતી

અસાધારણ વ્યક્તિ હતા પણ તેમણે કેવળ વૈદિક ધર્મને પકડયો. અને તેના મોહના કારણે તેમણે એના ધર્મોનું ખંડન કર્યું પરિણામે તેમની સાગમા સારી વાતો પણ ઢકાઈ ગઈ. એટલે જ સર્વધર્મ સમન્વયનો ભાવ તો હોવો જ જોઈએ દરેક ધર્મના ઇતિહાસ તપાસશુ તો તેમા આવુ સમન્વય તત્ત્વ જરૂર દેખાશે

**હિંદુસ્તાન અને ધર્મસમન્વય :**

હિંદુસ્તાનના ખમીરમા તો આ સમન્વયવાદ કે સ્યાદ્વાદ પડેલો જ છે અહી જેટલા ધર્મો, જાતિઓ, સંસ્કૃતિઓ અને ભાષાવાળા લોકો આવ્યા છે, હિંદે તેમને પચાવ્યા છે તેમની સાથે સમન્વય સાધ્યો છે

એક વખત સ્વામી વિવેકાનંદ જ્યારે હિંદ બહાર ફરતા હતા ત્યારે તેમને પછવામા આવ્યું "તમે અદ્વૈતવાદની મોટી મોટી વાતો કરો છો ખરા, પણ તમારા હિંદુસ્તાનમાં શું છે ?

સ્વામીજીએ ઉત્તર આપ્યો 'અમારા હિંદુસ્તાનમા એક વિશેષતા મોટી છે કે અમે બધા ધર્મની મહત્તાને આવકારીએ છીએ અમારે ત્યા કોઇપણ પ્રકારનો આગ્રહ સવાતો નથી"

વાત પણ એમજ છે કે અહી યહૂદી, પારસી, ફિરંગી, ઇસ્લામી જે કોઈ આવ્યા તેમને તેમના ધર્મો પાળવા દેવામા આવ્યા છે અને ધર્મોના સારા તત્ત્વો ભારતે અપનાવી લીધા છે આ સમન્વય કરી લેવાની જબર્દસ્ત શક્તિના કારણે દુનિયાના બધા ધર્મોની અસર આજે એક યા બીજા ઉપર પડી છે ઊંડાણથી જોવા જશુ તો બધા ધર્મોમા સમન્વયનુ તત્ત્વ વધારે છે, વિરોધનુ ઓછુ

સ્થાનકવાસી જૈન સંપ્રદાયમાં ચંદ્રમાના આધારે તિથિ ગણવામા આવે છે પંચાગની તિથિ ચૌદસ હોય પણ ચંદ્રતિથિ પૂનમ હોય તો તે મુજબ ગણવામા આવે છે મુસલમાનો પણ એમ ગણે છે મૂર્તિને પૂજનારા ઇસાઇઓ, હિંદુઓ, જૈનો બૌદ્ધોમા છે, તેમ નહી માનનારા

પણ એજ ફિરકાઓમા છે. આપણે ત્યા રવિવારની રજા પળાય છે, સવતના બદલે ઈસ્વીસન લખાય છે, આ બધી અસર ખ્રિસ્તી ધર્મીઓની છે. ઘણા એમ માને છે કે મુસલમાનો કટ્ટર છે પણ તેવુ કયા છે? પર્દો ટર્કીમાથી ગયો પેટ–કોટ પણ મુસલમાનો પહેરતા થઈ ગયા અને દારૂને અડવાની સદતર ના છતા દારૂ પણ પીએ છે. મૂર્તિપૂજાના વ્યાપક અર્થમા જોવા જઈએ તો પીર, દરગાહ, તાજિયા, અને છબી વ.ન પુજવી તેમા આવી જાય છે

આમ થાય છે. એમા આશ્ચર્ય પામવાનુ જરાયે નથી ધર્મનુ કામ તો એજ રહ્યુ છે કે જુદા જુદા આભાસ થનારા તત્ત્વોને મેળાવી દેવા, એનકરૂપતામા એકતા આણવી, અને તેનાજ ક્રમે બધા ધર્મો એક થાય, સ્યવાદી બને એમાજ જગતનુ કલ્યાણ છે આપણે બધા ધર્મોને નદીની ઉપમા આપી છે ઘણાને ડર છે બધા ધર્મો ભેગા કરવા જતા ગદકી વધશે આ ભય અસ્થાને છે

નદી સમુદ્રને મળવા જાય છે ત્યારે તેમા કચરો અને ગદકી પણ સાથે હોય છે, પણ એ કચરા અને ગદકીને નદી કહેતા નથી. એમા વહેતા નિર્મળ જળને જ નદી કહીએ છીએ ન પાણીનો ઉપયોગ કરીએ છીએ, ખેતરમા એના પાણીથી સુદર પાક થાય છે તે છતા બાકીનુ પાણી સાગરમા મળે છે જે ફરી વાદળા બનીને જગતને પાણી પૂરૂ પાડે છે ત્યારે કોઈ એમ નથી કહી શકતુ ક આ વરસાદમા અમૂક નદીનુ પાણી છે એવી જ રીતે સર્વધર્મોપાસક વિવિધ ધર્મ રૂપી નદીઓના કચરા કે ગદકીને જોતો નથી પણ તેના વિશુદ્ધ જળનો ઉપયોગ કરે છે અને પરમાત્મા રૂપી જિનેશ્વર રૂપી સાગરમા મળી જાય છે ત્યાં ગયા પછી કેવળધર્મ ધર્મ રહે છે. નામનો લોપ થઇ જાય છે.

યોગી આનદ ઘનજી કહે છે —

षड्दर्शन जिन अग भणीजे न्यास षड्ग जे साधेरे
सागरमाहे तटिनी बसत है तटिनी सागर भजनारे
जिनवरमाहे सघला दर्शन छे, दर्शन जिनवरभजना छे

"તે વખતના છ દર્શનો જિનભગવાનના અંગે છે જિનવરરૂપી સાગરમા બધા દર્શનો, બધા ધર્મતત્ત્વો સમાઇ જાય છે જ્યારે એક એક દર્શનમાં જિનવર નહી સમાય" આમ એક એક ધર્મ નોખો રહે અને સપૂર્ણ સત્યરૂપી જિનેશ્વરના સમાવેશનો દાવો કરે તે ખોટો છે પણ બધા ધર્મ પ્રવાહો જિનેશ્વરરૂપી સમુદ્રમા સમાવી શકાય તોજ તે પૂર્ણ સત્ય કહેવાય જૈન ધર્મ કહે છે કે સપૂર્ણ-સત્ય-વિચારને શબ્દોમાં સમાવી શકાતો નથી સર્વજ્ઞોએ જેટલુ જાણ્યુ છે તેટલુ તેઓ કહી શક્યા નથી તે તો એનો એક અંશજ કહી શક્યા છે

## ધર્મ એક; રૂપ અનેક

દરેક ધર્મમા કોઈને કોઈ સત્ય રહેલુ છે અને સત્ય પરસ્પર વિરોધી ન હોઈ શકે. તેથી કરીને ધર્મો પણ વિરોધી ન હોઇ શકે

વેદમા કહ્યુ છે —

एक सत् विप्रा बहुधा वदन्ति

સત્ય એકજ છે પણ તેને જાણનારા વિદ્વાનો અલગ અલગ નામે રજુ કરે છે.

ઇસાઈધર્મમા ઇશુ ખ્રિસ્ત પોતાના શિષ્યોને કહે છે.— "તમે એમ ન માનતા કે તમે જ મારા શિષ્યો છો, અને હુ તમારા જ મકાનમા રહુ છુ. મારા બીજા મકાનો પણ છે"

ઇશુએ એકવાર પોતાના હાથમા ફૂલો લઇને મૂઠી વાળીને શિષ્યોને કહ્યુ "મારી આ મૂઠીમા જેટલા ફૂલો છે, એની બહાર પણ ઘણા ફૂલો દુનિયામા છે એવી જ રીતે મારી પાસે આવ્યુ સત્ય એજ સત્ય સત્ય છે એટલુ જ નથી પણ મારી બુદ્ધિની ગુફાની બહાર પડેલા સત્યો પણ સત્ય છે

હિંદુ ધર્મમાં કહેવામા આવ્યુ છે —

सत्य ज्ञानमनंत ब्रह्म

સત્ય અનત જ્ઞાનમત વ્યાપક બ્રહ્મ છે. તે આખા જગતમાં વ્યાપક રીતે ફેલાયલુ છે. હિંદુ ધર્મે તો બીજા ધર્મોને અપનાવવા અને પરિચય કરવા માટે શા માટે ડરવુ જોઇએ ? જ્યારે તેણે સાખ્ય, યોગ, પૂર્વમીમાંસા, ઉત્તર મીમાંસા ( વેદાંત ) ન્યાય અને વૈશિષિક ઉપરાત જૈન, બૌદ્ધ અને ચાવકિ એમ નવ દર્શન સુધ્ધાંનો પોતાનામાં સમાવેશ કરી લીધો છે સોનુ ગમે ત્યાં પડયુ હોય ગદકીમા પણ, તોયે તેને ઉપાડી લેવામાં આવે છે. તેવી રીતે સત્ય કયાયે મળતુ હોય તો તેને લેવામા શો વાંધો છે ?

## સર્વધર્મ આત્મીયતા કેળવવી

ગઇકાલે શ્રી રામનારાયણ પાઠક મારી પાસે પોતાના લખેલા ચાર પુસ્તકો લાવ્યા હતા. તેમણે આ ચાર પુસ્તકો, હિંદુ ધર્મ, ઇસ્લામ ધર્મ, ઇસાઇધર્મ અને બૌદ્ધ ધર્મ ઉપર લખ્યા છે. તેમણે મને કહ્યુ : "મારે હવે જૈન ધર્મ ઉપર પુસ્તક લખવુ છે માટે આપ મને માર્ગદર્શન આપો !"

મે કહ્યુ "આપ તો જૈનધર્મ, હિંદુ ધર્મમાં આવી જાય છે. કારણ કે હિંદુધર્મ એટલે હિંદમાં પેદા થયેલા બધા ધર્મો જૈનધર્મ સશોધક ધર્મ છે. વૈદિક ધર્મમાં તેણે ખુબ જ સશોધન કર્યું છે. તે માટે એનુ ખેડાણ સ્વતત્ર રીતે થયુ હોઇ તેની એ એક વિશેષતા છે."

લોકમાન્ય તિલક જેવાએ કહ્યુ છે કે, વૈદિક ધર્મ ઉપર અહિંસાનો જો કોઇ પ્રભાવ હોય તો તે જૈનધર્મનો છે હિંદુ ધર્મમાં અહિંસાનો નવો ચીલો નાખીને, એટલા પ્રમાણમાં જૈનધર્મે એને પેતાનામાં રૂપાંતર કરી નાખ્યુ છે. જૈનધર્મની કોઇ વિશેષતા હોય તો તે અહિંસાની છે.

કોઇ કહેશે કે શીખ ધર્મ જુદો છે. શીખ ધર્મના આચાર, વિચાર અને ઉપાસ્ય દેવ જોતાં તેનો સમાવેશ હિંદુ ધર્મમાં થઇ શકે

છે શીખનો અર્થ શિક્ષિત તાલીમ પામેલો પણ થાય છે તેને શિષ્ય પણ કહેવામાં આવે છે. મુસલમાનોના હદ બહારના જુલ્મો પંજાબમા વધી જતા કેટલાક જૂવાન વીરોને તલવાર દ્વારા તાલીમ આપી પ્રતિકાર કરાવ્યો હતો, લોકો મરણિયા થઇને જૂઝ્યા હતા તે લોકો શીખ કહેવાય । ધર્મ ઉપરથી તે આજે એક કોમ બની ગઇ છે, અને શીખધમ પાળે છે

ઇસ્લામ ધર્મ કેવળ હિંસાની વાત જ કરે છે, એવુ નથી, તેમાં કેટલાક સુદર તત્વો છે. સૂફી વ પથ અધ્યાત્મકની આપણા જેવી જ વાતો કરે છે, તેનો વિશ્વબધુત્વનો સિધ્ધાત ઘણો ઊંચો છે, જો કે ત્યાં પણ કેટલાક કોમી અને ઝનૂની તત્વો છે ખરા, પણ મુસલમાનો સાથે ભ્રાતૃત્વ ભાવ બાધવો હોય તો તેમને પણ સાથે લેવા જોઇએ ગો–હત્યા અગે ઘણાં લોકો બુમ બુમ પાડે છે પણ જો તે ખરેખર બધ કરાવવી હોય તો આપણને તેમનામા ભળવુ પડશે અને તેમને સાચી વાત સમજવી પડશે તેઓ ભળશે એટલે કે તેમના અનિષ્ટો કે આવરણો સ્વીકારવા એવુ કઈ નથી. ખાન અબ્દુલ ગફારખાન, વગેરે જેવા ઘણા સારા મુસલમાન નેતાઓ છે. આપણા ભાલનળકાઠા પ્રાયોગિક સઘના પ્રમુખ શ્રી ગુલામભાઇ રસૂલભાઇ કુરેશી ઇસ્લામી છે છતા તેમને સર્વ ધર્મ પ્રત્યે સદ્‌ભાવ છે ગાધીજીના ચુસ્ત અનુયાયી છે એક બાજુ કુરાનનો અભ્યાસ કરનાર અને બીજી બાજુ સ્વરાજ્ય માટે જેલમા જનાર છે એક બાજુ ગુજરાતમા તોફાનો શાત કરવા માટે શુદ્ધિપ્રયોગમા આઠ ઉપવાસ કરનાર અને બીજી બાજુ જૈનધર્મની સાથે આત્મીયતા સાધવા માટે પર્યુષણમા અઠાઇ જૈન વિધિ પ્રમાણે કરે છે જૈનો સાથે આત્મીયતા કેળવવા માટે પર્યુષણમા રસ લેતા હોય છે

આ ઉપરથી સમજી શકાય છે કે જો એક ઇસ્લામી જૈનધર્મની સાથે આત્મીયતા ધરાવી શકે છે, તો એક જૈન પણ ઇસ્લામ ધર્મની સાથે આત્મીયતા ધરાવી શકે છે. આ અગે કોઇએ વેશ, ધર્મ કે

શુદ્ધ ક્રિયાઓ છોડવાની જરૂર નથી. કેવળ આત્મીયતા કેળવવાની જરૂર છે. રસખાન, રહીમ અને કબીર જેવા ઘણા મુસ્લિમ કવિઓએ કૃષ્ણ અને ભગવાનના ગીતો ગાયા છે. સૂરીબાદે રામ–રહીમને એક જ ગણાવ્યા છે એટલું જ નહીં, આજે પણ રેહાના તૈયબજી જેવા કૃષ્ણભક્ત મુસલમાનોનું પણ છે સમ્રાટ અકબરે બધા ધર્મોનો સાર મેળવી દીને-ઇલાહી (ભગવાનનો ધર્મ) ચલાવ્યો હતો અશોકે પણ બૌદ્ધધર્મી હોવા છતા બધા ધર્મો પ્રતિ આદર વ્યકત કર્યો હતો* અને સમાન આદર રાખવાનું પોતાના શિલાલેખોમા સૂચવ્યુ હતુ.

રખે, કોઇ એમ માને કે બધા ધર્મોની ઉપાસના કરવા જતા તેની ગદકી લાગશે વર્ષોથી પડેના સસ્કારો, રૂઢિઓ અને અન્ધશ્રદ્ધાના આવરણોના કારણે પહેલી નજરે બધા ધર્મોમા કઇ ને કઇક ખરાબો દેખાય, પણ, સર્વધર્મોપાસક તો મા પોતાનુ બાળક ગદુ થાય ત્યારે તેને શુદ્ધ કરે એવી જ રીતે ગદકીને ધોઇ સાચા અને શુદ્ધ ધર્મતત્ત્વને અપનાવે.

### ધર્મો અને એકતાનો આદેશ :

સર્વધર્મ ઉપાસના કરવાનુ કોઇ નવુ તત્ત્વ નથી દરેક ધર્મમા એ તત્ત્વ એક યા બીજી રીતે પડેલુ છે એટલુ જ નહી, પ્રાર્થના, પૂજા, પશ્ચાત્તાપ, ત્યાગ, દાન, પ્રેમ આ બધા ગુણો અને કેટલીક ક્રિયાઓ તો બધામા સમાન રીતે મળે છે ઉપવાસ, રોજા, અને એકાદશી એક યા બીજી રીતે એકજ પ્રકારની ક્રિયા છે પ્રતિક્રમણ, એકરાર (Confession) કે પાપનુ પ્રાયશ્ચિત પણ એક જ ભાવના વ્યકત કરે છે. ત્યાગને દીપાવવા માટે દાન વ્યુત્સર્ગ અને બલિદાનનો ઉલ્લેખ દરેક ઠેકાણે છે. આમ ઊંડાણથી જોઈએ તો ક્રિયાકાડો પાછળની ધર્મભાવનાનો પ્રવાહ એક લાગ્યા વગર નહી રહે

ગીતા સ્પષ્ટ રૂપે કહે છે.—"દરેક પોતાના ધર્મ ઉપર ચાલવુ જોઇએ અને બીજાને તેના ધર્મ ઉપર ચાલવા દેવુ જોઇએ. દરેકને

પોતાનો ધર્મ શ્રેયસ્કર છે, જેની જે ઉપાસના ઉપર શ્રદ્ધા છે તેના માટે તે જ વસ્તુ અનુકૂળ છે

કુરાનમાં પણ આ જ વસ્તુ મળે છે · "ખુદાએ દરેક કોમ અને મુલ્ક માટે રસુલ (પયગમ્બર) મોકલ્યા છે જેટલા રસુલો મોકલ્યા છે તે બધાની જમાત એક છે તેમા ફરક ન કરવો જોઈએ. દરેક મઝહબમાં જેટલા ફિરસ્તા-સંત થયા છે તે બધાનુ હૃદય એક છે જે કંઈ ભેદ દેખાય છે ને સ્વાર્થી લોકોએ ઊભો કરેલ છે.

જૈનધર્મ તો ગુણપ્રધાન ધર્મ છે. એટલે તેના ઘણા આચાર્યોએ સર્વધર્મ ઉપાસનાને સૂચવતા સૂત્રો કહ્યાં છે આચાર્ય હરિભદ્રસૂરિ કહે છે ·—

पक्षपातो न मे वीरे, न द्वेष कपिलादिषु ।
युक्तिमद् वचन यस्य तस्य कार्य परिग्रह ॥

મને મહાવીર પ્રતિ પક્ષપાત નથી કે કપિલ વગેરે બીજા દર્શનોના પ્રવર્તકો પ્રતિ દ્વેષ નથી યુક્તિસગત જેવુ વચન છે તેને ગ્રહણ કરવુ જોઈએ.

સબોધ સતરીમા કહેવામા આવ્યુ છે —

सेयबरो य आसबरो वा बुद्धो वा तह व अन्नोवा ।
समभाव भावियप्पा लहइ मुक्ख न सदेहो ॥

જૈન શ્વેતામ્બર હોય કે દિગબર, બુદ્ધ હોય કે અન્ય ગમે તે હોય જેનો આત્મા સમભાવથી યુક્ત છે તે મોક્ષને પામે છે, એ નિ સદેહ છે.

ભગવાન મહાવીર અને તેમના સાચા ભક્તો જેમા હરિભદ્રસૂરિ, હેમચદ્રાચાર્ય, સમતભદ્રાચાર્ય, યોગી આનદ ઘનજી, રત્નપ્રભસૂરિ, પૂ. જવાહરલાલ મ. વગેરેએ સર્વધર્મનો પ્રચાર કર્યો જ છે. જૈનમત્રી વસ્તુપાળ-તેજપાળ અને વિમળશાહ વગેરે પણ મુસલમાનોની ઇજ્જત

કરતા હતા. તેમણે મુસલમાનોની મસ્જિદો પણ બંધાવી દીધેલી અને હિંદુમંદિરોની પ્રતિષ્ઠાપના પણ કરેલી.

શિવાજી મહારાજ અને સમર્થ રામદાસ જ્યા જ્યાં મોકો મળતો ત્યા મુસલમાનોની મસ્જિદમા જતા શિવાજીએ તો હજ કરનાર યાત્રાળુ માટે ઉત્તમ પ્રબંધ કરાવ્યો હતો.

સર્વધર્મ સમન્વય અને હિંદુ–મુસ્લિમને એક માનનારા શીખગુરુ કવિ નાનકે કહ્યુ —

हिंदु मुसल्मान दोनो भाइ कसबी
एक लिन्ही माला एक लीनी तसबी

કબીરે કહ્યુ —

एक पूरब, एक पच्छिम निहारे,
पडी पडी पाय धरणी शिर ढाळे

સર્વધર્મ ઉપાસનાની આ સાધના અશોકથી લઈને અકબર, અને અકબરથી લઈને ગાંધીજી સુધી સતત ચાલુ રહી છે. ગાંધીજીની રામધુનમાં જ્યા “ રઘુપતિ રાઘવ રાજા રામ છે ” ત્યા “ અલ્લાહ ઈશ્વર તેરે નામ, સબકો સન્મતિ દે ભગવાન ! ” તેમજ “ ભજમન ભજમન રામરહિમ ભજમન ભજમન કૃષ્ણ કરીમ ” જેવી સર્વધર્મોપાસનાની પ્રાર્થના–ધુન છે.

ધર્મ–ઉપાસના એટલે કે સત્યને પકડવુ ! એકજ ધર્મના સારને સાચી રીતે લ્યો, તારવો અને તમે સાધક બની જશો. “ એક સાધે તે જગ સાધે ! ” તે આનુ નામ છે પણ જડની માફક એકજ ગુરુના શરીર કે વેશને પકડી રાખતા અથવા એક જ સંપ્રદાયના બાહ્ય ચિહ્ન કે ગ્રંથને પકડી રાખે અને તેના ઊંડાણમા ન ઊતરે તો તે બધું ખોશે. વિનોબાજીએ સાચે જ કહ્યુ છે કે “ બધી નદીઓનુ મીઠુ પાણી દરિયામાં ભળવા છતા સાગર ખારો જ છે ” કારણ કે આંખ મીંચીને અંધશ્રદ્ધાથી વેશ, ગ્રંથ કે શરીરને પકડી રાખવાથી કંઈપણ ફાયદો નહીં થાય. પણ

વિવેકપૂર્વક આત્મભાવે તત્ત્વજ્ઞાન અને સદાચાર એ બન્નેને મુખ્ય ગણી; ક્રિયાકાંડોને ગૌણ ગણી સર્વધર્મોપાસના થશે તોજ મોટો લાભ થશે. હમેશા સત્યને પકડવુ જોઈએ. તો મળી જતા બધા ધર્મો પોતાના લાગશે–બધા ધર્મસ્થળો પોતાના લાગશે

સર્વધર્મ ઉપાસકે તો બધા ધર્મસ્થળોમા ઉપરોકત દષ્ટિએ જવુ જોઈએ તેણે એવો ચીલો પાડવો જોઈએ જેથી ધર્મસ્થળો, દરેક સત્ય અહિંસાના સાધકો માટે ખુલ્લા થાય સહુએ એક સાથે બેસીને વિચાર-વિનિમય કરવો જોઈએ એક બીજાના પર્વો કે તહેવારોમાં ભળવુ જોઈએ ત્યારે જ સર્વધર્મ ઉપાસનાનુ સમગ્ર રૂપ આવશે



## ચર્ચા-વિચારણા

ગુરુમૂઢતા ઉપર અગાઉની ચર્ચા ચાલતી હતી તેના સદર્ભમાં સર્વધર્મ ઉપાસના ને બેસાડીને ચર્ચાનો સાર બન્ને વિષય અગે નીચે મુજબ કરવામા આવ્યો —પરપરાથી ગુરુ ન માનતા, ગુણ દેખાય ત્યા ગુરુ માનીએ તો સુદર કામ થાય, જેમ ધર્મ અગે સદાચારને મુખ્ય રાખી કર્મકાંડોને ગૌણ રાખી તત્વજ્ઞાનનુ પીઠબળ મળતા ધર્મના અનિષ્ટો દૂર થાય અને વશપરપરાના ધર્મસપ્રદાયમા રહેવા છતાં અનિષ્ટોથી દૂર રહી બીજા ધર્મસપ્રદાયોના ઈષ્ટો અપનાવી શકાય તેમ પરપરાના ગુરુને માનવા છતા બીજા ગુરુઓ અને બીજા નાના મોટા ગૃહસ્થ સન્યાસી સૌની પાસેથી ગુણો મેળવી શકાય.

**શ્રી. દેવજીભાઈ** "આમ અમે વશપરપરાથી બીજપથી છીએ તેમજ બીજી બાજુ સ્થાનકવાસી જૈન પથના છીએ બીજપથમા અસ્પૃશ્યતા નથી પણ, ને વાતને લોકો જાહેરમા આચરતા નથી. મે એ ગુણને જાહેરમાં આચર્યો. એથી અમારા બીજપથ આગેવાને ગુસ્સે થઈ ને કહ્યુ "આ શુ કરો છો?"

"આપણે બીજપથીઓ આભડછેટ રાખતા નથી. તે ગુણુને હુ વ્યાપક બનાવુ છુ." મે કહ્યુ. તેઓ કઈ ન બોલી શક્યા આ રીતે પથના ગુણોને જાહેરમા પ્રગટાવવાથી એ દોષનુ સ્વરૂપ લેતા અટકશે. તેવી જ રીતે જૈનધર્મમા રહેવા છતા ઇતર ધર્મસપ્રદાયના ગુરુઓમાથી ગુણ લઈ શકાય છે, એજ સારો માર્ગ છે નહીંતર વ્યક્તિ સ્વાતન્ત્ર્ય રૂધાવાનો સભવ છે. તેમા વાડો ઘધે, ઘટે નહીં."

**શ્રી. બ્રહ્મચારીજી** "દરેક ધર્મો અને ધર્મગુરુઓ સારા સ્વરૂપમા રહે અને સ્વશ્રેયની સાથે સમાજ કલ્યાણ કરે એ આજની રચનાત્મક કાર્ય રેખા અને જગતની માગ છે"

**પૂ. નેમિમુનિ** સર્વધર્મ સમન્વયથી નીચેના આઠ ગુણોનો લાભ મળી શકે છે —(૧) સત્ય શોધકતા, (૨) ધાર્મિક દૃઢ ત્યાગ, (૩) અનેકાત પ્રાપ્તિ, (૪) સ્વત્વ મોહનો ત્યાગ, (૫) ઇતિહાસ પ્રકાશ, (૬) કૃતજ્ઞતાનું ઋણ ફેડવુ, (૭) ધર્મમર્મજ્ઞતા (૮) સામાજિક શુદ્ધિ

(૨૯–૭–૬૧)



## [ ૪ ]

# સ્વધર્મ ઉપાસનાનાં તત્ત્વો

સ્વધર્મ ઉપાસનાને પાકી બનાવવા માટે, સર્વ ધર્મોના તત્ત્વોનો બરાબર અભ્યાસ અતિ આવશ્યક છે. તેની સાથે સર્વ ધર્મોના વિશિષ્ટ સંદેશાઓનુ રહસ્ય પણ સમજી લેવુ અનિવાર્ય બને છે.

સર્વ ધર્મોપાસના કરતી વખતે સાધકની સામે અનેક સવાલો ઊભા થાય છે. સહુથી પહેલો સવાલ એ થાય છે કે જો બધા ધર્મો સારા હોય અને તત્ત્વની દૃષ્ટિએ સરખા હોય તો પછી બધાનો સમન્વય કરવાની જરૂર શી છે? એક જ ધર્મ રાખવામા આવે તો યે ખોટુ શું છે? અકબર બાદશાહે બધા ધર્મોની એકતા રૂપે 'દીને-ઈલાહી' ચલાવેલો. તો એવો એક ધર્મ શા માટે ન ચાલી શકે?

પહેલી વાત તો એ છે કે એ વાત માનવ સ્વભાવની વિરૂદ્ધમા છે. દીને-ઈલાહી પણ લાંબો સમય ન ચાલી શકયો એનુ એક કારણ તો આજ હતુ અને બીજુ કારણ એ છે કે આવી કોઈપણ વાત વહેવારિક બનતી નથી. માનવ સ્વભાવ એટલો તો વિલક્ષણ છે અને એટલી બધી વિવિધતાથી ભરેલો છે કે ધર્મનુ પ્રકટીકરણ એકરૂપે થઈ શકે જ નહી. કદાચ એમ માની પણ લઈએ કે જગતમા કયારેક એક જ ધર્મનુ નિરાપદ પ્રચલન થયુ તો પણ માનવપ્રકૃતિને અને રૂચિને જોતાં એ જ નિર્ણય ઉપર આવવુ પડશે કે આગળ જતા તે ફંટાઈ જશે અને આજની જેમ પરસ્પર સંઘર્ષ ચાલુ જ રહેશે. એક અખંડ ધર્મની આશા વાસ્તવિકતાને નકારવા જેવી છે.

એટલે જ દરેક ધર્મને તેના સ્થાને રહેવા દઈને આપણે તેમની વચ્ચે પ્રેમ અને શ્રદ્ધાના ભાવ સ્થાપવા માગીએ છીએ તે તે ધર્મોના બાહ્યરૂપોમાં એકરૂપતા તો નહીં પણ એકતા આણવા માગીએ છીએ.

ધર્મો વચ્ચે જે વિષમતા, વિભિન્નતા અને તેના કારણે વેર-વિરોધ છે તેને સ્વધર્મ ઉપાસના વડે દૂર કરવા માગીએ છીએ.

આપણે એક ઘરનો દાખલો લઈએ. ત્યાં બાળક છે તો તેને દૂધ જોઈશે, માંદો હશે તેને ખિચડી જોઈશે, તંદુરસ્ત હશે તેને રોટલી-દાળ વ. જોઈશે; પણ ખોરાકની આ ભિન્નતા હોવા છતા ઘરવાળા પરસ્પર બાઝશે નહી, તેમ જ એકબીજા ઉપર પોતાની રૂચિનો ખોરાક લાદશે નહી, પણ જેને જે જોઈએ તે પ્રમાણે સગવડ કરી આપશે એમાં કોઈને વાંધો લેવા જેવો હોતો નથી. બધા સાથે જમશે, સાથે બેસશે, એક ઘરમા રહેશે. એક ઘરમા જોવા જઈએ તો ઘણીવાર ધર્મભેદવાળી વ્યક્તિઓ પણ હોય છે; છતા તેઓ સાથે જ રહે છે. તેવી જ રીતે ધર્મજ્ઞ પુરુષ પણ જુદા જુદા ધાર્મિક ક્રિયાકાડો જોઈને સંઘર્ષ નહી કરે પણ સમાધાન અને સમન્વય વડે એકતા આણવા પ્રયત્ન કરશે

જ્યા વિશ્વને કુટુબ માનીને "વસુધૈવ કુટુમ્બકમ્" ચાલવાનુ છે. તેમજ જગતના સર્વ જીવો સાથે મૈત્રી "મિત્તી મે સવ્વભૂએસુ" કહીને સક્રિય કરવાની છે પછી એકતા જ સાધવાની રહે છે.

જૈન શાસ્ત્ર પ્રમાણે આ બ્રહ્માડ ચૌદ રાજુ લોક પ્રમાણ છે. તેમાં વાઘને સ્થાન છે અને બકરીને પણ આમ પરસ્પર વિરોધીને પણ એક જ પૃથ્વી ઉપર રહેવાનું છે. તે સમન્વય સધાય ત્યારે જ થઈ શકે. બધા પ્રાણીઓમા આત્મા છે. શ્રીમદ્જી કહે છે : "જિનપદ અને નિજપદમા એકતા છે." વેદાત દર્શન પ્રમાણે બ્રહ્મની દૃષ્ટિએ બધા જીવોમા અભેદ છે-અદ્વૈત છે. માટે જે ભિન્નતા દેખાય છે તેને દૂર કરી એકતા સાધવી રહી.

સર્વ ધર્મોને સરખા ગણવા જતાં ઘણાને ડર લાગે છે કે સારાં અને નરસાને સમાન મહત્વ અપાઈ જશે. જેમ ચોર અને શાહુકારને સરખા ગણીએ તો ચોર ધંધો નહીં બદલે પરિણામે અનીતિને પ્રતિષ્ઠા

મળી જાય એવી જ રીતે બધા ધર્મોને સરખા ગણવા જતાં જે ધર્મમાં ઊણપ છે તેને સુધરવાની તક ક્યાથી મળશે?

આ તુલના પણ ખોટી છે દરેક ધર્મો સસ્થાગત બને એટલે કેટલીક વિકૃતિઓ તો દરેક ધર્મમા આવે પણ એ વિકૃતિઓ એવી નથી કે ચોર અને શાહુકાર જેવુ બે વિરોધી છેડા રૂપે ધર્મો બની જાય દરેક ધર્મ સ્થપાયો ત્યારે તે વખતનો માનવસમાજ અને પરિસ્થિતિ પ્રમાણે બન્યો છે; ત્યારે કલ્યાણકારી દષ્ટિએજ તેની સ્થાપના થઈ હોય છે એટલે તેમા આજની દષ્ટિએ વિકૃતિઓ લાગે તો તેના કારણે ઘૃણા કરવાનુ કોઈ કારણ નથી સર્વધર્મોપાસકે તો વિકૃતિઓ છોડીને તેનાં સારાં તત્ત્વોને ગ્રહણ કરવાના હોય છે કોઈ પણ નગર એવુ નહી હોય કે ત્યાં કચરો કે ગદકી બિલકુલ ન હોય પણ સારૂ નગર તેના સારાં તત્ત્વોને લઈને છે અને એજ તત્ત્વોને લોકો જુએ છે એવુ જ ધર્મ અગે સર્વધર્મોપાસકે વિચારવાનુ છે

ઘણીવાર પોતાના ધર્મને શ્રેષ્ઠ માનીને ચાલવામા પણ ઉદાર ધર્મને સાકડો બનાવી દેવામા આવે છે. આવુ જૈનધર્મ માટે બન્યુ છે કોઈ જૈનને પૂછો "તમારા ધર્મમા ઊણપ ખરી?"

તરત જવાબ મળશે. "જૈનધર્મ તો વિશ્વધર્મ છે. પછી ઊણપ ક્યાંથી હોય?"

"તો પછી અમે તેને માનીએ કે તમારા જૈનધર્મસ્થાનક કે મદિરમાં આવીએ!" આવો પ્રશ્ન પૂછો! તરત એવો જવાબ મળશે કે "પહેલા અમારી ક્રિયાઓ પાળો, અમારો વેશ પહેરો અને અમે જે રીતે માનીએ છીએ તે રીતે ભગવાન મહાવીરને માનો!"

આવો જવાબ મળવાનું કારણ એકજ છે કે તેનામા પોતાના ધર્મની શ્રેષ્ઠતાનો ખોટો અહકાર છે. એટલેજ તે પોતાને સર્વશ્રેષ્ઠ માની બીજાને નીચે પાડતો ફરે છે. જ્યાં જ્ઞાન છે, ચારિત્ર્ય છે, દર્શન

છે ત્યા અહંકાર રહેતો નથી, પણ જ્યા ઉણપ આવે છે ત્યાંજ અહંકાર પોતાનુ સ્વરૂપ પ્રગટ કરે છે. તેના હાથા બને છે ધર્મ, ધર્મપુરૂષો અને ધર્મગ્રંથો તે જાતે ભલે ગમે તેવો નકામો, ગુણહીન કે ચારિત્ર્યહીન હોય પણ "અમારા ભગવાન, અમારો ધર્મ, અમારા ધર્મગ્રંથો તમારા ઈશ્વર, ધર્મ અને ગ્રંથો કરતા શ્રેષ્ઠ છે" એવી વાતો કરતો રહે છે એજ અહંકાર વશ તે આસ્તિક–નાસ્તિક, ઈમાનદાર કે કાફિર, મિથ્યાત્વી કે સમકિત વગેરે ભેદો પાડતો ફરે છે અને સચ્ચાઈ, માનવતા, ભ્રાતૃત્વ અને સુખશાંતિને અહંકારની વેદીએ હોમતો ફરે છે

આ અહંકારની પૂજા કરવા માટે તે ગમે તે ભોગે અનુયાયીઓ વધારવાની ચિંતા કરતો રહે છે, પરિણામે ઈતિહાસના પાને પોતાના ધર્મના ઝંડો રોપવા લાખો માણસોને ધર્મના નામે ખોટી રીતે કતલ કરી નાખવાના દાખલા જોવા મળે છે અહંકારમાંથી જે ઝનૂન પેદા થાય છે તેનુ આ પરિણામ છે તે સાચો ધર્મ ફેલાય એ જોતો નથી પણ ધર્મના આંધળા અનુયાયીઓની સખ્યા વધે એનાજ પ્રયત્નો કરે છે આમ ધર્મને અનુદાર અને સંકુચિત બનાવનાર તો તે ધર્મના અંધ ભકતો હોય છે

એકવાર એક પ્રખ્યાત મુસલમાન ભાઈને પૂછવામા આવ્યુ "ગાંધીજી કેવા છે?"

તેમણે કહ્યુ "બહુ ભલા છે, શરીફ છે, સત્ય, અહિંસામા મકકમ છે"

તેમને પૂછવામા આવ્યુ "ઈસ્લામની દષ્ટિએ તમે એમને કેવા માનો છો?"

તેમણે કહ્યુ "ઈસ્લામની દષ્ટિએ હલકામાં હલકા માણુસ છે"

અહીં વિચારવાનુ એ છે કે સદ્ગુણોને પણ ધર્મ ન મનાય તો પછી ધર્મ કયો? તેમના આંધળા ધર્મ ઝનૂન પ્રમાણે," પોતે માની

લીધેલા ધર્મસ્વરૂપ સિવાય કોઈ બીજો ધર્મ હોઈ શકેજ નહીં. કુરાન સિવાય કોઈ ધર્મગ્રંથ પવિત્ર ન હોઈ શકે. તેમજ તેજ મુસલમાન સાચો છે જે દાઢી રખાવે, નમાજ ભણે અને સુન્નત કરાવે." આવી ધર્માંધતાને દૂર કરવા માટેનો સાચો ઉપાય સર્વધર્મ ઉપાસનાજ છે.

કેવળ ઇસ્લામીભાઈ નહીં, પણ કટ્ટર જૈનભાઈને પૂછશો કે: "ગાંધીજીને તમે જૈન માનશો કે નહીં?" તો તે કહેશે 'ના' કારણકે ગાંધીજી કદમૂળ ખાતા હતા. રાત્રિભોજન પણ કરતા હતા ત્યારે ગાંધીજીના આચાર વિચાર અંગે તેમને જણાવીને તેમને જૈન માનવાનું કહેશો તો પણ તે નહીં માને અને કહેશે અમારૂ સમકિત નહોતુ લીધુ જૈન ધર્મને આ રીતે તેના અનુયાયીઓએ સકુચિત બનાવી દીધો છે. એ તો પાળે એનો ધર્મ છે. તેમા શ્રાવકોની મર્યાદાની અદર જેટલા ગુણુ છે તે આવી જાય છે કયાયે વ્રતોમા એમ નથી લખ્યુ કે જૈનકુળમા પેદા થનારે તેને પાળવાના છે પણ ગુણ કક્ષાએ વિકસિત આત્માએ તેને પાળીને આત્મવિકાસ સાધવાનો છે.

જૈનધર્મે તો સર્વદર્શન સમન્વય માટે સ્યાદ્‌વાદ આપ્યો અને એનાજ પરપરાગતના અનુયાયીઓ સમન્વય કે સશોધન કરનારને સમકિત ન ગણે એ જૈનસિદ્ધાતની દૃષ્ટિએ ખોટુ છે

આનદ ઘનજીએ કહ્યુ છે —

जैन जिनेश्वर वरमुत्तमाग अतरग बहिरगेरे

એમણે જૈનદર્શન (જૈન તત્ત્વજ્ઞાન) ને જિનેશ્વરનુ શ્રેષ્ઠ અગ કહ્યુ છે શરીરમા બધુ હોય પણ જો માથુ ન હોય તો કેવુ લાગે? અથવા માથુ બગડી ગયુ હોય તો તે કેવુ લાગે? જૈનદર્શનને માથુ એટલા માટે ગણવામા આવ્યુ છે કે સમગ્ર વિશ્વના જેટલા સારાં તત્ત્વો છે, બધા ધર્મોના જે સત્યો છે તેનો સમાવેશ તે કરી શકે છે જો એમ ન થઈ શકે તો પછી તે વાત નામની રહી જશે. તિલક મર્યા ત્યારે તેમનુ માથુ પ્રદર્શનમા મૂકવાની માગણી થઈ, એવી જ રીતે જૈનદર્શન પણ પ્રદર્શનની વસ્તુ બની જશે.

ગાંધીજીએ સર્વધર્મ સમભાવની સાધના કરીને વિશ્વધર્મગુરુનો માર્ગ ખુલ્લો કર્યો છે. તેમની પાસે ગમે તે દેશ, કોમ, વેશ કે ધર્મનો માણસ કોઈ પણ પ્રશ્ન લઈને જતો તેને તેઓ ધર્મના ગજથી માપી ઉત્તર આપતા. જૈનો અમારો ધર્મ વિશ્વધર્મ છે એમ કહે છે, ત્યારે તેણે દરેક ક્ષેત્રોના પ્રશ્નો ધર્મદષ્ટિએ ઊકેલવા જોઈએ.

સત્ય એટલુ બધુ વ્યાપક છે હજારો ધર્મધુરંધરો પરંપરાગતથી પણ તેને રજુ કરે તો પણ તેનુ સંશોધન નવી પેઢી કરતી જ રહેશે, તેની પૂર્ણતાને પામી શકાશે નહી. જેમ આખા વિશ્વનુ પાણી ઉલેચી કે પી શકાતુ નથી, એનો અર્થ એમ નથી કે તરસ છીપાવવા જળાશયો તળાવો ન બાંધવા જોઈએ એવી જ રીતે વિરાટ સત્યને ન પામી શકાય તો તેના અંશને મેળવી શકાય છે એટલે જ અલગ અલગ ધર્મો સત્યના તે તે અંશોને પામી તેનો જનસમૂહમા વ્હેચવા માટે સંઘ રચે છે, જેથી સત્યની તૃષા લોકો છીપાવી શકે. ત્યારે કોઈ ધર્મ સંપૂર્ણ પણે દાવો ન કરી શકે કે આખી દુનિયાનુ સંપૂર્ણ સત્ય તેના ધર્મમાં જ આવી ગયુ છે, બીજા ધર્મો પાસે સત્ય છે જ નહિ શુ કોઈ તીર્થનો વડો એમ દાવો કરી શકે ખરો કે દુનિયાનુ બધુ ય પાણી તેના તીર્થોમા આવી ગયુ છે? અગર તો દુનિયાના બીજા તીર્થોનુ પાણી ખારુ છે, મારા તીર્થનુ પાણી જ મીઠુ છે! પાણીની જેમ સત્ય પણ એટલુ બધુ વ્યાપક છે કે તે એક જ ધર્મમા સીમિત રહી શકતુ નથી તેના અનંત રૂપ છે એટલે જ કહેવાય છે કે સત્યના અનંતરૂપોને એક શરીરધારી સદાકાળ માટે પ્રગટ કરી શકે નહીં. જ્ઞાનીઓ દરેક વાતની સાથે દેશ, કાળ, પાત્ર ભાવ (પરિણામ)ની અપેક્ષાએ જોવાનુ કહે છે. ઉનાળામા પાતળા વસ્ત્રો પહેરવાં, સત્ય (હિતકર) છે પણ શિયાળામા તેજ વસ્ત્રો અસત્ય (અહિતકર) છે. ભૂખ્યો હોય તેને માટે જમવુ એ સત્ય છે. પણ બાદ્ય માણસે ખાવુ એ અસત્ય છે. આમ સત્યનો નિર્ણય દ્રવ્ય ક્ષેત્ર, કાળ અને ભાવ જોઈને જ કરી શકાય છે. એજ કારણે સાર્વત્રિક અને સાર્વકાલિક, આચાર કોઈ

પણ ધર્મ બતાવી શકયો નથી, કારણકે દેશ, કાળ, પાત્ર પ્રમાણે સત્યમા ફેરફાર થાય છે એને લીધે જ દુનિયાના ધર્મોમા આચાર (ક્રિયાકાંડ)ની દષ્ટિએ ફર્ક જણાય છે પણ તેનો સમન્વય વિવેકપૂર્વક થવો જોઇએ. એજ મૂળ ઉદ્દેશ્ય સર્વધર્મ-ઉપાસનાનો છે, જે આ સત્યને પ્રકટ કરશે

## સર્વધર્મ ઉપાસનાના મુદ્દાઓ

સર્વધર્મ ઉપાસના માટે નીચેના મુદ્દાઓ અનિવાર્ય છે :—

(૧) **સ્વધર્મ નિષ્ઠ** પોતાને વારસામા, પરપરાથી જે ધર્મ મળ્યો હોય તે ધર્મ પ્રત્યે, ધર્મક્રિયા કે ઉપાસના પ્રત્યે નિષ્ઠા રાખવી જોઈએ બીજા ધર્મના આડબરો, પ્રલોભનો અને પ્રસિદ્ધિ જોઈ, વેશાતર, સપ્રદાયાતર કે રૂપાતર નહી કરવો જોઇએ

(૨) **અન્ય ધર્મો પ્રતિ આદર**. બીજા ધર્મોના સારા તત્ત્વો તારવવા, સદાચારની વાતો ગ્રહણ કરવી અને ઉપાસના તેમજ ક્રિયાઓમા સમન્વય સાધવો દરેક ધર્મના મહાપુરૂષો અને સતો પ્રત્યે આદર રાખવો

(૩) **સર્વધર્મ સશોધન**: ધમના નામે પોતાના કે અન્યના ધર્મમા જે અનિષ્ટો પેઠા હોય, રૂઢિ અને અધવિશ્વાસના જાળા જામ્યા હોય તેને દૂર કરવા જોઈએ. આદિપુરૂષોએ જે કહ્યુ તેના ઊડાણમાં ઊતરી તેનુ રહસ્ય જાણી તે મુજબ વર્તાય તોજ વિકાસ થઈ શકે ધર્મમા દેશ-કાળ-ભાવ પ્રમાણે સશોધન થયા વગર વિકાસ થઈ શકતો નથી

આના અન્વયે વૈદિક ધર્મનો દાખલો આપી શકાય ત્યા ધર્મના નામે ચાલતા યજ્ઞોમા પશુઓ હોમાતા હતા તેમા જૈન અને બૌદ્ધ ધર્મોએ સશોધન કરી યજ્ઞોને નવા સ્વરૂપે મૂકયા તેમણે પ્રચલિત વર્ણવ્યવસ્થાને પણ નવુ સ્વરૂપ આપ્યુ, આમ ધર્મ સાથે વહેવારનો મેળ બેસાડયો ધર્મસશોધન કેવળ અન્ય ધર્મમા કરવુ એવુ જ નથી, પોતાના ધર્મમા પણ જે સશોધન જરૂર હોય તે કરવુ જોઈએ.

સ્થાનકવાસી સંપ્રદાયમાં સાધુને માટે, મુહપત્તી મોંઢે બાંધી રાખવાની પ્રથા છે તેનો ઉદ્દેશ્ય વિચારી મેં એમાં એક સંશોધન કર્યું. મુહપત્તી રાખવાનો મુખ્ય ઉદ્દેશ તો સાન્નિપાતિક (ઉડતા સૂક્ષ્મ) જીવાણુઓ મોઢામાં ન પેસી જાય તે માટે કપડું ધરવું એવું ભગવતી સૂત્રમાં વિધાન છે પણ મો બંધ હોય, મૌન હોય ત્યારે તે રાખવાની જરૂર નથી એવું મેં સંશોધન કર્યું.

તે વખતે અમદાવાદમાં મને એક ભાઈ મળ્યા. તેઓ કહે, "તમે ક્યારે મુહપત્તી કાઢી નાખી!"

મારે મૌન હતું એટલે તેમને જવાબ ન મળ્યો તેમણે બહાર જઈને પ્રચાર કર્યો કે સંતબાલે મુહપત્તી કાઢી નાખી છે તેઓ ફરી મળ્યા ત્યારે કહે "દેશવાસીઓને ઠીક લાગે તે માટે મુહપત્તી બાંધતા લાગતા નથી

મારે તેમને શું કહેવું? કેટલાક મને પૂછે છે "તમે ચેલાઓ કેમ નથી બનાવતા?"

ત્યારે હું કહું છું "હું ગુરુ થવાને લાયક બનું! મારા ગુરુને સંતોષ ન આપી શકું, ત્યાં સુધી મને એ અધિકાર નથી જે સાચો શિષ્ય બને તેજ શિષ્ય કરી શકે!"

પોતાના ધર્મમાં સંશોધન કરવાનો અધિકાર તો એ એ ધર્મવાળાને સહેજે મળી જાય છે ત્યારે બીજા ધર્મોનાં તત્ત્વોને પણ વિવેકની ગળણીથી ગળી ગળીને અપનાવવા જોઈએ.

(૪) **અધર્મનો વિરોધ :** ધર્મના નામે ચાલતુ અધર્મ ગમે તે ક્ષેત્રમાંથી અહિંસક ઢબે દૂર થવું જ જોઈએ દંભ અને જૂઠાણા ગમે તે ધર્મ સંપ્રદાયમાં ચાલતા હોય તો તેમનું ખંડન કરી નિખાલસતા અને સચ્ચાઈને બહાર લાવવી જોઈએ. આ કડક રીતે થાય તો પણ સર્વ ધર્મોપાસનાને આંચ આવતી નથી; માત્ર એ જરૂરી છે કે ખંડન-

પણ ખૂબ જ ઉચ્ચ પાત્રતા માગે છે તે માટે સર્વધર્મ ઉપાસકે એ કક્ષાએ પહોચવું જોઈએ કે સહેજે તેના આચરણમાં પોતાના ધર્મનો પક્ષ કે પારકા ધર્મનો વિરોધ મટીને કેવળ સુસત્યો, સુતત્વો અને સાચા ધર્મના સિધ્ધાંતો રહી જવા જોઈએ ત્યા સપ્રદાય કે વેશ તેને નડશે નહી આમ કરતા કરતાં એક દિવસ એવો આવશે કે જ્યારે બધા ધર્મો એના પોતીકા બની રહેશે આવી કક્ષાએ પહોંચ્યા વગર ખડન–મડનમાં પડવુ તેથી સપ્રદાયિકતા વધે છે કાં તો મિથ્યાભિમાન આવે છે અને અધર્મ હટતો નથી

(૫) **વટાળવૃત્તિનો ત્યાગ :** એક વ્યક્તિને એક ધર્મ–સપ્રદાયમથી વાણી, પ્રલોભન કે ભયના કારણે બીજા ધર્મમા લાવવો અને અમુક અશે પરાણે ખેચવો તેનુ નામ વટાળવૃત્તિ છે. સાચાધર્મને આવી વટાળવૃત્તિ સાથે કોઇ નિસ્બત નથી, પણ ધર્માધતા અને ઝનૂનના કારણે એને ધર્મના નામે ક્ષમ્ય ગણવામા આવે છે. પરાણે ધર્મના નામે આવી સામુહિક વટાળવૃત્તિ માટે યુધ્ધો સર્જાય છે, કત્લેઆમો થાય છે. અને ધર્મ ઝનૂનને પોષવામા આવે છે. માણસો માણસો વચ્ચે ભેદની ભીતો ઊભી કરાવે કે વેરવિરોધના અખાડાઓ જમાવે તે ધર્મ નથી. કોઈ પણ ધર્મ તેનુ સમર્થન કરતો નથી.

"તલવારના જોરે હિદુઓને વટલાવી મુસલમાન કરવા; એમની મા–દીકરીઓની ઇજ્જત લૂટી ખરાબ કરવી એ ઇસ્લામ પ્રત્યે વફાદારી છે!" આવા ભ્રામક સુત્રોના આધારે ઘણા હિદુઓને પરાણે મુસલમાન બનાવવામા આવ્યા! એથી ઇસ્લામ જેવા નેક મઝહબની કેટલી બધી નાલેશી જગતમાં થઈ છે તે તો વિચારકો જ કહી શકે છે.

ખ્રિસ્તી મિશનરીઓના દવાખાનાઓ અને શિક્ષણાલયોમાં ડોકટરો, પ્રાધ્યાપકો રૂપે જે છુટા છવાયા પાદરીઓ કામ કરે છે તેમાં જે ત્યાગ, સ્નેહ અને માનવતા દેખાય છે તે કોઇમા માટે પણ અનુકરણીય છે. આમ છતાં એ બધાની પાછળ જે વટાળવૃત્તિ છે તેની ભયકરતાનો

કોઈ નેયે ખ્યાલ ન આવી શકે ! આવા વટલાયેલા ખ્રિસ્તીઓ, હિંદુજાતિ પ્રતિ જે દ્વેષ ફેલાવે છે તે ખરેખર ઇચ્છનીય નથી.

હમણા હમણા ડોક્ટર આંબેડકરે હરિજનોને હિંદુમાંથી "નવા બૌદ્ધ" બનાવવા શરૂ કર્યા છે. આ પણ વટાળવૃત્તિ છે ખરી રીતે હિંદુધર્મમા તેમણે પોતાના સ્થાન માટે લડવુ જોઈએ તેના બદલે વટલાઈ જવુ એ તો યોગ્ય નથી

ખ્રિસ્તી લોકો જ્યારે લોકોને ખ્રિસ્તી બનાવે છે ત્યારે તેમની ટીકા કરાય છે પણ હમણા સ્થા. જૈન સપ્રદાયના મુનિવરો અને શ્રાવકોએ ખાટકી લોકોને જૈન તેમા પણ મુહપત્તી બાધનારા સાધુના પથનાજ તેમને બનાવે છે તેને શુ કહેવુ ? આ ખાટકી લોકો અત્યાર સુધી હિંદુધર્મ પાળતા હતા તેમને પશુવધનો ધધો છોડાવવો, માસાહાર છોડાવવો કે તેમને સાત્વિક ધધો કરવા આર્થિક મદદ આપવી, એ સમજી શકાય છે પણ લોભ આપી તેમનો ધર્મ બદલવો, એ તો યોગ્ય નથી

આ વટાળવૃત્તિ એટલી ભયકર છે કે સામાન્ય રીતે જોનારને તેનો ખ્યાલ ભાગ્યેજ આવી શકે કોઈ ખૂની કોઈનુ ખૂન કરે તેને તો સમાજ અને સરકાર તરફથી દડ, સજા, અસહકાર કે અપ્રતિષ્ઠા મળે છે પણ વટાળવૃત્તિ વડે તો માનવીનુ શરીરજ નહી, મન અને આત્મા પણ હણાય છે ગઈ કાલ સુધીનો વિનમ્ર માણસ જે સરળ હતો તે આજે ધર્મ પરિવર્તન થતા અક્કડ અને કુટિલ બને છે અને જે સમાજમાથી વટલાયો છે તેના પ્રતિ કિન્નો રાખી બદલો લેવા પ્રેરાય છે સમજણ પૂર્વકનુ ધર્મ પરિવર્તન અને પરાણે વટાળવૃત્તિ વચ્ચે મોટુ અતર છે, તે છતા પણ સર્વધર્મોપાસક કોઈનુ આવુ ધર્મ-પરિવર્તન ઇચ્છતો નથી જો દરેક સર્વધર્મ સમન્વયની વાત સમજીને જીવનમા ઉતારે તો વટાળવૃત્તિનો પ્રશ્નજ ઊડી જાય છે

એક ખોજાભાઈ મારી પાસે આવ્યા કે "મારે જૈન થઈ જવુ છે, આપ મને જૈન બનાવી દો" મે તેમને દયાનદ સરસ્વતીની વાત

કરી કે તેમણે કેવી રીતે પોતાના ધર્મમા રહીને સુધારો કર્યો હતો! તેમજ મે શ્રીમદ્ રાજચદ્રનું વાકય કહ્યુ "તમે જ્યા છો ત્યાં રહીનેજ વિકાસ સાધો!"

જેમ વટાળવૃત્તિ ખરાબ છે તેમ પોતાનો ધર્મ છોડવો એ પણ ખરાબ છે. કોઈ કહે કે "મારે સન્યાસ લેવો છે? તો કયા સપ્રદાયમા લઉ?" તો હુ તો એને એમજ કહીશ "પરપરાથી તમે જે ધર્મમા છો તેમાજ દીક્ષા લો" તમને બીજા ધર્મના તત્ત્વો કે સદાચારના નિયમો પસદ હોય તો તે અપનાવી લો પણ અન્ય ધર્મમા સન્યાસ લો, એ બરાબર નથી

એટલુજ નહી, સર્વધર્મોપાસકે એ વાતની તકેદારી રાખવી જોઈએ કે તેના નામે કોઈ વાડો ઊભો ન થાય. થિયોસોફિકલ સોસાયટીના સર્વેસર્વા જે કૃષ્ણમૂર્તિને લાગ્યુ કે તેમના નામે નવો વાડો ઊભો થાય છે ત્યારે તેમણે તેનુ વિસર્જન કરી દીધુ, અને સ્વતત્ર વિચારક તરીકે તેઓ વિચરવા લાગ્યા દયાનદ સરસ્વતીએ હિંદુધર્મની અદર રહીને સુધારો કર્યો પણ નવો વાડો નહોતો કર્યો પાછળથી તેમના અનુયાયીઓએ કરી મૂકયો એવુ જ શ્રીમદ્ રાજચદ્રનુ થયુ કે તેમના અવસાન બાદ તેમના અનુયાયીઓએ પણ એક વાડો બનાવી મૂકયો ઘણીવાર પોતાના ધર્મમા ખેચવા માટે સસ્કારોનુ બહાનુ આગળ ધરાય છે કે અમૂક ધર્મમા ન જઈએ તો અહિસા વના સસ્કારો કયાથી આવે! પણ તેમના અતરમા ખરેખર સખ્યા વધારવાનો મોહ હોય છે

ભગવાન મહાવીરે ઇંદ્રભૂતિ ગૌતમ જેવાને વૈદિક ધર્મમાથી જૈન ધર્મમા ખેચીને દીક્ષા આપી આને વટાળવૃત્તિ કહેવી કે નહી? એવુ ઘણાનુ કહેવુ થશે. તેમની વાત બરાબર નથી. કોઈને ફોસલાવીને, લલચાવીને કે ડરાવીને અથવા તત્ત્વ સમજયા—સમજાવ્યા વગર કોઇને દીક્ષા આપી હોય તો તે વટાળવૃત્તિ જરૂર ગણાશે. પણ ભગવાન મહાવીરે એ રીતે કોઇ દીક્ષા આપી ન હતી એટલુ જ નહીં તેમણે પોતાના શિષ્યોને પણ એવી દીક્ષા આપવાનો નિષેધ કર્યો હતો. ત્યારે બીજો

પ્રશ્ન એ છે કે જો કોઈ સમજી કરીને ધર્મપરિવર્તન કરે તો તેને વટાળવૃત્તિ સમજવી? તે જમાનામાં એને વટાળવૃત્તિ નહોતા માનતા અને મોટા ભાગે જે ગુરુઓ આવી દીક્ષા આપતા; તેઓ નિ સ્વાર્થભાવે સખ્યાવૃદ્ધિ કે જૂથવૃદ્ધિના કોઈપણુ પ્રકારના મોહથી પર થઈને આપતા. ભગવાન મહાવીરથી તેમનો શિષ્ય ગોશાલક અલગ થયો અને જમાલિ છુટા થયા ત્યારે ભગવાને આવેશમા આવીને વિરોધૂ ન કર્યો તેમજ એક શિષ્ય છુટો થતાં ધર્મ–સમાજ રસાતળે જાય એવુ તેમણે ન માન્યુ. તેમણે ખરો સિધ્ધાત સમજાવ્યો અને ઘણાને પાછા વાળ્યા. આજે એવુ નથી. આજે ચેલા–ચેલી વધારવાનો મોહ ખૂબ જ ફેલાયેલો છે તે સિવાય કદાચ કોઈ શિષ્ય કારણુસર છુટો પડે તો તેના પ્રતિ એટલો બધો વિરોધ કરવામા આવે છે કે તે સમાજમા નીતિપૂર્વક જીવી ન શકે, તે માટે જે તૈયારીઓ કરવામા આવે છે તે જોઇને ઘડીભર એમ પણુ થઈ જાય છે કે આજ અહિસક જૈન સમાજ છે? ઘણા જૈન સાધુઓને કોઈપણુ કારણુસર વેશ મૂકવો પડયો છે પછી તેની સાથે જૈન સમાજે જે વર્તાવ ચલાવ્યો છે, તે તો મહાવીરની ઉદારતાવાળા જૈન ધર્મને શોભતો નથી

સર્વધર્મોપાસક આમ વટાળવૃત્તિથી, વટલાઇ જવાની ભાવનાથી કે નવો વાડો ઊભા કરવાથી સદતર દુર રહે છે, આજે તો જે જ્યા છે તેને ત્યા જ રહેવા દેવામા સાર જણાય છે તેને પોતાના ધર્મમા ઉણપ લાગતી હોય તો તેને દુર કરવાનુ કહેવુ જોઇએ આજ વટાળ-વૃત્તિનો રોગ નાબુદ થશે, અને નવા અનિષ્ટો અટકશે.

### ( ૬ ) વેશ કે ચિહ્ન ન બદલવાં કે બદલાવવાં :

કેટલાક લોકો જ્યારે એમ જુએ છે કે આ સાધક આપણા તરફ ભાવ રાખે છે જિજ્ઞાસુ છે, સહૃદય છે, વારવાર મળે છે ત્યારે તેઓ તેને કહે છે કે આ વેશ છોડીને અમારામાં આવી જાઓ આ તમારા ચિહ્ન છોડી દો !" વટાળવૃત્તિના સહોદર જેવો આ પણુ ભયંકર રોગ છે

ઘણા વિદ્વાન અને વિચારક લોકો મને પણ કહે છે "તમે જ્યારે બધા ધર્મોને માનો છો, સર્વધર્મોપાસના સ્વીકારો છો ત્યારે એક સપ્રદાય વિશેષનો વેશ શા માટે રાખો છો ?"

વળી રૂઢિચુસ્તો બીજા આશયથી આ વાતને કહે છે "તમે અમારા સપ્રદાયની પરપરાને અમે માનીએ કે પાળીએ છીએ તેમ માનતા કે પાળતા નથી માટે આ વેશને શા માટે રાખો છો ?" એટલે કે ઉતારી દો !

એના જવાબમા કહેવુ પડે છે "માણસ જેમ એક ઘરમા રહેવા છતા તે વિશ્વના વિવિધ લોકો સાથે પ્રેમ સબધ રાખી શકે છે તેવી જ રીતે એક સપ્રદાયમા રહેવા છતા વિશ્વ ધર્મ સપ્રદાયો સાથે તે આત્મીયતા કેળવી શકે છે એટલુ જ નહી બધાને આત્મસાત્ કરી શકે છે, તે સર્વધર્મ માન્ય સિધ્ધાત પદ્ધતિ શોધી શકશે પણ સર્વધર્મ માન્ય ચિહ્ન પદ્ધતિ તો શોધી શકશે નહી નવાની શોધ કરવા જતા નવો વાડો ઊભો થઈ જશે એટલે જ જે ધર્મ સપ્રદાયનો વેશ ધારણ કર્યો છે તેને છોડીને બીજો વેશ ધારણ કરવાનુ હુ વિચારી શકતો નથી ઉલ્ટુ મને તો એમ લાગે છે કે બધા ધર્મોના સારને જીવનમા અપનાવવાથી સ્વ અને પર બન્ને સપ્રદાયોનો વિકાસ પણ આપોઆપ થઈ જાય છે"

એક વસ્તુનો ખુલાસો કરી લઉ કે આવા સાધકને ઘણુ સહન કરવુ પડે છે વર્ષો સુધી તે પોતાના તેમજ બીજાના ધર્મ સપ્રદાયો વડે અવિશ્વસ્ત, અમાન્ય અને ઉપેક્ષિત બનીને રહે છે પણ અને તેની શુભનિષ્ઠા અને અખડ શ્રધ્ધા કામમા આવે છે જે વિધિવિધાનો સર્વધર્મ ઉપાસનામા સાધક છે તેને છોડવાનો કોઈ પ્રશ્ન ઊભો થતો જ નથી.

એક વખત પ્રિય છોટુભાઈએ કહ્યુ "આપને સ્થાનકવાસી જૈન સાધુના ચિહ્ન હોવા છતા સ્થાનકવાસી લોકો કેમ આપના પ્રતિ આકર્ષાતા નથી ?"

મે કહ્યુ "ત્યાંજ મુશ્કેલી છે આપણે સર્વધર્મોપાસનાની વાતને પડતી મૂકીએ તો બધા દોડતા આવશે. આપણે મહાવીરને આગળ રાખીએ છીએ ખરા પણ બધા ધર્મોના મહાપુરૂષોની સાથે એટલે જ કાનજી સ્વામી કહે છે કે" એનો ખીચડો છે, જો આપણે લોકોને રાજી રાખવા હોય તો સિધ્ધાતોની વાતો છોડવી પડશે, સિધ્ધાતોને ન છોડવા હોય તો કદાચ પ્રારભમા તેઓ નારાજ થશે, પાસે નહી આવે, પણ અતે તો સાચા અને સમજુ લોકો આકર્ષાયા વગર રહેવાના નથી. આજે આટલા વિવિધ લોકો આપણને ચાહે છે તેને જ હુ આપણા સિધ્ધાતનો વિજય માનુ છુ"

લોકોનો એક વર્ગ એમ પણ કહે છે કે "સતબાલે તો ખાન-પાન અને સગવડો માટે વેશ રાખી મૂકયો છે" તેઓ બીજાને એમ પણ કહે છે 'એ તો સગવડતા માટે તમારા ધર્મનુ નામ લે છે" નળકાઠામા એકવાર ફરતો હતો ત્યારે લોકો એવુ પણ મારા મોઢે કહેતા હતા કે "એ તો જર્મન જાસુસ છે તેમના પૈસા મેળવીને ફરે છે" આમ નવુ કરવા જતા સર્વધર્મ સમન્વય અને સર્વપ્રાણી સમન્વય કરવા જતા ઘણી વાતો આવશે. પણ, સાધક પોતાની ક્રિયાઓ ઉપર મકકમ રહીને પોતાના ચિહ્નો નહી મૂકે તો છેવટે લોકો આપોઆપ સાચુ સમજવાના. જેને કઠી પહેરવી હોય તે કઠી પહેરે, જેને જનોઈ પહેરવી હોય તે જનોઈ પહેરે આપણે તેને છોડાવવી નહી પોતાની મેળે છોડી દે તો વિરોધ કરવો નહી

## (૭) દરેક ધર્મને પોતાનો ગણો :

સર્વધર્મ ઉપાસકે દરેક ધર્મને પોતીકો ગણવો પડશે. એટલે જ્યારે તેને બીજા ધર્મની ટીકા થશે ત્યારે તે પોતાના ધર્મની ટીકા જેમ લાગશે બીજાની ઉણપ તેને ખૂચશે અને તે દુખી થશે. માતા જેમ પોતાના દરેક બાળકને સરખી રીતે વાત્સલ્ય વરસાવે તેમ સર્વધર્મોપાસક બધા ધર્મો પ્રતિ વાત્સલ્ય વહાવશે. માતા બાળક ગંદુ થતા તેને સાફ

કરે એવી જ રીતે સર્વધર્મોપાસક કરશે માતાને જેમ લોહીનો સબધ બાળક સાથે છે તેવી જ રીતે સર્વધર્મોપાસકને ઉપાસનાનો સબધ બધા ધર્મો સાથે છે તેથી તેને કોઈ ધર્મ ખરાબ નહીં લાગે, એ માટે સર્વ પ્રથમ તેણે બધા ધર્મોને પોતાના ગણવા પડશે

ગાધીજી પાસે સર્વ ધર્મના લોકો આવતા. એક તરફ પ્રાર્થના થતી હોય તો બીજી તરફ નમાજ ભણાતી હોય ! પ્રાર્થનામા ગાધીજી કુરાનની આયતો પણ બોલાવતા. એકવાર કોઈ કટ્ટર હિદુએ વાધો ઉઠાવ્યો "તમે હિદુ થઈને મુસલમાનોની આયતો શા માટે બોલો છો ?"

તેઓ કહેતા "કુરાનની વાતો ગીતાથી અલગ નથી બધામા એક જ પ્રકારનો ઉપદેશ છે "

તેમના ઉપદેશનો એવો પ્રભાવ પડયો કે પડિત સુદરલાલજી જેવાએ તો ગીતા અને કુરાનનો સમન્વય "ગીતા ઔર કુરાન" નામના પુસ્તકમા કર્યો છે ગાધીજી દરેકને કહેતા કે તમારો ધર્મ, બીજાના ધર્મથી જુદો નથી હિદુ-ધર્મ ઇસ્લામથી જુદો નથી તેમણે તો ત્યા સુધી કહ્યુ "મુસલમાનો ગાયો નહી બચાવે ત્યા સુધી હિદુઓ ગાયો બચાવી શકવાના નથી " એટલે જ્યારે ખિલાફતનો પ્રશ્ન આવ્યો ત્યારે ગાધીજીએ તેમા પૂરો રસ લીધો હતો તેમણે મુસલમાનોના પ્રશ્નમા એક હિદુ તરીકે રસ લઈને આત્મીયતા કેળવી હતી

શ્રી માટલિયાજીએ કહ્યુ હતુ કે હુ રાધા બનુ તો જ શ્રી કૃષ્ણની ઉપાસના બરાબર કરી શકુ એટલે રાધા ભાવ કેળવવો જોઈએ જૈન સસ્કારોથી ટેવાયેલો સાધક જ્યારે આવી ભાવના કરે ત્યારે તે અદ્ભુત બની જાય છે સ્વામી રામકૃષ્ણ પરમહસે ઈસ્લામનુ રહસ્ય જાણ્યુ ત્યારે તે મહત્ત્વનુ બની ગયુ.

સાચા સર્વધર્મોપાસક તરીકે ગાધીજી દરેકને પોતાના ધર્મ ઉપર રહેવાનુ કહેતા અને તેને તેના ધર્મની સમજણ પાડતા, સાથે જ સર્વ

ધર્મનો આદર કરવાનુ પણ સૂચવતા. તેથી દરેક ધર્મના લોકો ગાંધીજીને પોતાના ગણતા.

આ વાત સર્વધર્મોપાસકમા આવવી જોઈએ. તેણે દરેક ધર્મને પોતાનો ગણવો જોઈએ, અને તે માટે તેણે દરેક ધર્મનો ઊંડો અભ્યાસ કરવો જોઈએ, જેથી તે ધર્મના અનુયાયીને તે ધર્મના સિદ્ધાત પ્રમાણે સમજી શકે ત્યારે તેને લાગશે કે બધા ધર્મો સારા છે, કલ્યાણકારક છે. માત્ર તેને અનુસરનારની ખરાબીઓના કારણે તે ધર્મને ખરાબ કહી શકાતો નથી.

આમ આ સાતે અગો સર્વધર્મોપાસનાના છે તેના ઉપર મનન કરીને સર્વધર્મોપાસના કરવામા આવે તો વિશ્વશાતિ માટેના પુરુષાર્થમા અવશ્ય સફળ થશુ



## ચર્ચા વિચારણા

### એ વટાળવૃત્તિ નથી

**શ્રી. દેવજીભાઇએ** ચોખવટ માગવા પ્રશ્ન કર્યો "ખધક સન્યાસી જૈન બન્યા અને બિંબિસાર બૌદ્ધમાંથી જૈન થયા તેમાં 'વટાળવૃત્તિને ટેકો મળે છે કે કેમ ?"

**શ્રી. માટલિયા** "મહાવીર કેવલજ્ઞાની થયાબાદ ઇંદ્રભુતિ ગોતમ વગેરે અગ્યાર બ્રાહ્મણ પડિતો તેમની પાસે ગયા એમને શિષ્યો સહિત સમાધાન થતા જે માર્ગ સ્પષ્ટ થયો તે માર્ગે ગયા મહાવીરે ગોશાલકના શિષ્યોને તોડવા પ્રયત્ન ન કર્યો એટલુ જ નહી પોતાના શિષ્ય જમાલિએ છૂટા થવાની રજા માગી તો પણ તેમણે નથી આવેશ કર્યો, નથી પરાણે ખેચવા પ્રયત્ન કર્યો. પાછળથી સત્ય સમજાતાં સુદર્શના સાધ્વી અને બીજા સાધુઓ પાછા ફર્યા તે જુદી વાત ! વટાળવૃત્તિવાળા તો

તેને કહેવાય કે પોતાનામાથી એક ખસે તો ધુઆપુઆ થઇ જાય અને નવા મેળવવા આકાશ પાતાળ એક કરે, ભય, લાલચ અને ચમત્કાર દેખાડી કે અજ્ઞાનનો લાભ લઇને પોતાની તરફ ખેચે.

સાચા ધર્મનો સ્વભાવ તો જેમ અન્ન અને જળ, ભૂખ અને તરસ છીપાવી પ્રસન્નતા આપે, તેમ (૧) સ્ફૂર્તિદાયક પ્રસન્નતા આપવાનો, (૨) ચિત્તને વ્યાપક વિચાર કરાવી તેમાથી આનદ શોધવાનો અને (૩) બીજાનુ સુખ જોઈ આનદ મેળવવાનો છે જેને સાચો ધર્મ સ્પર્શે તેને આમ થાય ધૂળધોયો જયા નીકળે ત્યાં ધૂળમાથી સોનાનો કણ શોધી લે છે તેમ ધર્મની ચાવી જેને હાથ જડી તે બધામાથી સાર ખેચી લેશે

**ધર્મ માટે સત્ય અહિંસાની કસોટી**

**પૂ. દંડીસ્વામી** "હજુ તો સર્વધર્મ સમન્વય ઉપરની છણાવટના ચાર અઠવાડિયા થયા છે ત્યા આટલુ થયુ છે તો ધીમે ધીમે બધી વાત સુદર રીતે છણાઈ જશે મારા વિનમ્ર મતે સત્ય-અહિંસાની કસોટી, મધ્યમા રાખી દરેક ધર્મને આપણા માનીએ તો જગતમા અભેદ લાવવામા મદદ મળે

આજે નેમિમુનિએ કહ્યુ તેમ મહાવીર, બુદ્ધ, રામ અને કૃષ્ણને વિશ્વગુરુ માનીએ અને ઈશુ ખ્રિસ્ત તેમજ હજરત મુહમદને સ્વીકારી લઈએ એટલે પ્રશ્નો આપોઆપ પતી જશે.

**પૂ. નેમિમુનિ** "દરેક ધર્મના જુદા જુદા આચાર્યો, જુદી જુદી માન્યતાઓ, જુદા, જુદા, કર્મકાડો, જુદા જુદા તત્ત્વજ્ઞાનો ત્યા કેટલીકવાર સર્વધર્મ સમન્વયના નામે પોતાના પથના પ્રચાર કરવાના પ્રયત્નો થાય છે તેની તકેદારી રાખવી જોઈએ

**વ્યાપક ભાવના થતાં ભેદ ટળશે**

**શ્રી. પૂજાભાઈ** "ગામમા પાણીનો બધ તૂટે કે સૌ કશા

ભેદભાવ વિના દોડયા આવે છે કારણકે તેમા સૌનુ હિત હોય છે તેમ આજના યુગનો પ્રભાવ એવો છે કે સૌ એક થઈ વિશ્વશાતિ માટે ઝખે છે. આપણે કોઈ મતપથમાં પડતા નથી કે કોઈને ખેચતા નથી એટલે સહુ આપણા કાર્યક્રમોમા દોડતા આવે છે.

નવસારીમા દોઢ વર્ષ પહેલા નિર્માસાહારની પ્રતિજ્ઞાનો યજ્ઞ કર્યો હતો તેમા સૌ ભળ્યા. તેમા એક પારસી કુટુબ પણ ખેચાયુ તેમણે પોતાના ધર્મમા અડગ રહીને આમા ભાગ લીધો તેમ વ્યાપક કાર્યક્રમોમા દરેક ધર્મોના માણસો કશા પણ ભેદ વિના ભળેજ છે જગત એટલુ નજીક આવી ગયુ છે કે એક કાકરો પડતા તેની લહેર આખા હોજમા ફેલાય, તેમ વ્યાપક કાર્યક્રમો ધર્મોની વ્યાસપીઠ ઉપરથી મૂકાતા સૌ તેને ઉપાડી લેશે

## ધર્મગુરુઓની ફરજ શુ ?

**શ્રી. બલવતભાઈ** "ઘણીવાર કાર્યક્રમોમા સહુ સાથે આવે તોયે ધર્મના નામે અલગતાવાદ રહી જતો હોય છે અમારે ત્યા મોલેસ્લામ આઠ દશ કુટુબો છે આજ લગી જન્માષ્ટમીમા ગરબા ગાતા અને હિદુ-મુસ્લિમ એકતા તો શુ બલ્કે ઓતપ્રોત હતા પણ કોઈ ધર્મગુરુએ એવુ ભૂસુ ભરાવ્યુ કે સાવ નોખા થઈ ગયા

અમે બીલીમોરા પ્રવાસમા ગયેલા ત્યારે એક ભાઈએ કહ્યુ "દરેક પોતાના તરફ ખેચે છે ત્યા સાચુ શુ ગણવુ? ધર્મગુરુઓએ એકતા વધારવી જોઈએ કે ભેદભાવ?"

## સારાં તત્ત્વો સશોધન કરીને અપનાવો :

**શ્રી. માટલિયાએ કહ્યુ** "ઔરગઝેબના ધર્મઝનૂન અને મુસ્લિમ બાદશાહના ધર્મઝનૂન છતા મથુરા અને વૃદાવન અખડ રહ્યા. ત્યા મારા વિનમ્ર મને ઇસ્લામના સારા તત્ત્વો લેવાનો પ્રયાસ થયો અને મૂર્તિપૂજા છોડી નહીં તેવીજ રીતે નીડરતા, આક્રમણ સામે ટકવાની

શક્તિ અને સ્વધર્મ સશોધનનો ગુણુ હોય તો અનેરા ધર્મ ઝનૂનના આક્રમણુ સામે પણુ ટકી શકાય છે.

દા ત ઇસ્લામમા "એક પ્રભુ" તો વૈષ્ણવોએ કહ્યું અમારો હરિ પણુ એક છે (૨) તમે નમાઝ પાચ વખત ભણો છો તો અમે પણુ પ્રભાતી, મ ગળા, ભોગ, શયન અને દર્શન એમ પાચ વાર પ્રભુને પૂજશુ (૩) તમે 'જકાત'ની વાત કરો છો તેમ અમે ભગવાનને ભોગ ધરાવીને પ્રસાદી લઈએ છીએ (૪) તમે જેમ ખુદામા સમર્પિત થાઓ છો તેમ અમે પણુ બ્રહ્મ સબધ જોડીએ છીએ અને બહેનોને પણુ છૂટ આપીએ છીએ (૫) નાતજાતના ભેદ રાખતા નથી તેમ અમે પણુ નાથજીના પડિયા સૌને ભેદભાવ વગર આપીશુ

આ એક રીત થઈ બીજી રીત કબીર નાનકની થઈ જ્યાં હિદુ મુસ્લિમ બન્નેનુ સકલન કરી ધર્મનૂ નવુ જ સ્વરૂપ સર્જ્યુ એવા યુગમા સુર, તુલસીએ પોતાના તત્ત્વને સભાળી રાખ્યુ ટુકમા હિદુધર્મ આવી વીરોચિત ઉદારતાથીજ ટકી રહ્યો છે

## સત મસૂર અને સૂફી મત .

પૂ. દડી સ્વામીએ સૂફી મતની ચર્ચા નીકળતા સત મસૂરનો દાખલો આપતા કહ્યું "તેણે કહ્યુ કે હુ અવતારવાદમા માનુ છુ અલ્લાહ અને ઇન્સાન જુદા નથી તેને ફાસીએ ચઢાવવામા આવ્યો તો ત્યા પણુ શબ્દ નીકળ્યો "અનલહક!" રાખમાથી પણુ એજ શબ્દ નીકળ્યો અને રાખને પાણીમા નાખવામા આવી તો પણુ એજ શબ્દ નીકળ્યો અનલહક, એટલે યજુર્વેદના મહામત્ર "અહ બ્રહ્માસ્મિ"નો અર્થ થાય છે આમ ધર્મ સિદ્ધાતની એકતા મળે છે.

તે ઉપરાત સત ફકીર અગે પણુ એકતા મળે છે સિધ બલુચિસ્તાનમા લાસ્બિલા સ્થળે હીંગળા માતાનુ મદિર છે. કરાંચીથી

તેરમે દિવસે ત્યાં પહોચાય છે. ત્યાં જોયુ તો દેવી હિદુના અને તેની પૂજારણુ મુસ્લિમ ફકીરાણી હતી.

**શ્રી. પૂજાભાઈ** "બહુચરા માતાજી આગળ પાવૈયા હિદુ અને કમાલિયા મુસ્લિમ ભક્તો હોય છે "

**શ્રી. બ્રહ્મચારીજી** સત્ય, અહિસા, સદાચાર અને દાન એ મુદ્દાઓનુ મહત્ત્વ આપણે મુખ્ય ગણ્યુ છે એ સૌને માટે હોઈ આપણો પ્રયોગ સફળ થશેજ "

**મુનિશ્રી સતબાલજી**એ જણાવ્યુ "આજે ધર્મો આંતરરાષ્ટ્રીય રાજકારણને આધીન થઈ ગયા છે એટલે રાજકારણને વશ કરનારા વિશાળ અનુબધ સહિત કાર્યક્રમો લેવા એ ખાસ યાદ રાખવું પડશે તોજ સર્વધર્મ ઉપાસના સક્રિય થઈ શકશે!"

( ૫-૮-૬૧ )

[ ૫ ]

# સર્વધર્મ ઉપાસનાના પ્રશ્નો ?

સર્વધર્મ ઉપાસનાના વિવિધ પાસાઓની છણાવટ થઈ રહી છે તેમજ એની અનિવાર્યતા ઉપર વિચારણા ચાલે છે આ મુદ્દો અતિ અગત્યનો છે, એટલુ જ નહી તેના અંગે અનેક પ્રશ્નો ઊભા થાય છે જે અંગે હવે વિચાર કરીએ.

## ધર્મના નામની સૂગ

ધર્મ શબ્દના નામે ઇતિહાસને પાને એટલા બધા અનર્થો લખાયેલા છે કે ઘણા લોકોને ધર્મનુ નામ પણ લેવુ ગમતુ નથી ખાસ કરીને રશિયામા અને લાલચીનમા તો એટલી બધી નફરત છે કે 'ધર્મ' જેવી કોઈ શબ્દરચનાને પણ તેઓ પસદ કરતા નથી, એકદરે સામ્યવાદી દેશોમા એ પ્રચલિત કોઈ પણ પ્રકારના રૂપમા નથી ઇતિહાસના તાજા દાખલામા ધર્મના નામે ભારતના ભાગલા પડયા અને પાકિસ્તાન જુદું થયુ તિબેટમા લામાઓના નામોનિશાન પણ ન રહેવા દીધા ધર્મયુદ્ધો, જેહાદ, વાદવિવાદ વગેરે ધર્મના નામે થયા અને તેની પાછળ લાખો વ્યક્તિઓની કતલ, ત્રાસ અને જુલમ વગેરે ગુજારવામા આવ્યા એટલે ઘણાનુ માનવુ એ છે કે એ શબ્દને બદલી જ નાખો અને કર્તવ્ય શબ્દ વાપરી "સર્વ-કર્તવ્ય ઉપાસના" એવુ નામ રાખો, એમા શુ ખોટુ છે? અત્યારે તો પરસ્પર ક્રર્મકાડો, વિધિ-વિધાનો તેમજ ગુરુ અને દેવો અંગે ધર્મો અથડાઈ રહ્યા છે ત્યારે દરેક ધર્મમાથી તારવવાનુ છે તે અહિંસા, સત્ય, ન્યાય, પ્રેમ વગેરે તત્ત્વો-પવિત્ર કર્તવ્યો તો પછી ધર્મના બદલે 'કર્તવ્ય' નામ રાખવુ વધારે બધ બેસશે

પણ આ તો થઈ ધર્મની એક બાજુ, પણ તેની બીજી બાજુનો પણ સળગ ભવ્ય ઇતિહાસ પડયો છે તેમા ધર્મના નામે ત્યાગ-તપ-બલિદાન અને સમસ્ત લોકના કલ્યાણ માટે જીવન-સમર્પણના એટલા

બધા દાખલા પડયા છે કે એની આગળ ધર્મના નામે કેટલાક સ્વાર્થી તત્ત્વોએ જે સ્વાર્થ હિત સાધના કરી છે તેનુ કશુ પણ મૂલ્ય નથી. મતલબ એ કે ધર્મને નામે અનર્થો કરતા ત્યાગ-તપ-બલિદાનોની સખ્યા વધારે થઈ છે તેથી ધર્મશબ્દને સાચા અર્થમાં ગ્રહણ કરનારાઓના કાર્યોને જોઈ ધર્મને નામે અનિષ્ટો આચરનારાઓનુ થોથાપણુ સહેજે પ્રગટ થઈ જાય છે. ક્રોધ, આવેશ કે ઝનૂન એ કદિ ધર્મના તત્ત્વો રહ્યા નથી, કોઇ પણ ધર્મે તેને પ્રમાણભૂત માન્યા નથી ત્યારે ધર્મના નામે આ તત્ત્વો વડે માણસ પોતાની પાશવી અને હિંસકવૃત્તિનો દોર છૂટો મૂકે એની જવાબદારી ધર્મ ઉપર ન થાપી શકાય. ખરૂ કહીએ તો ધર્મની પવિત્ર ભાવનાના કારણે જ "માણસ એક સામાજિક પ્રાણી છે" એ વાક્ય પ્રચલિત થયુ છે એક વસ્તુ ખરાબ હોવી જુદી વાત છે અને તેના નામે ખરાબીઓ ફેલાવવામા આવે એ અલગ વાત છે એ રીતે જોવા જઈએ તો દરેક સારી વસ્તુની ઓથે ખરાબીઓ ફૂલેફાલે, તેથી કરીને સારી વસ્તુઓને છોડી શકાતી નથી

### કર્તવ્યમાં સર્વ હિત નથી આવતુ :

એક દાખલો સમજવા માટે લઈએ રાવણના રાજ્યમા ખાવા-પીવાનુ બધુ મળતુ હતુ ગમે તે કામ કરો, રાવણની સાથે બરાબર વર્તો એવુ એ રાજ્ય હતુ. આ રાજ્યને સારૂ જ કહી શકાય ને? પણ માણસ કેવળ ખાન-પાનની જરૂરતો અગે નથી વિચારતો તે એનાથીએ વધારે ઉત્તમ વસ્તુ માટે ઝખે છે ત્યારેજ તે અન્યાયને પડકારે છે સીતાને રાવણ લઈ આવે છે અને રામનો સદેશ આવ્યા છતા પણ પાછી નથી વાળતો ત્યારે વિભીષણ તેને કહે છે "મોટાભાઈ! તમે આ કાર્ય ધર્મ-વિરૂદ્ધ કરી રહ્યા છો! રામનો પક્ષ ધર્મયુક્ત છે"

ત્યારે રાવણે સત્તામદાધ થઈ એનો જવાબ પગની લાતથી આપતાં કહ્યુ "તુ તારૂં કર્તવ્ય કર! તારે આ પચાતમાં પડવાની જરૂર નથી. તને મહેલ આપ્યો છે. ખાનપાન અને વિલાસની સગવડો આપી છે.

પછી તારે ફરિયાદ કરવાનું કઈ રહેતુ નથી. શા માટે તુ રામનો પક્ષ લે છે? શુ સીતા તારી સગી થાય છે!"

વિભીષણ પાદ દલિત થવા છતાં તેને કહે છે "સાચો સબધ કેવળ લોહીનો નથી, પણ ન્યાય ધર્મનો સબધ એજ સાચો સબધ છે. તમે જે કામ કર્યું છે તે ખોટુ કર્યું છે તે ધર્મ-વિરૂદ્ધ છે અને તમને દુર્ગતિમા પાડનારૂ છે માટેજ તમને દુર્ગતિમા નાખનારા આ અધર્મ કાર્યને હુ ટેકો આપી શકીશ નહી!'

કર્તવ્યનુ ક્ષેત્ર મર્યાદિત છે જયારે ધર્મનુ ક્ષેત્ર વિશાળ છે કર્તવ્ય બહુ બહુ તો કુટુબથી માંડીને રાષ્ટ્ર સુધી જશે, જયારે ધર્મ સમગ્ર માનવ-સમાજ અને માનવેતર પ્રાણી સૃષ્ટિ-સમષ્ટિ સુધી પહોચે છે કર્તવ્ય-કર્તા બહુ બહુ તો પુણ્ય મેળવશે આણે આટલુ કર્યું એટલે હુ પણ આટલુ કરૂ આવી મર્યાદા પુણ્યની છે ત્યારે અપકાર ઉપર પણ ઉપકાર કરવો કે બિન-સ્વાર્થે પરોપકાર કરવો, ત્યાગ કરવો એ ધર્મની વ્યાપક મર્યાદા છે કીડી-મકોડી વ જીવો ઉપર પણ કરૂણા રાખવી ભલે તે આપણને ઉપયોગી ન થતા હોય આવુ વ્યાપક તત્ત્વ ધર્મનુ છે.

વિભીષણ પાસે ખાવા-પીવાની બધી સગવડ હતી, બધા સુખસાધનો હતા છતા તેને લાગ્યુ કે એક વિદેશી પુરૂષ રામ સાથે અન્યાય થઇ રહ્યો છે આ જિદગી કેવળ વ્યક્તિગત સ્વાર્થ સાધવા માટે કે પેટ ભરવા માટે નથી પણ ધર્મ માટે છે, તેમા અન્યાયનુ નિરાકરણ કરવાનુ પણ આવે છે એટલેજ વિભીષણ રાવણને કહે છે "મોટાભાઈ! સીતાની માફી માગી મોઢામા તરણુ લઈને રામ પાસે જાઓ તેઓ ઉદાર પુરુષ છે, તેઓ તમને માફ કરશે અને તમે અધર્મથી બચી શકશો"

પણ અભિમાને ચડેલા રાવણે તેનુ કહેવુ ન માન્યુ અને વિભીષણને લકા છોડીને પોતાની બધી સુખસગવડો મૂકીને ધર્મ માટે ચાલ્યા જવુ પડ્યુ. પણ, ધર્મનુ એક સસ્કાર—કિરણ તે મૂકતો ગયો.

એનુ પ્રતિબિબ મદોદરીના અતરમા પડ્યુ મદોદરીએ પણ રાવણને સમજાવવાનો ખૂબ પ્રયત્ન કર્યો, પણ તે નિષ્ફળ ગયો. ધર્મ કોઈ ઢોલ-નગારા વગાડીને આવતો નથી. તે તો માણસના અતરમાથી પ્રગટે છે. પણ જેનાં હૃદય અને બુદ્ધિ ઉપર આવરણ આવી ગયુ હોય તેને તરત ખ્યાલ આવતો નથી. લકાની પ્રજાના અતરમા તો ધર્મ હતો પણ તે લોભ અને મોહથી આવૃત્ત હતો તેને લીધે તે પ્રજા રાજા પ્રત્યેની ફરજ સુધી જઈ શકી આગળ ન વધી શકી રાવણની પાસે બીજુ બધુ હતુ પણ ધર્મ નહતો. કર્તવ્યમા કેવળ કાર્ય કરવાની ભાવનાનો વિચાર રહે છે ત્યારે ધર્મમા ન્યાયની પ્રતિષ્ઠાપના અને અન્યાયનો પ્રતિકાર કરવાનુ હોય છે

આજના સમયમા લાલચીનનો એક તાજો દાખલો લઈએ ત્યા રાષ્ટ્ર પ્રત્યેની ફરજ એનેજ ધર્મ ગણવાનો કાયદો આવ્યો. એક વખત રાજ્યનો હુકમ થયો કે "દરેકે, પોતાની પાસેનુ સોનુ રાજ્યને આપી દેવુ ?"

એક બાપાએ લોભવશ થઈ રાજ્યને એ ન આપ્યુ દીકરાએ બાપાને કહ્યુ "બાપા આપી દો! રાજ્યનો હુકમ છે"

છતાં બાપાએ ન માન્યુ દીકરાએ રાજ્ય પાસે જાહેર કર્યું. પરિણામે રાજ્યે બાપાને સમજાવવા કે દબાણ કરવાનો કોઈ માર્ગ નહીં લેતા તેને ફાસી આપવાનો હુકમ કર્યો તે બાપાને ફાસી મળી

હવે આપણે અતરમા ડોકિયુ કરીને વિચારીએ કે શુ આ ધર્મ હતો? આપણુ હૃદય કહેશે "ના"! કારણકે રાજ્યનો અધિકાર કોઈની કાયદેસર હકની વસ્તુ ઝૂટવી લેવાનો ન હતો છતા રાજ્યે આવો વટહુકમ બહાર પાડ્યો બીજી બાજુ કર્તવ્ય ભાવના ખરી, પણ લોકોના નૈતિક જીવન-નિર્માણ માટે કઈ કર્યું નહતુ! એટલેજ એકાકી કર્તવ્યને ઠોકી બેસાડવા જતા આ પ્રકારનો અનર્થ થયો. એટલે કર્તવ્ય ન્યાય-અન્યાયનો વિચાર વિવેકપુર-સર કરતું નથી અને એ કર્તવ્ય ક્ષેત્રમા વિશાળ ધર્મને પૂરી શકાય નહી.

કર્તવ્ય એટલે કેવળ આસપાસની દુનિયામા કેમ વર્તવુ એજ બતાવે છે પણ ધર્મ જગતના સર્વજીવો સુધીની કલ્યાણકારી ફરજ બતાવે છે. એટલુ જ નહીં મુખ્યપણે ઊંડાણના સત્યને સામે રાખીને આત્મવિકાસ તેમજ જગત વિકાસ બન્નેની સમતુલા સાચવવાનુ કહે છે આજે જો કે ધર્મનો સાચો અર્થ તો ધાર્મિક ક્ષેત્રમાં પણ વિસરાવી દેવામા આવ્યો છે અને તેથી ધર્મની ઓથે ચોમેર અધશ્રદ્ધા, ચમત્કાર અને અનિષ્ટો પાગરી રહ્યા છે, તેને લીધે માનવસમાજ પ્રત્યેની પોતાની સામાન્ય ફરજ પણ ચુકાઈ ગઈ છે અને ભૌતિક સાધનોના પ્રવાહમા જગતની વિચારધારાનુ લક્ષ્ય જ જુદુ થઈ ગયુ છે પણ ધર્મના વિશાળ અર્થનુ અનુસધાન જો આજની કહેવાતી ફરજો સાથે નહીં કરવામા આવે તો કર્તવ્યના નામે અનિષ્ટો ફેલાતા અટકાશે નહી એવી જ રીતે ધર્મનુ જ્યાસુધી કલ્યાણકારી અહિસા–સત્ય પ્રેમ–ન્યાયકારી રૂપ ન સ્વીકારવામા આવે ત્યાસુધી એ ધર્મને ધર્મ કહી શકાય જ નહી પછી તો તે ધર્મના નામે ગમે તે વિતડાવાદ હશે

એક બ્રાહ્મણ માસાહાર કરતો, દારૂ પીતો અને વ્યભિચાર પણ કરતો હતો પણ તે કહ્યા કરતો "મે સબ કુછ કરતા હૂ મગર મેરા ચૌકા છૂને નહી દેતા!" તો તે ખરેખર ધર્મ નથી! પેલા બ્રાહ્મણે ચોકો તો ન અભડાવ્યો પણ પેટ અને શરીર અભડાવ્યા એનુ શુ ? એવી જ રીતે પૂજણી લઈને કોઇ જૈન જીવજતુની રક્ષા કરે પણ વધારે વ્યાજ લઇને માનવ શોષણ કરે તો તે ધર્મ નથી જ આ બન્ને ઉદાહરણો આપવાનુ કારણ એ છે કે ધર્મના ઓથે અધર્મનુ આચરણ થઈ શકતુ નથી. તે ઉઘાડો પડી જશે એટલે ધર્મ શબ્દ જ સર્વકાળ અને સર્વત્ર હિતના ભાવ માટે જ ઉપયુક્ત છે કર્તવ્ય શબ્દથી એ ધ્વનિ નીકળતો નથી તેમા એકાતભાવે એકને યોગ્ય લાગે તે કરવાનુ છે ત્યારે ધર્મમા બધાનુ હિત સાચવીને ચાલવાનુ છે એટલે જ સર્વકર્તવ્યોપાસના નહીં પણ 'સર્વધર્મોપાસના' શબ્દ વાપરવો એજ બરાબર છે

**ધર્મ એટલે આત્મ-મર્યાદા :**

આ પ્રશ્નની એક બીજી બાજુ પણ છે. જેમ એક બાજુ આપણુ શરીર છે તેમ બીજી બાજુ આપણો આત્મા પણ છે. તે શુદ્ધ, બુદ્ધ અને ચૈતન્યઘન છે; પણ કર્મ સાથે બધાયેલો હોઇ પોતાની શુદ્ધ સ્થિતિમાં નથી. આત્મા ઉપરથી કર્મનુ આવરણદૂર કરવા માટે શરીરની જરૂર છે; અને આ શરીર છે ત્યા સુધી તેના વડે ઇષ્ટ-અનિષ્ટ, શુભ કે અશુભ કર્મો થવાનાં છે, પણ તેના કારણે આપણે આત્માને નષ્ટ કરી નાખતા નથી આપણા મહાપુરુષોએ એની મર્યાદા બાધી છે એ મર્યાદાનુ નામ ધર્મ છે શરીર દ્વારા થતા અમુક હદ સુધીમા અનિષ્ટોને ક્ષમ્ય ગણી શકાય, પણ તે મર્યાદા ઓળગીને અનિષ્ટ કરે તો તેને અધર્મ ગણવામા આવ્યો છે

એટલે ધર્મ શબ્દ વડે આપણે એક બાધેલી મર્યાદાનો સ્વેચ્છાપૂર્વક સ્વીકાર કરીએ છીએ આ મર્યાદા આપણને તેનાથી નીચે પડતા અટકાવે છે અને ઉન્નત માર્ગે જવામા પ્રેરણા આપે છે પાચ મહાવ્રત-ધારી સાધુઓ પણ ઘણીવાર સત્ય-અહિંસા-બ્રહ્મચર્ય-ન્યાય વ ની પ્રતિજ્ઞા લઈને પ્રમાદ, રાગ, દ્વેષ, કષાય વશ, પર્ણ રીતે નથી પાળી શકતા કેટલાક અપવાદો પણ તે માટે શાસ્ત્રકારોએ શરીર મર્યાદા જોઈને બતાવ્યા છે

ત્યારે ગૃહસ્થોની વાત જ શુ કરવાની ? તેને તો કુટુબ, સ્વજન, સાથી, મિત્ર વગેરેના સ્વાર્થ માટે અનેક જાતના આરભ-સમારભ કરવા પડે છે, ત્યારે સત્ય-અહિંસાદિ કર્તવ્યનુ આચરણ કેવી રીતે કરી શકશે ? એટલા માટેજ ત્યા ધર્મ શબ્દ આવ્યો વિવિધ ધર્મોની ઉત્પત્તિ થઈ. વિવિધ દેશોની કાળ, પરિસ્થિતિ પ્રમાણે વિવિધ ધર્મોની રચના થઇ અને માનવ સમાજની મર્યાદા બધાણી

કદાચ કોઈ એમ વિચારે કે મારે એવી મર્યાદાની શી જરૂર છે ? હુ જાતે જ સત્ય, અહિંસાદિ કર્તવ્યનુ પાલન કરીશ પછી ધર્મની શી જરૂર છે ! ખરેખર તો માણુસ એકાકી રહી શકતો નથી એને સમાજની

વચ્ચે રહેવાનું હોય છે ત્યા એણે ટકી રહેવાનુ હોય છે ત્યાં કેવળ પોતાની દૃષ્ટિએ કામ ચાલતુ નથી કોઈ કહેશે કે "હુ સત્યનું પાલન કરૂ છુ," કોઈ એનો વિરોધ કરશે કે આ ખોટુ છે ત્યારે તેનો ફેસલો કરવા માટે કોઈ શ્રદ્ધેય વ્યકિત પાસે જવુ પડશે. તે આવા પ્રસગે પૂર્વજ આપ્તપુરૂષોના વચનોનો આધાર ટાકશે અને તેમના દ્વારા સમાજને મળેલી પ્રેરણા રજુ કરશે. તે ઉપરથી સત્યાસત્યનો તે નિર્ણય કરશે એ નિર્ણય કોઈને કોઈ ધર્મને આધારે જ થશે. આમ પરપરાગત કર્તવ્ય માર્ગને એકાકી આચરવાથી કામ નહિ ચાલે પણ તે માટે ધર્મનો આશ્રય લેવો જ પડશે આમ સર્વ કર્તવ્ય આચરણમા ધર્મનો સમાવેશ ન થઈ શકે

**સર્વજનસેવા નહી, પણ સર્વ ધર્મ–સેવા**

ઘણા લોકો કહેશે કે કર્તવ્યના બદલે ધર્મ શબ્દ રાખવામા પ્રથમ દષ્ટિએ તો પૂજા, દેવદર્શન, નમાજ વ ક્રિયાકાડો આવે છે આમા પણ વિતડાવાદ આવે છે કે આને માનવુ કે આને ન માનવુ ! આ બધી માથ-કુટમા પડવા કરતા ધર્મની બીજી બાજુ જે માનવસેવા છે, કારણ કે ધર્મ માનવસેવાનો માર્ગ ચીધે છે એટલે સર્વધર્મ ઉપાસનાને બદલે સર્વજનો-પાસના રાખીએ તો શુ ખોટુ ? એનો ઉત્તર એ છે કે સર્વધર્મોપાસનામા તો સર્વજનોપાસના આવી જાય છે પણ, સર્વજનોપાસનામા સર્વધર્મોપાસના આવતી નથી, કારણ કે ધર્મ શબ્દ કેવળ માનવનો જ નહી સમસ્ત પ્રાણીઓની સેવાનો માર્ગ ચીધે છે સાચો ધાર્મિક તો સકળ જીવો સાથે આત્મીયતા અનુભવે છે, ત્યારે જનસેવકની મર્યાદા તો માનવ જાતિની સેવા સુધી જ છે

તે ઉપરાત બીજી રીતે વિચારીએ તો વિશ્વની વસતિ આજે પોણા ત્રણ અબજ લગભગ છે એટલી બધી વસતિની સેવા કરવા આપણે જશુ કયા ? ન તો એટલો બધો સમય છે, ન એટલા બધા લોકોની સેવા કરી શકાય, પણ સકળજીવોની સેવાના અગ રૂપે બધા પ્રકારના માણસોની સેવા થઈ શકે.

ઘણા એમ પણ કહેશે કે જૈનધર્મ જેવા ધર્મો પૃથ્વી, પ્રાણી,

વનસ્પતિ, વાયુ, અગ્નિ, બધમાં જીવ માને છે અને તેની પણ રક્ષા કરવાનુ સૂચવે છે પણ એકેન્દ્રિય જીવની રક્ષાનો ખ્યાલ કરવા જતાં ક્યારેક માનવસેવા ચૂકાઇ જાય છે. એકવાર મૃદુલાબેને ગાંધીજીને ફરિયાદ કરી હતી, " અમારા જૈન સાધુઓ સડક ઉપર રસ્તામાં પેશાબ નાખે છે તે સુકાતું નથી અને બીજાના પગ બગડયા કરે છે ને અહિંસા છે કે હિંસા ! "

આ વાત તો ધર્મના નામે અવિવેક કરવાની થઇ ધર્મ કદિ એમ નથી કહેતુ કે એકેદ્રિય જીવનની અહિસા માટે માનવજીવની હિસા કરો ! તે તો વિવેકપૂર્વક દરેક કાર્ય કરવાનુ કહે છે. યતના–સાવધાની–સતત સાવધાની રાખવાનુ તે સૂચવે છે. આજે ઘણા લોકો પશુવધનો ધર્મના નામે વિરોધ કરે છે ત્યારે તેમની જવાબદારી ઘણી વધી જાય છે, તેમણે ત્યારે સુવાળા ચામડાના જોડા, ચ પલ કે સામાન વાપરવો ન જોઇએ; સાથે જ પશુને મારીને તેની ચરબી લાગેલ કપડા પણ ન પહેરવા જોઇએ, એટલુ જ નહીં પશુજન્ય દવાઓ પણ ન વાપરવી જોઇએ

આ બધી વાત જનસેવામા નહીં આવે ! ત્યા લોકોના ભલા માટે, સુખાકારી માટે, પશુ–પખી અને અનેક જીવોના નાશને ક્ષમ્ય ગણુવામાં આવશે યૂરોપ અને અમેરિકાના દેશોમા રૂપ સર્જન માટે પણ અનેક નિર્દોષ પશુ–પખીઓને મારી નાખવામા આવે છે, શક્તિ વધારવામા અનેક મરઘીનાં બચ્ચા (Chickens)નુ લોહી પીવાવામા આવે છે તે છતાં એને માનવહિતનું કારણ ઠરાવવામા આવે છે એટલે જનસેવા અને તે પણ અન્ય સૃષ્ટિ પ્રત્યે વિવેકસરની સાવધાની સાથેની જનસેવા એ ધર્મનો અશ થઇ શકે; પણ વ્યાપક ધર્મ બની શકતી નથી

## શા માટે જૂના ધર્મો અને ધર્મસંસ્થાપકો જોઈએ ?

ઘણા લોકો એમ કહેશે કે સર્વધર્મોપાસનામા, બધા ધર્મોના સત્યોને તારવવા; તત્ત્વોનો સમન્વય કરવો, બધાને પોતીકા માનીને તેમાં રહેલ દોષોને દૂર કરવા, ત્યાંસુધી તો ઠીક છે. પણ, પાછા બધા ધર્મ સંસ્થાપકોના નામોવાળી સ્તુતિ ( પ્રાર્થના ) શા માટે જોઇએ ! તેના

બદલે માનવતા, અહિંસા, સત્ય એ બધા સીધા સદ્દગુણોને જ લઇએ તો હરકત શી છે?

તેનો ઉત્તર એકજ છે. સદ્દગુણોની ભૂખ દરેકના અંતરમાં હોય છે. તે ખરૂ છે, પણ તેની પ્રાપ્તિ માટે સર્વપ્રથમ નજર એના સદ્દગુણોની પ્રેરણા આપીને માનવજાતિને ઘડનાર ધર્મસંસ્થાપકો અને ધર્મો તરફ જશે સદ્દગુણો એમને એમ જીવનમાં ઉતરતા નથી એ માટે કોઈને કોઈ પ્રેરક પુરુષ, એ પુરુષના વિચારો, ઉદ્દગારો કે એના ઉપાસકોના સમવિચારો ધરાવતા જૂથની સહાયતાની જરૂર પડે છે તે માટે નવા આધારો શોધવા પડે છે કાં તો ઊભા કરવા પડે છે. ત્યારે જૂના આધારોને સંશોધીને આગળ જવું ઠીક ગણાશે.

કેટલીક ભાવનાની વાતો દલીલોથી સમજાવી શકાતી નથી, પણ એટલું ચોક્કસ છે કે સર્વધર્મોપાસનાની સાથે સર્વધર્મ સંસ્થાપક સ્તુતિ એક એવું બળ છે જે સર્વધર્મના અનુયાયીઓમાં એકતા, સહિષ્ણુતા અને સમન્વય વહેલી તકે સાધશે વળી એકલી સદગુણ ઉપાસના લઈને ચાલવાથી વ્યક્તિ એકલી અતડી પડી જશે, તેમજ વગર આધારે એને કરવા જતા પોતાની ભૂલો અંગે, કોઇ ટોકનાર કે સુધારનાર પણ નહી મળે! તેથી વિકાસ અટકી જશે. માટે સર્વધર્મોપાસના માટે સર્વધર્મ-સંસ્થાપકો પ્રત્યે આદર-( સ્તુતિ ) જરૂરી છે હમેશા અતડા રહેવા કે વિરોધ કરતા અન્ય પ્રત્યેનો આદર સામાને પોતાનો બનાવે છે અને તેને સન્માન આદરપૂર્વકનું જીવન જીવવાની ફરજ પાડે છે એનાથી વિશેષ લાભ એ થશે કે તે-તે ધર્મને માનનારા લોકો પોતાના ધર્મની વિરુદ્ધ કે માનવતા-વિરુદ્ધ વર્તશે તો તે-તે ધર્મના સંસ્થાપક પુરુષો અને તે-તે ધર્મનો અભ્યાસ અને શ્રદ્ધા તેમને સુમાર્ગે લાવવામાં જેટલા ઉપયોગી થશે, તેટલુ બીજુ કોઈપણ સાધન ઉપયોગી નહિ થાય તે ઉપરાત કોઈપણ ધર્મ માટે આદર કે શ્રદ્ધાનો પ્રારંભ ખાસ કરીને તે તે ધર્મના સંસ્થાપકો પ્રત્યેના આદર અને શ્રદ્ધાથી થાય છે પછી ત્યાં દેશ-વેશ લિંગ વ ના ભેદો નડતા નથી.

**સાત મુખ્ય ધર્મ :**

જો કે આજે ઘણા ધર્મસપ્રદાયો વધી ગયા છે અને તેના પેટા સપ્રદાયો અને ઉપગચ્છો પણ ઘણા નીકળી પડયા છે. પણ તેમાંથી મુખ્ય સાત ધર્મોને તારવ્યા છે તે આ પ્રમાણે છે :– જૈન, બૌદ્ધ, હિંદુ, વૈદિક, ખ્રિસ્તી, ઇસ્લામ અને જરથોસ્તી ( પારસી ) સર્વધર્મ ઉપાસના માટે જૈનધર્મના મહાવીર, બૌદ્ધધર્મના બુદ્ધ, હિંદુધર્મના રામ, વૈદિકધર્મના શ્રી કૃષ્ણ, ખ્રિસ્તીધર્મના ઇશુખ્રિસ્ત, ઇસ્લામધર્મના હજરત મહમદ અને જરથોસ્તી–પારસીધર્મના અશોજરથોસ્તનું સ્મરણ પ્રાર્થનામાં કરીએ છીએ; અને એમના દ્વારા તે તે ધર્મોના મુખ્ય તત્ત્વોને તારવીને દરેકના ધર્મમા આચરાય તેવો પ્રયત્ન કરીએ જ છીએ

જો કે બધા ધર્મો એક સરખા નથી તે તે પોતપોતાના દેશ, કાળ. યોગ્યતા રુચિ અને પરિસ્થિતિ પ્રમાણે સર્જાયા છે અને દરેક ઠેકાણે પોતપોતાની રીતે અનિષ્ટો પણ છે તેથી ગભરાવાની જરૂર નથી. શરીરના જેમ અલગ અલગ રોગો હોય છે તો ચિકિત્સા પણ અલગ અલગ હોય છે, તેમ સમાજના પણ અલગ–અલગ રોગો–અનિષ્ટો હોઇ ધર્મસસ્થાપકો દ્વારા કરવામા આવેલ ચિકિત્સામા વિવિધતા છે બધા રોગોની એક દવા નથી તેવી જ રીતે બધા ધર્મોની સુધારણા કે સશોધન માટે અલગ પ્રકારો હોઇ શકે એ સ્વીકારી લેતા સ્પષ્ટ સત્ય સમજાતાં વાર નહી લાગે. અને આ સત્ય સમજાતા સર્વે ધર્મોના સસ્થાપકોનાં જીવન એકસરખા ન હોવા છતા તેમના પ્રત્યે તેમના દ્વારા કરેલ જગતની સેવાને લીધે આદર ઓછો નહિ થાય. ઘણીવાર એ મહાપુરુષોને ન સમજવામા આપણા અભિમાન, અહકાર કે પરપરા કારણભૂત હોય છે તો તેને વિનયભાવે દૂર કરવા જોઇએ.

પરપરાને તોડવામા કે સશોધન કરવામા ઘણાને મહાનઅનર્થ થઈ જતો હોય એવુ લાગે છે. આ ભ્રામક ધારણા છે. એથી તે મહા પુરુષોના જીવન ચરિત્રના મહત્ત્વમાં કોઈ આંચ નથી આવતી. તેમનુ મૂલ્યાંકન ઘટતુ નથી તીર્થંકર લો કે દીપકર લો, અવતાર લો કે

પયંગબર હો, મસીહા હો કે ભગવાન હો, બધાના જીવનમાં ઘણુ અતર હોવા છતા, તેમણે પોતાના કાળે જે કાર્ય કર્યું છે તેના કારણે સહુને પૂજનીય ગણ્યા છે. કદાચ એમના જીવન-કવનમા સમાનતા ન હોય પણ તેમના ઉદ્દેશ્યોમા વિરોધ ન હતો. તેઓ એટલા જ લોકહિતૈશી અને લોકવઘ હતા આમ તો જૈનોના ચોવીસ તીર્થંકરો અને બૌદ્ધોના ૨૪ બુદ્ધોનાં જીવનમા ઘણુ અતર હોવા છતા તે બધાને એકસરખા પૂજનીય ગણ્યા છે દરેકે પોતાના કાળમાં પોતાની તે વખતની પરિસ્થિતિમા લોકસમાજમા જે અત્યાચાર–અનાચાર, કે અનિષ્ટ ફેલાતો હતો તેને દુર કરવા પ્રયત્ન કર્યો હતો અને ત્યાના માનવ સમાજની તે વખતની પરિપાટીને સુધારણાનો નવો વળાક આપ્યો હતો એટલે હજરત મુહમદના બદલે જો બુદ્ધ અરબસ્તાનમા થયા હોત તો તેમને હજરત-મુહમદે કર્યું તેજ કરવુ પડત વળી ભગવાન મહાવીર અને બુદ્ધ સમકાલીન હતા તે છતા પોતાની શકિત અને રૂચિ પ્રમાણે કોઈક ભગવાન મહાવીરનો કઠોર સયમ માર્ગ લેતા, તો કોઇ ભગવાનબુદ્ધના માર્ગે ચાલીને આત્મહિત કરી શકતા હતા મૂળ વાત તો એજ મહત્વની છે કે તેમણે તાત્કાલિક જીવનની વિસવાદિતાઓને દુર કરી હતી અને જુના વિકૃતિઓના જાળાને ખખેરી ધર્મ સસ્કૃતિને શુધ્ધ કરી હતી

આપણે ત્યા સારવાર કરવા માટે અલગ અલગ ચિકિત્સાઓ છે, એલોપથી, હોમિયોપથી આયુર્વેદિક, યુનાની અને કુદરતી ઉપચાર દરેક ચિકિત્સા પદ્ધતિનો દર્દીઓ લાભ લે છે અને દરેક પદ્ધતિના નિષ્ણાત ડોકટરો પાસે જાય છે કારણકે તેમને એવો વિશ્વાસ છે કે ત્યા જઇને તેઓ ઠીક થશે પણ એના ઠેકાણે લોકો બાઝતા નથી કે આ પદ્ધતિ સારી કે આ નિષ્ણાત સારો અને બીજા ખરાબ ! એવી જ રીતે ધર્મોનું સમજવાનુ છે. જેમ દરેક વૈદકીય પદ્ધતિમા દર્દીને સાજા કરવાનુ ધ્યેય છે એવી જ રીતે દરેક ધર્મંનુ અને ધર્મ સ્થાપકનુ કાર્ય પણ લોકકલ્યાણ કરવાનુ છે હવે જ્યા પોતાનુ વધારે કલ્યાણ થતુ હોય ત્યા લોકોએ જવુ જોઈએ. પણ, એના કારણે એકને સારી અને બીજાને

વખોડવા ન જોઈએ. દરેક મહાનપુરૂષોએ ધર્મની સ્થાપના કરી ત્યારે તે વખતે ત્યાંના, તે કાળના લોકોનું હિતજ તેમના મનમાં હતુ. પણ પાછળથી તેમાં મમત્વ, અહંકાર કે માની લીધેલી શ્રેષ્ઠતા પ્રથના કારણે અનુયાયીઓ તે મહાપુરૂષોની ખોટી તુલના કરતા હોય છે અને અન્ય મહાપુરૂષોને ખોટી રીતે ચિતરતા હોય છે

દરેક મહાપુરૂષોનો આદર કરવો એનો અર્થ એ નથી કે દરેક વાતનુ આધળુ અનુકરણ કરવુ જોઇએ. દરેક વાતમા વિવેકના ત્રણ અગો જ્ઞેય (જાણવુ) હેય (ત્યાજ્ય) અને ઉપાદેય (ઉપયોગી)નો ખ્યાલ તો રાખવો જ રહ્યો અને તે આ બાબતમા પણ હોવુ જોઈએ. ટુકમા એજ કહેવાનુ છે કે " મહાપુરૂષો મહાપુરૂષો વચ્ચે ઉચ્ચ-નીચતાનો ભેદ આપણી દષ્ટિએ પેદા કરવો ન જોઇએ " આની એક ઉજ્જવળ દિશા એ છે કે બધા ધર્મના સસ્થાપકોએ પોતાના અગાઉના મહાપુરૂષોની પ્રશ મા અને સ્તુતિ કરી છે જેમકે મૂસાએ ઈબ્રાહીમની, ઈશુએ મુસા અને ઈબ્રાહીમની તેમજ મુહમ્મદે ઇશુ, મૂસા અને ઈબ્રાહીમની પ્રશ સા કરી છે ભગવાન મહાવીરે પાર્શ્વનાથને તીર્થંકર ગણાવ્યા છે તેમજ રામકૃષ્ણની પણ તેમણે પ્રશ સા કરી છે ભગવાન બુદ્ધે પોતાની અગાઉ ૨૩ બીજા દીપકરો માન્યા છે અને હિદુ ધર્મ વિલબીઓએ તેમને પોતાના અવતારમા ગણાવી લીધા છે. એટલે રામકૃષ્ણનુ નામ આવતાં જૈનો મોઢુ કટાણું કરે કે બુદ્ધ મહાવીરનુ નામ આવતા હિદુઓ મોં બગાડે તે ખોટુ છે એવુજ ઈસાઇ અને મુસ્લિમોએ સમજવાનુ છે.

**સર્વધર્મોપાસકની ફરજ :**

એટલે સર્વધર્મોપાસકની એ પવિત્ર ફરજ છે કે તે દરેક ધર્મ સસ્થાપકના નામે વેરવિખેર થએલ માનવસમાજને પ્રેમસુત્રમા બાધવાનો પ્રયત્ન કરે દરેક ધર્મ સસ્થાપકોની લોકહિતે પિતાનુ મૂલ્યાકન કરી તેમનુ સન્માન કરે તેનાથી પરસ્પર પ્રેમ વધશે અને વેરવિરોધ શમતા શાંતિ થશે અને સૌનુ કલ્યાણ થશે.

ઘણા લોકો એમ માને છે કે સર્વધર્મ ઉપાસના કરવા જતાં

તેઓ વટલાઈ જશે; કાફર થઈ જશે કે તેમનુ સમકિત ચાલ્યુ જશે. સાચો ધર્મ કદિ વટલાતો નથી; સાચુ ઈમાન કદિ ટળતુ નથી, તેમજ સાચા દેવ–ગુરુ અને ધર્મની શ્રદ્ધા કદિ નાશ પામતી નથી સત્ય ઉપર કોઈ પ્રકારની છાપ નથી કે આ હિંદુનુ સત્ય કે આ મુસલમાનનુ સત્ય સત્ય–જો એવા રગે રગાઈ જતુ હોય તો તે કદાપિ સત્ય નજ હોઈ શકે.

તે ઉપરાત સમકિત ભગ થઈ વૈનયિક મિથ્યાત્વ ત્યારે થાય છે જ્યારે કોઈપણુ વાતનો વિવેક કર્યા વગર, સારા માઠા બધાને સારા તત્ત્વો ગણવા. વિનય–મિથ્યાત્વ તો વિવેક વગરની દરેક ક્રિયામા લાગે છે. પોતાના માનેલા ધર્મમા રહેલ અશુદ્ધિઓ, દોષો, અનિષ્ટોને દૂર ન કરીને તેમની પણુ પ્રશસા કરવી એ વિનય મિથ્યાત્વ છે તે તો અવિવેક દર્શાવે છે. ત્યારે સર્વધર્મોપાસનામા પ્રારભથી જ વિવેક ઉપર તો સપૂર્ણ ભાર મૂકવામા આવ્યો છે એક રીતે આપણે તેને વિવેકની સીમા કહી શકીએ છીએ

એટલે સર્વધર્મોપાસકે તો સતત વિવેક જાળવવાનો છે કદાચ સર્વધર્મોપાસકને એમ પણુ કહેવામા આવે કે અમે જે રીતે અમારા ધર્મગુરુને પૂજીએ છીએ તે રીતે તમારે પણુ પૂજવુ—માનવુ અને સમજવુ જોઈએ આ એક ભયસ્થાન છે અને તેના કારણે શુષ્ક ક્રિયાકાડોની મૂઢતા તરફ વળી જવાનો અદેશો રહે છે સર્વધર્મોપાસકે ત્યા સપૂર્ણ સાવચેતી રાખી ગુણગ્રહણુતાને પ્રધાનતા આપીને આદરમાન પ્રગટાવી બધા ધર્મો સાથે આત્મીયતા પ્રગટાવવાની છે

## નવીન નહીં પણુ પ્રાચીન પ્રથા

આમ જયારે અન્ય ધર્મના દેવને દેવ માનવાની વાત આટલી મક્કમતાથી કહેવામા આવે છે ત્યારે ઘણુાને આ કોઈક તૂત લાગશે ખરેખર એવુ નથી આપણે અગાઉ જાણી ગયા તેમ અગાઉના પરમપુરુષોને શ્રદ્ધાથી માનવાની આ એક પ્રાચીન પ્રણાલિકા છે એટલે જ કરોડો દેવો લાખો પયગબરો, ઠેર ઠેર મસીહાઓ, અનત સિદ્ધો વગેરે શબ્દોનો પ્રયોગ થાય છે. તેના સદર્ભમા અન્યલિગ સિદ્ધા, ગૃહસ્થલિગ સિદ્ધા, અતીર્થ સિદ્ધા વગેરે મુક્તિગામી પ્રકારો જૈનોમા મળે છે; એટલુ જ નહી જૈનોના

નમસ્કારમત્રમાં તો "અરિહતો" અને "સિદ્ધા"ને નમસ્કાર કરવાનુ છે. જે ગુણોની જ વદના છે એ જ નહીં કેવળ વર્તમાન ચોવીશી નહી પણ તેની પૂર્વે થઈ ગયેલી અનત ચોવીશી. એમ ભવિષ્યમા થનારી અનત ચોવીશીને વદનાનુ વિધાન છે એ જ પરિપાટીએ માનતુગાચાર્ય કહે છે —

बुद्धस्त्वमेव विबुधार्चित बुद्धि बोधा,
त्व शकरोऽसि भुवनत्रय शकर त्वात् ।
धातासि धीर शिव मार्ग विधेर्विधानात्
व्यक्त त्वमेव भगवन् पुरुषोत्तमोऽसि ॥

—ભક્તામર સ્તોત્ર

—દેવતાઓ પણ આપથી બોધિ પામે છે એટલે આપ જ સાચા બુદ્ધ છો ! ત્રણે જગતનો કલ્યાણ માર્ગ બતાવનાર આપ હોઈને આપ જ ખરેખર શકર–શિવ છો ! અને પુરુષોમા તો આપ શ્રેષ્ઠ હોઈને સાચા પુરુષોત્તમ છો હવે આમા બુધ્ધની ઉપમા આપી ભગવાનબુદ્ધને, શિવની ઉપમા આપી, શિવને અને પુરુષોત્તમની માન્યતા આપી વિષ્ણુને, આદર–માન આપવામા જ આવ્યા છે

એવી જ રીતે હેમચદ્રાચાર્યે સ્તુતિ કરતા કહ્યુ છે —

भव बीजांकुर जनना रागाद्या क्षयमु पात्रतायस्य
ब्रह्मा वा विष्णुर्वा हरो, जिनो वा नमस्तस्मै ॥

—જેણે ભવ ભ્રમણના બીજાકુર રૂપ, રાગદ્વેષને નષ્ટ કર્યા છે તેને બ્રહ્મા કહો, વિષ્ણુ કહો, શિવ કહો કે જિન કહો—તેને હુ વદુ છુ

કેવળ જૈનોના આચાર્યોમા નહી પણ બુદ્ધ ત્રિપિટકોમાં ઠેર ઠેર ભગવાન મહાવીર માટે બુધ્ધે આ શબ્દો વાપર્યા છે —"દીર્ઘ તપસ્વી જ્ઞાતપુત્ર શ્રમણ ભગવાન મહાવીર વદનીય છે"

હિદુ ધર્મમા ગીતાએ પણ બધા મહાપુરુષો પ્રતિ શ્રધ્ધા રાખવાની વાત સ્પષ્ટ કહી છે :—

यद् यद् विभूतिमत्सत्व श्रीमदूर्जितमेववा
तत्त देवावगच्छत्व मम तेजोऽश सभवम्

—જે જે સાત્વિક શ્રી સપન્ન અને તેજસ્વી વિભૂતિમાન સત્ત્વ છે તેને તુ મારા તેજના અશથી જ પેદા થયેલો સમજ!

શ્રીમદ્ ભાગવતમાં ભગવાન ઋષભદેવને અને બુધ્ધને અવતારો તરીકે માનવામા આવ્યા છે એ જ રીતે વેદોમા પણ ઋષભદેવ, નેમિનાથ વગેરેને વદન કરવામા આવેલ છે. ઇસ્લામમાં પણ કહ્યુ છે —

लानु फुर्रिकु बैन अहदिम मिन् हुम्

—અમે તે રસૂલો અને પૈગબરોમા કોઈ જાતનો ફરક કરતા નથી.

કહેવાનો ટૂક સાર એ છે કે બધા ધર્મસસ્થાપકોનો આદર કરવો એ કોઈ નવીન પ્રણાલિકા નથી, પણ પ્રાચીન શ્રધ્ધાની અનુકરણીય પરિવાહી છે

તે ઉપરાત સુદેવ કે કુદેવ એ તો આપણી માન્યતાએ ઊભા કરેલા ભ્રમો છે જે વ્યક્તિ જે યોગ્ય હોય તેને તે રીતે પૂજવી જોઈએ માતા-પિતાને વદનીય ગણાય પણ તેમને આર્હંત કેવળી માનવા એ કુદેવપૂજા થશે, પણ તેમના ઉપકારો ગણાવી તેમની સેવાચાકરી થાય તો તે સુદેવપૂજા-માતૃદેવોભવ વ સૂત્રો પ્રમાણે થશે એવી જ રીતે વીતરાગની પૂજા ધન-લાલસા કે પુત્ર માટે કરવામા આવે તો તે કુદેવપૂજા થશે. પણ, સિધ્ધ-બુધ્ધ મુક્ત થવા માટે કરવામા આવે તો તે સુદેવપૂજા થશે. વકીલ, ડોકટર, શિક્ષક દરેકને તેના ધધા પ્રમાણે માન આપીએ અને કામ લઈએ તો તે યોગ્ય ગણાશે એવીજ રીતે દરેક ધર્મના મહાપુરૂષોને તેમના ગુણો પ્રમાણે માન આપવુ એજ ખરી સુદેવ પૂજા કહેવાશે એટલા માટેજ સર્વધર્મ પ્રાર્થનામા દરેક ધર્મ સસ્થાપકના વિશિષ્ટ ગુણોનો ઉલ્લેખ કર્યો છે, જેથી તે સ્તુતિ કરતા જીવનને ઉપયોગી દરેક ગુણ મળે અને ધર્મને નામે પરમ શાતિ મળે

કેટલાક લોકો ઉદાર હોવા છતા એટલો પક્ષપાત જરૂર રાખતા

હોય છે કે બીજા ધર્મોના દેવો કે પરમગુરુઓ કંઈક સારા હોઈ શકે પણ પરિપૂર્ણ અને પૂર્ણ નિર્દોષ તો અમારાજ દેવ છે અહીં સર્વધર્મોપાસકે પક્ષપાત પૂર્ણ આવા ખોટા વિશ્વાસોનુ ખડન કરી; સત્ય સમજાવવાની જરૂર છે

આ રીતે જ્યારે એક બીજાના ધર્મના મહાપુરૂષોની સ્તુતિ-કદર થશે, નિષ્પક્ષ બનાશે અને ઊડાણથી વિચાર થશે તો બધા ધર્મના ઝઘડા આપોઆપ શમી જશે જ્યારે સમભાવ હશે અને સાથે વિવેક ભળશે ત્યારે રામ અને કૃષ્ણના કર્મયોગ ઉપર આશ્ચર્ય થશે; બુદ્ધ અને મહાવીરના ત્યાગ તપનુ ખરૂ મૂલ્યાંકન સમજાશે. તેમજ ઈશુ અને મુહમ્મદની સેવા અને સગઠનનુ નવુ મહત્વ સમજાશે.

આમ થતા બધા ધર્મસસ્થાપકો પોતાનાજ લાગશે, પૂજ્ય લાગશે અને તેમના ગુણગાન વહાલા લાગશે પછી તો મદિરમા પણ તમને પરમ શાતિ મળશે, મસ્જિદમા પણ ઈશ્વરનુ ઘર દેખાશે અને દેવળ-ચર્ચમા પણ ધર્મ સ્થાનકનો આદર પ્રગટશે



## ચર્ચા - વિચારણા

**શ્રી. માટલિયાએ** આજની ચર્ચાનો પ્રારભ કરતા કહ્યુ "મારા નમ્ર મતે (૧) સત્ય ઉપરની શ્રદ્ધા, (૨) પાખડનો પ્રતિકાર. અને (૩) સમાજમા શુદ્ધ વહેવારની સ્થાપના થાય, તો ધર્મ અને ગુરુ તથા સાધુસસ્થા પરની શ્રદ્ધા ટકી રહે અને છતા મૂઢતા સ્વ પર બન્નેની દૂર થઈ જાય ધર્મ એ જીવવાની વસ્તુ છે. આવો ધર્મ સમજીને જે આકાર આપે તેજ સર્વધર્મ સમન્વય કરી શકે

ધર્મને વેપારની વસ્તુ કહેવાતા મહતોએ પ્રાય કરી છે પ્રજાની સમજ અને પ્રયોગો પરથી અસરકારકતા જેટલી વધે તેટલી બજારૂ વસ્તુ-વેપારની વસ્તુ દૂર થઈજ જાય બજારૂ વસ્તુ સમાજમા થોડો વખત જોર કરે પણ અતે તો સત્ય પ્રકાશતા તે જોર ઝાખુ પડીજ જાય છે. આપણે તો વિધેયાત્મક માર્ગેજ જવાનુ હોઈ બીતિ નથી.

રામકૃષ્ણ પરમહંસે નાનપણથી જ સ્વ સાધના કરી અને સાચી સાધના આગળ વધતાં આપોઆપ પાખંડ તૂટવા માંડ્યું એમણે મોટા મોટા વેદાંતીઓને પણ ઠેકાણે લાવવા જેવી પરિસ્થિતિ ઊભી કરી તેમણે એટલી આત્મીયતા ઊભી કરી કે મથૂરબાબુ નામના માણસની વેદના પોતે ઝીલી લીધી.

વિનય અને પ્રેમ ગમે તેવા વિરોધો અને દ્વંદ્વો વચ્ચે સહેજે સધાયા એટલે સર્વધર્મ સમન્વય સહેજે આવે મા જેમ બાળકના ચહેરાને વાચી શકે છે, પતિ કે પત્ની પરસ્પરના હૃદયને સહેજે પારખી શકે છે, તેમ સર્વધર્મ સમન્વયી સાધક બધા ધર્મોના સત્યો પોતીકા કરશે, કારણ કે તેની એમા ઓતપ્રોતતા હશે એટલે સાથે સાથે પેઠેલા પાખંડી તત્ત્વોને પરિહરશે

અમારા વિદ્યાર્થીઓ વચ્ચે ગરમાગરમ ચર્ચા થઈ અને નક્કી કર્યું "હવેથી ફલાણી જગ્યાએ અનાજ ન મોકલવુ" પણ તેજ વિદ્યાર્થીઓ સમજાવટથી સમજી ગયા અનાજ અટકાવ્યુ નહી પણ એ ભક્તની જગ્યાઓને લખ્યુ "૧૯૫૬ સંવત પછી જે હેતુએ ભક્તોએ આ પવિત્ર કાર્ય શરૂ કર્યું તે તો સાચુ કર્યું હતુ, પણ હવે જમાનાને ઓળખીને કામ આપી પછીજ ખવડાવવાનુ થવુ જોઈએ" ભલે ઉદ્યોગ ધંધા તરત ચાલુ ન થયા પણ દવાખાનાની વાત તે જગ્યાઓને સૂઝી ટુકમા સદંશ તોડ્યો નહીં અને અસદંશ તૂટવાની શરૂઆત થઈ

**મુનિશ્રી સંતબાલજી** "સારી નવી પ્રક્રિયાઓ ઊભી કરવી એટલે ખોટી ક્રિયાઓ છૂટશે અને જે ધર્મ, ગુરુ અને મૂળ સંપ્રદાય તરફની ઊંડી જનશ્રદ્ધા પડેલી છે એને આંચ નહી આવે આ ચર્ચામાં આપણે એક બાબતનુ ખાસ ધ્યાન રાખવુ કે જે ધર્મસંપ્રદાયની કોઈ વ્યક્તિ આ શિબિરમા હાજર નથી તેમના સંપ્રદાય કે ધર્મની વાતો અંગે ખૂબ ઉદાર રહેવુ (૧૨-૮-૬૧)



[ ૬ ]

# ખ્રિસ્તી ધર્મના ઊંડાણમાં

સર્વધર્મ ઉપાસના અંગે ઘણી વિશદ ચર્ચા થઈ છે તેમા એ વિચારવામા આવ્યુ છે કે (૧) કોઈને વટલાવવો નહી, (૨) વેશ પરિવર્તન કરાવવુ નહી, (૩) બધા જ ધર્મોને પોતાના માનવા, અને (૪) પોતાના ધર્મનુ સશોધન કરવુ આ ચાર અગો ધર્મના કહ્યા છે અને તેને લક્ષીને સર્વધર્મ ઉપાસનાનુ લક્ષ્ય રાખવાનુ કહ્યુ છે

જ્યા સુધી ધર્મ અગે ઊડો વિચાર નહી થાય ત્યા સુધી ધર્મના નામે જે અનિષ્ટો અધશ્રદ્ધા અને વેશવિરોધો થાય છે તેને અટકાવી શકાશે નહી એટલે હવે દરેક ધર્મના ઊડાણમા ઊતરીને તેની શુ શુ ખૂબીઓ છે તે અગે જરા વધારે વિસ્તારથી વિચાર કરવાનો છે

આ જગતમા જેનો વિસ્તાર–પ્રસાર ઘણો છે. એવા ચાર ધર્મો છે. ખ્રિસ્તી ધર્મ, ઇસ્લામ ધર્મ, બૌદ્ધ ધર્મ અને હિંદુ ધર્મ આ ધર્મો ઉપર જૈન ધર્મ–પારસીધર્મ વ નો પ્રભાવ એક યા બીજી રીતે પડયો છે પણ અનુયાયીઓની દૃષ્ટિએ આ ચાર ધર્મોનુ આગળ પડતુ સ્થાન છે

આજે ખ્રિસ્તી ધર્મના ઊંડાણમા ઊતરીને વિચાર કરશુ.

## ખ્રિસ્તી ધર્મનો પાયો :

ખ્રિસ્તી ધર્મનો વિસ્તાર જગતમા મોટા પાયા ઉપર છે તેમા પણ ખ્રિસ્તી લોકોએ શિક્ષણ અને આરોગ્યની બાબતમા આખા જગતમા બહુ મોટુ કાર્ય કર્યું છે જગતની પછાત અને તિરસ્કૃત જાતિનો ઉદ્ધાર, ભલે ધર્મપ્રચારની ભાવનાથી તેમણે કર્યો પણ, એ મોટુ કાર્ય તેઓ કરી શકયા છે. હિંદમા આદીવાસી અને હરિજનોને એમણે અપનાવ્યા; આફ્રિકાના ઘોર જગલોમા જઈને પણ તેમણે સસ્કારો રેડવાનુ કાર્ય કર્યું. આ માટે જોવા જઈએ તો ખ્રિસ્તી ધર્મના મૂળમાં માનવસેવાનો

પાયો રહેલો છે તે જણાયા વગર નહી રહે એ જ માનવસેવાનો પાયો તેમને રક્તપિત્તિયાઓ, આંધળાઓ તેમજ બહેરા-મૂંગા માટે કંઈક કરી છૂટવા માટેની પ્રેરણા આપે છે.

ધર્મનો મૂળ પાયો હમેશા તેના સંસ્થાપકના જીવનમાંથી આવે છે એટલે સેવાના સંસ્કારો આટલા દૃઢ શા માટે ખ્રિસ્તીધર્મમાં જોવા મળે છે તે માટે ઇશુ ખ્રિસ્તના જીવન અને સિદ્ધાંતો કયા છે તે આપણે જોઈ જઈએ.

### ત્રણ સિદ્ધાંતો

બાઇબલમા Faith, Hope and Charity એટલે કે શ્રદ્ધા, સદ્‌આશા અને ઉદારતા ઉપર ખાસ ભાર મૂકવામાં આવ્યો છે પ્રભુ ઉપર શ્રદ્ધા રાખો તો તમારૂં કામ થશે સારી આશા રાખી સારૂં વર્તન કરો બીજા પ્રત્યે માયાળુ બનો, અને ઉદારતા રાખો એટલે કે દાન કરો

યહુદીઓનું સંસ્કરણ થયું તેમાથી ખ્રિસ્તી ધર્મ આવ્યો છે, એ આપણે જાણીએ છીએ અહી ખ્રિસ્તીધર્મ અંગે વધુ ઊંડાણમા જતાં પહેલા આપણે તે વખતની સ્થિતિ પણ જોઈએ તે યોગ્ય થશે

### ઇશુ પહેલાંની સ્થિતિ :

પશ્ચિમની સંસ્કૃતિમા રાજ્ય ઉપર મુખ્ય ભાર મૂકવામા આવતો. આપણે ત્યા રાજા ગૌણ હતો—પ્રજા મુખ્ય હતી અને રાજા તેના પ્રતિનિધિ તરીકે હતો પણ પશ્ચિમમા રાજાને "ભગવાનનો અવતાર" અને દૈવી પુત્ર માનવામા આવતો તે ઇચ્છે એ રીતે પ્રજા ઉપર શાસન કરી શકતો, રીઝી શકતો અને અત્યાચાર કરી શકતો.

ઇશુ અગાઉ યહુદીઓમા ધાર્મિક સંસ્કાર રેડનાર મૂસા હતા. મૂસાનો જન્મ થયો એટલે તે હસ્યા. એટલે કોઈએ રાજાના કાન

જણાવ્યું કે આ છોકરો અપશુકનિયાળ છે એ ઉપરથી રાજાએ મુસાને મારી નાખવાનો હુકમ કર્યો. તેની માને ખબર પડી એટલે તે છોકરાને એક પેટીમા મૂકી નદીમાં મૂકી આવી. આ પેટી રાજાની કુવરીના હાથમાં આવી અને યોગાનુયોગે એની એક દાસીના હાથે મૂસાનો ઉછેર થયો તેમણે પ્રજામા ઉત્સાહ ભર્યો.

તે વખતે રાજાશાહીનો કાયદો વિચિત્ર હતો. ગુલામ ભાગી ન શકે નહીંતર જીવના સિહ આગળ છોડી દેવામા આવે એક આંખ ફોડે તેની આખ ફોડવી અને દાત તોડે એના દાત તોડવાની વાત હતી. આવી નીતિમા મોટો ફેરફાર ઈશુએ કર્યો.

## ઈશુનો જન્મ :

ત્યાર પછીના હજાર વર્ષ બાદની આ વાત છે ત્યારે અરબસ્તાનમાં સીરિયા નામના પ્રાતની જેરૂસલેમ રાજધાની હતી ત્યાં હેરડ નામનો રાજા રાજ્ય કરતો હતો. તેનુ ઉપજાણુ ઘણુ હતુ તેને ખબર પડી કે મારો કોઈ દુશ્મન પેદા થયો છે એટલે તેણે હુકમ કર્યો કે આ ગામના બે વરસની ઉમ્મરના તમામ બાળકોને ઠાર કરવા બધાને આ સાભળી ખૂબ દુ ખ થયુ અદરો અદર વાત કરવા લાગ્યા, પણ રાજાશાહીની સામે કોઈ માથુ ઊંચકીને વિરોધ ન કરી શકયા. એટલે બેથલ હેમના બધા બાળકોને મારી નાખવામા આવ્યા ઈશુને બચાવવા મા-બાપ નાસી છૂટયા

ઈશુનો જન્મ કુવારી માતાને પેટે થાય છે. માતાનુ વેવિશાળ જોસેફ નામના સુથાર સાથે થયુ હતુ પણ કુવારી કન્યાને બાળક જન્મે એટલે તે વખતે લોકો માનતા કે તે દેવે આપ્યો છે આવુ કર્ણ બાબતમા પણ આપણે ત્યા મહાભારતમા છે કે કુવારી કુતીને બાળક જન્મતાં તેને સૂર્ય ભગવાનનો આશીર્વાદ માનવામા આવેલો. ગમે તે હોય પણ મેરી અને જોસેફ ઈશુને લઈને નાશી છૂટે છે

આમ ઈશુનો જન્મ શ્રમ કરનાર સુથારને ત્યાં થાય છે. ઈશુ

મોટાં થાય છે. તે ૧૨ વરસના થયા ત્યારે મા-બાપ સાથે જેરૂસલેમના એક ઉત્સવમાં ગયા. તે રસ્તામાં દેવળ પાસે મા-બાપથી છૂટા પડી જાય છે. છોકરો ભૂલો પડ્યો એટલે માતા-પિતાને ચિંતા થાય છે. બહાર ન મળતા તેમણે દેવળમા તપાસ કરી તો ઇશુ પૂજારીઓ સાથે ગભીર પ્રકારની ચર્ચા કરી રહ્યો હતો.

તે વખતે બે જાતના લોકો હતા એક રૂઢિચુસ્ત અને બીજા સુધારામાં માનનાર પહેલો વર્ગ કર્મકાંડમાં નહોતો માનતો પણ ધર્મને ઊંચો મૂકીને ધન કમાવામાં માનનારો હતો બીજો વર્ગ કર્મકાંડ કરતો, રાજાની ખુશામદ કરતો આપણે ત્યા ભારતમા પણ રાજાશાહીના આશ્રયે ચાલી જનાર આવોજ કર્મકાંડી બ્રાહ્મણ વર્ગ ભગવાન મહાવીર અને બુદ્ધના કાળે હતો

દેવળના પૂજારીઓ અને ઇશુ વચ્ચે ગભીર ચર્ચા ચાલતી હતી ઇશ્વર શુ છે? ક્યા રહે છે? શુ કરે છે? ઇશુના આ પ્રશ્નો બધાને મુઝવતા હતા અને તેઓ પોતાના પુસ્તકીયા જ્ઞાન પ્રમાણે રાજાને મહત્વ આપવાનુ કહેતા હતા ત્યારે ઇશુ એક તત્ત્વજ્ઞ સતની છટાથી બધાનો જવાબ આપતા અને વહેમ પાખડનો વિરોધ કરતા હતા પૂજારીઓ ઇશુને જવાબ ન વાળી શક્યા અને તેમને દેવળની બહાર કાઢી મૂક્યા ઊભેલા લોકો પણ બાળકના આવા તાર્કિક જ્ઞાનથી છક્ક થઈ ગયા ખરેખર તો રાજાશાહીને નામે તે સમયમા એટલુ બધુ ઘોર અઘેર ચાલતુ હતુ કે બધા કઈક તર્ક કરતા પણ કોઈનામા આગળ આવીને વિરોધ પ્રગટ કરવાની શક્તિ ન હતી આવી અમૂક ભાવના આખા સમૂહમા આવે ત્યારે તે ભાવના આકાર પામી મહાપુરૂષને પેદા કરે લોકોએ માન્યુ કે ઇશુના રૂપે મહાપુરૂષનો જન્મ થઈ ચૂક્યો છે

આ બાર વર્ષ પછીના વીશ વર્ષમા ઇશુના જીવનનો ચોક્કસ વૃત્તાંત મળતો નથી પણ જ્ઞાનની ખોજમાં ઠેર ઠેર ખાસ કરીને પૂર્વ તરફ ગયાનું માનવામાં આવે છે. આ વીશ વર્ષમાં લોકો ઉપર થતા

અન્યાયો, અત્યાચારો અને શોષણો તેમના સુપ્ત હૃદયને જગાડે છે. ઈશ્વર અને તેના દૈવીપુત્ર તરીકે રાજા અને તેને સર્વસ્વ માનીને ચાલનારી ખુશામદ કરતી કર્મકાંડ-પ્રિય પુરોહિતોની ધર્મ સંસ્થાઓના આચાર-વિચાર નવા મનોમંથનો જગાડે છે. તમાચાના બદલે તમાચો અને આંખના બદલે આંખની બદલાવાળી લોકનીતિના કારણે પરસ્પર વધતો જતો વેરભાવ અને અંતે સુખશાંતિનો અભાવ. આ આખી પરિસ્થિતિએ ઈશુના જીવનમા આમૂળ પરિવર્તન આણ્યું તેમને લાગ્યુ કે નીડર થઈને આગળ વધવાનો સમય આવી રહ્યો છે, અને એના માટે તેમના જેવાએ પહેલ કરવી જોઈએ.

તે વખતે યહુદી અને સેમારિયન બે જાતો હતી અને આપણે ત્યા સવર્ણ અને હરિજન છે તેમ એ લોકોમા યહુદી સેમારિયનના હાથનુ પાણી નોહતા પીતા ઈશુ યહુદી હતા.

એકવાર તે બે ત્રણ મિત્રો સાથે જેરૂસલેમ જઈ રહ્યા હતા. ત્યાં રસ્તામા તેમને તરસ લાગે છે એક બાઈ કૂવા ઉપર પાણી ભરવા આવે છે ઈશુ ત્યા જઈને કહે છે "બહેન! પાણી પા!"

બાઈ સેમારિયન હતી તેણે ઈશુનો ચહેરો જોઈને કહ્યુ "ભાઈ તુ યહુદી લાગે છે. હુ સેમારિયન છુ. શુ તને મારૂ પાણી કામ લાગશે?"

ઈશુએ કહ્યુ "બહેન! તુ અને હુ સરખાજ છીએ.! લોહી બધામા સરખુ છે; માંસ સરખુ છે અને ભગવાને પાણી ઉપર કોઈ છાપ નથી મારી કે આ યહુદીનુ છે કે આ સેમારિયનનુ છે. માટે તુ પાણી પા! ઈશુ જેમ કોઈની સાથે ભેદભાવ કરતો નથી તેમ તુ પણ ના કરીશ."

જોકે ઈસાઈઓ આનો અર્થ જૂદો કરે છે કે બાઈએ ઈશુની તરસ છિપાવી તેથી ઈશુ ભમવાને બાઈની ભવની તરસ મટાડી. પણ

તેણે સર્વપ્રથમ માનવ–માનવ વચ્ચેના ભેદભ વ નકામા છે, એમ જાહેર કર્યું.

તેની સાથેના માણસોએ કહ્યુ "આ કોનુ પાણી પીવો છો?"

ત્યારે, ઈશુએ એટલુજ કહ્યુ "માણુસના હાથે કુદરતનુ આપેલુ પાણી પીઉ છુ તેમા મને ભેદભાવ જણાતો નથી"

આપણે એકે તરફ "आत्मवत् सर्वभूतेषु"ની વાતો કરીએ છીએ ત્યારે બીજી બાજુ પડછાયો પણ ન લઈએ—તેમને ખ્રિસ્તી ધર્મનો આ ભેદભાવ વગરનો સિદ્ધાત સમજવા જેવો છે એટલે જ ખ્રિસ્તી લોકો ભેદભાવ કે આભડછેટ વગર દૂર દૂરથી આવીને સેવા કરી શકયા છે અને લોકોને આકર્ષી શકયા છે હિંદુધર્મે આ વાત સમજવા જેવી છે અને તેણે તો અન્ય ધર્મના સિદ્ધાતો પચાવ્યા છે ત્યારે સેવાનો આ સિદ્ધાત સર્વ સાધુસમાજે ખાસ પ્રેરવા જેવો છે થોડાક રામકૃષ્ણ મિશનના સેવકોએ જોકે આ કાર્ય ઉપાડયુ છે પણ આ કામ તો સમસ્ત લોકોએ ઉપાડવાનુ છે અને તેમની સેવાનો લાભ ભેદભાવ વગર દરેકને મળે, અને સાથેજ માનવ-માનવ વચ્ચેના ભેદભાવો તૂટે એ ખાસ જાવાનુ છે

ઈશુના જીવન ઉપર જરાક આગળ વધીએ. ત્યારબાદ તે ચાલીશ દિવસ સુધી ઘોર તપ કરે છે જે જે મહાપુરૂષો થઈ ગયા છે તેમણે આત્મ સશોધન, લોકપરિચય, પ્રવાસ અને મનોમથન કરેલા છે ભગવાન મહાવીરે પણ સાડાબાર વર્ષ તપ કરેલુ, બુદ્ધે છ વર્ષ તપ કરેલુ ઈશુ પણ ચાલીસ દિવસનુ તપ કરે છે શરીર અને ચેતન જુદા છે એવુ ભાન થાય ત્યારેજ સાચો ધર્મ પ્રાપ્ત થઇ શકે છે ચામડી ઉતારી લે તો પણ દેહની વેદના ચેતનને અસર ન કરે, એવો સમભાવ પ્રાપ્ત થાય ત્યારેજ સત્યધર્મ પ્રાપ્તિની પરીક્ષામા પાશ થવાય

ઈશુને પોતાના આ સિદ્ધાત માટે આકરામા આકરી પરીક્ષા આપવી પડે છ તે શારીરિક ભોગ–વિલાસની સાધનારૂપી પ્રચલિત

રાજાશ્રિત ધર્મ માન્યતાને પડકારે છે. તે વખતે રાજાશાહીનુ ઉપજાણુ હતુ. લોકો ખુશામદ કરે, નોકરીઓ મેળવે અને શારીરિક સુખોની તુચ્છ પ્રાપ્તિ માટે કર્તવ્યની ઇતિશ્રી સમજે ત્યારે આવી વાત કરનાર આત્મા પાકે, ક્રાંતિ કરવાની વાતો ફેલાવે તે કયાંથી સહન થાય ?

પરિણામે શરીરની વેદના આત્માને ન લાગતી હોય, તો પછી ઈશુ પરીક્ષા આપે–તે મુજબ તેને ક્રોસે તાણીને લઈ જવો અને ક્રોસ ઉપર ખીલે ઠોકાઇ જવાની સજા આપવામા આવે છે ઈશુ તેને પરીક્ષા ગણે છે. ક્રોસ ઉપર પોતે . ખીલે ઠોકાઈ ગયેલ છે, શરીરમાથી લોહી નીકળે છે, સ્ત્રીઓ રડી રહી છે ત્યારે ઈશુ તેમને કહે છે " તમે કોને રડો છો ! ઈશુ તો અમર છે તે પુનર્જન્મ પામી રહ્યો છે " અને તે ક્રોસ ઉપર ચઢીને બલિદાન આપી દે છે

કહેવાય છે કે ત્રણ ચાર વર્ષ બાદ એ ધર્મ પાછો જાગૃત થાય છે ઈશુના બાર શિષ્યો હતા તેમાનો એક યહુદી નામનો શિષ્ય જ બેવફા બની ઈશુને પકડાવે છે પણ ઈશુના બલિદાનથી આખી પ્રજા જાગૃત થાય છે અને ઇશુના પગલે તેમના ઉપદેશનો પ્રચાર કરી, વિલાસી રાજાશાહી અને કર્મકાંડી પુરોહિતશાહીનો અવશેષ કરી નાખે છે. જે ઉપદેશ અનુભવોમાથી નીકળ્યો હોય છે તે અસરકારક હોય છે. એટલે જ ઈશુનો ઉપદેશ આજે જગતમા વ્યાપક રીતે પ્રસરી ગયો છે

### ઈશુના ઉપદેશો

ઈશુએ માનવજાતિ વચ્ચેથી ભેદભાવ મટાડવા માટે જે જબ્બર પુરૂષાર્થ કર્યો તે તેમણે ઉપદેશેલી નીચેની હકીકતો ઉપરથી સ્પષ્ટ થઈ જશે. જો કે આજે તેમના જ અનુયાયીઓ વચ્ચે કાળા–ધોળાનો જે ભેદભાવ વર્તવામા આવે છે તે ઈશુના ઉપદેશોને અનુકુળ નથી

ઈશુએ નીચેની બાબતો ઉપર ખાસ ભાર મૂકયો હતો –

( ૧ ) શ્રીમતો અને ગરીબો બન્ને સમાન છે. તેમની વચ્ચેની ભેદભાવની દિવાલ તોડવા માટે કહ્યુ કે દરેકે પોતાના પરસેવાનો રોટલો મેળ-

વવો જોઇએ, ખાવો જોઇએ. ઈશુના આ સિધ્ધાંતનો સારો એવો પ્રચાર થયો. ઈસ્લામના પણ કેટલાક બાદશાહો મહેનત કરીને રોટલો ખાતા. સીરાજુદૌલા ટોપીઓ ભરતો, ઔરંગઝેબ શ્રમ કરતો, ખલીફા ઉમ્મર ચટાઈ ઉપર સૂતો

( ૨ ) ગરીબોમાંથી લાઘવ ગ્રંથિ કાઢવા માટે ગરીબોને કહ્યુ કે "દેવોનુ રાજ્ય તમારૂ છે." એના અનુસધાને તેણે મહત્વની એક બીજી વાત એ કરી કે "સોયના નાકામાંથી કદાચ ઊટ પસાર થઇ જાય તે શકય છે પણ શ્રીમતોને સ્વર્ગ મળવુ અશકય છે" આમ કહીને તેણે દરિદ્રોને બિરદાવ્યા અને સ્વર્ગ ઉપર તેમનો અધિકાર પણ બતાવ્યો આથી રાજા, શ્રીમત અને પૈસાપાત્ર અભિમાની ન બને તેવો રસ્તો પણ તેણે ચીધ્યો

( ૩ ) ભેદભાવની રેખા તોડવા માટે ત્રીજી વાત કરી કે દરેકને રોટલો મેળવવાનો સરખો અધિકાર છે આ સસ્કારો આજે સામ્યવાદ રૂપે રહ્યા છે. તેઓ એમ કહે છે કે હવે અમે કોઈને રોટલાની ચિંતા નહી રહેવા દઈએ, શિક્ષણ, આરોગ્ય અને રહેઠાણનો મફત પ્રબધ કરશુ. બધા એજ વાત વિચારે છે પણ, ઇશુએ તે વાત મૂળરૂપે ધર્મની રીતે કહી જ છે

હિંદુસ્તાનમા આ અગે વિશેષ વિચાર થયો નથી, કારણ કે અહીં તો પરિગ્રહને જ અધર્મ માન્યો છે અહી પ્રજાને મુખ્ય માનવામા આવી છે અને રાજ્યને ગૌણ માનવામાં આવ્યુ છે, એટલે અહી શ્રીમતો અને રાજાઓ માટે પણ સર્વસ્વ ત્યાગીને જવાની ભાવનારૂપ સન્યાસ અને હમણા સાધુવૃત્તિને શ્રેષ્ઠ ગણવામા આવી છે. પશ્ચિમમા પુરોહિતશાહી રાજાશ્રિત હતી અને રાજા માટે અત સમયે–અધીં જિંદગી બાદ વાનપ્રસ્થ કે સન્યાસનો સ્વૈચ્છિક નિયમ ન હતો.

ઈશુના જીવનમાંથી "દરેકને રોટલો મેળવવાનો અધિકારનો ભાવ" રસ્કિને લીધો. તેને "અન્ટુ ધીસ લાસ્ટ" નામના પુસ્તકમા લખ્યું છે.

ગાધીજીએ રસ્કિનના એ પુસ્તકમાથી જે ભાવ લીધો તે "સર્વોદય" નામે છે. તેનુ ગુજરાતી–હિંદી ભાષાતર પણ થયુ છે.

એમા એક દાખલો આપવામા આવ્યો છે. એક જમીનદારને દ્રાક્ષની વાડી હતી દ્રાક્ષ ઉતારવા મજૂરોની જરૂર હતી. એટલે મજૂર શોધવા બજારમા ગયો ત્યાથી એક આનો નક્કી કરી મજૂર લઈ આવ્યો. બપોરના બીજા મજૂર લાવ્યો. સાજના પણ કેટલાક મજૂર લઈ આવ્યો છેલ્લે કામ છુટવાના એક કલાક અગાઉ પણું કેટલાક બેકારોને લઈ આવ્યો સાંજે સૌ છૂટા થયા ત્યારે દરેકને સરખી મજૂરી ચૂકવી આપી સવારથી કામ કરનારને સરખી અને સાજના આવ્યા તેમને પણ સરખી. એટલે પેલા મજૂરોને ઇર્ષા થઈ.

જમીનદારે કહ્યુ "તમારી સાથે જે બોલી કરી હતી તેટલી તમને ચૂકવાય છે બીજાને શુ આપવુ તે મારે જોવાનુ છે બીજાને વધારે અપાય તેમા તમારે અન્યાય ન માનવો જોઇએ. બીજાની ઇર્ષ્યા ન કરવી જોઈએ દરેકને રોટલો–મેળવવાનો એટલો જ અધિકાર છે"

(૪) ચોથી વાત એ કરી કે "પ્રભુ ઉપર વિશ્વાસ રાખો! તે બધાનુ ભલુ ઇચ્છે છે મા જેમ દરેક બાળકનુ ધ્યાન રાખે–સરખો પ્રેમ રાખે છે. છેલ્લા ઉપર વધુ પ્રેમ હોય છે, કારણ કે અગાઉના પાછળ તો તેણે જિંદગી ખર્ચી છે. છેલ્લાને હજુ એ લાયક બનાવવાનો છે. તે વાતને લોકોએ અમલમા મૂકવી જોઈએ અને જેને ન મળતુ હોય તેને કામ ખાસ કરીને આપવુ જોઈએ."

(૫) પાચમી મહત્વની વાત કહી કે ભૂલ થઈ હોય તો પસ્તાવો કરો. પ્રભુની પાસે બેસીને એકરાર કરો. અઠવાડીએ એકવાર પ્રભુના મદિરમા જાવ, પસ્તાવો જેને થાય છે તે પાપી પણ નિર્મળ બની શકે છે. પાપીઓને એક વખતના પાપ માટે ન ધિક્કારો, કારણ કે નાનુ–મોટું કોઈને કોઈ પાપ દરેકે જીવનમાં કર્યું હોય છે.

આ અગે ઇશુના જીવનનો એક દાખલો આપવામાં આવ્યો છે. એક બાઈને લઈ લોકો તેમની પાસે ન્યાય માગવા ગયા ઇશુએ કહ્યું : "પચે જે ન્યાય કર્યો છે તેમા ફેરફાર ન થવો જોઇએ પણ એક વાત છે. બાઈએ ચારિત્ર્ય સબધી જે નૈતિક ભૂલ કરી છે, તેમા તે એકલી નથી બીજી ભૂલ કરનારને તો તમે કાઈ પણ સજા કરતા નથી? તે છતા પણ સજા કરવાનો અધિકાર કોને છે? જેમણે આવી કોઈ ભૂલ જીવનમા ન કરી હોય! એવી વ્યકિત આગળ આવી બાઈને સજા કરે!"

એટલુ કહી ઈશુ આખો મીચી ગયા સૌ વિચારમા પડી ગયા. કોઈએ મનથી, તો કોઈએ તનથી તો કોઈએ વચનથી કોઈ પણ પ્રકારનો દોષ તો કર્યો હતો એટલે એક પછી એક સૌ ચાલ્યા ગયા

ઇશુએ બાઈને કહ્યુ "સમજાયુ ને?"

બાઈ કહે "હા! હુ ભૂલની માફી માગુ છુ"

ઈશુએ કહ્યુ "ભગવાનના શરણે જા, તે તને માફ કરી દેશે!"

## ઈશુના જીવનનો સાર :

ઇશુના જીવનમાથી નીચેની ત્રણ વાતો મુખ્યત્વે સામે આવે છે —

(૧) તેમણે રાજાઓ, ધનિકો અને પાપીઓને અલગ અલગ રીતે સબોધીને માનવજાતને એક કરવાનો પ્રયાસ કર્યો એટલે જ ઈસાઇ સમાજમાં રાજા અને પ્રજા, વાળદ અને વકીલ દેવળમા સરખા બેસે છે, અને સહુ સરખા છે એવો સિદ્ધાત સ્થાપિત કર્યો ગાધીજીએ પણ આ સિદ્ધાત પકડી લીધો હતો

(૨) આજીવિકામા અતર ન હોવુ જોઇએ સૌને પેટ, પહેરણુ અને પથારી મળવા જોઈએ, પછી ભલે તે ગમે તે કાર્ય કરતો હોય

(૩) સૌના ભલામાં આપણુ ભલુ છે એકને એક આનો મળે અને બીજાને બે આના મળે તો ઈર્ષ્યા ન કરવી

(૪) જળ અને ચેતનના સાચા ભેદના જ્ઞાન સિવાય સાચો ધર્મ પાળી શકાતો નથી.

(૫) સાચો ચમત્કાર તો પ્રેમ, શ્રમ, કરૂણા વગેરે સદ્દગુણોને જીવનમા ઉતારવામા છે અને એ ખરેખર બહુ જ કઠોર સાધના માગી લે છે ઇશુને એ સાધના માટે ક્રોસ ઉપર ચઢીને બલિદાન આપવુ પણુ હતુ

પણ, આજે માનવતાના એ પ્રખર પ્રેમીના નામ સાથે જાદુઈ ચમત્કારો જોડાઈ ગયા છે. તેનુ એક કારણ તો એ છે કે આળસ, ભય અને લાલચ એ ત્રણેનો પ્રવેશ ત્યા થઈ ચૂકયો છે લોકો આળસુ બને અને તપ ત્યાગ બલિદાનથી પાછા ફરે તો તેની જવાબદારી સાધુસમાજની છે, અને સાધુસમાજ આળસુ બને તો તેની જવાબદારી સમાજની છે

આપણે ત્યાં આ શિબિરમા અમદાવાદનો એક દાખલો અપાયો છે કે એક મહારાજના દર્શન કરવા માટે ફુલહાર, શ્રીફળ, મેવો, ફળ, વ લઈને બસો જેટલા ઊભેલા માણસોની કતાર જામી હતી દરેકને એમ ઇચ્છા હતી કે ગુરુની નજર પડે તો બેડો પાર થઈ જાય!

એવીજ વાતો આજે ઇસાઈ-સમાજમા પ્રચલિત છે કે ઇશુ હાથ ફેરવે તો રોગ દૂર થાય, ઇશુ આંખ ફેરવે તો ધન મેળવે આ બધી લાલચોના કારણે લોકો આકર્ષાય તો ખરા પણ સાચો ધર્મ દબાઈ જાય અને મૂઢતા આવે, આ બધુ આળસ, લાલચ અને ભયમાથી આવે છે. ગુનો કર્યો હોય, કદાચ કબૂલ કરતા અપમાન જણાય પણ, કબૂલ કરનાર ફરી ગુનો ન કરે અને સદ્દગુણોની વૃદ્ધિ કરે તો ધર્મ, સામાન્ય વહેવારમા શુદ્ધિ રાખે તે ધર્મ-આવા તત્ત્વોથી સભર ધર્મને રાજ્યાશ્રિત બનવાનુ કારણુ તો પાછળના અનુયાયીઓની આળસ કચાશજ ગણવી જોઈએ. જે કાર્ય થઈ ન શકે તેને પછી ચમત્કાર રૂપે ફેરવી નાખવામા આવે છે. એવુ લોકમાનસ અહી પણ જોઇ શકાય છે.

**આખી પ્રક્રિયામાં ફેરફાર :**

ખ્રિસ્તી ધર્મમાં પણ બે વર્ગ છે એક ખ્રિસ્તી અને બીજો યહૂદી. બન્ને માટે પવિત્ર કરારો છે ખ્રિસ્તી ધર્મનુ પ્રચલન મૂળ તો મૂસા (મોઝિસ) એ કર્યું હતુ, પણ તેનુ સશોધન ઇશુએ કર્યું એમ કહી શકાય.

યહૂદીઓ મુસાના જૂના ધર્મ કરારોને માને છે અને તેની સાથે ઘણી ચમત્કારિક વાતોને જોડે છે. ત્યારે ઇશુએ એ ભૌતિક ચમત્કારોને અવગણ્યા છે પણ તેના અનુયાયીઓએ અધશ્રદ્ધાથી આવા ઘણા ચમત્કારો એની સાથે જોડી દીધા છે, એ પણ હકીકત છે.

મૂસાના જૂના કરારોની દશ આજ્ઞાઓ આ પ્રમાણે છે —

(૧) મા-બાપનો આદર કરો

(૨) કોઇ જીવને ન મારો

(૩) ચોરી ન કરો.

(૪) વ્યભિચાર ન કરો.

(૫) જૂઠા સાક્ષી ન બનો.

(૬) પોતાના ખેતર માટે નોકર-ચાકરની ઝખના ન કરો

(૭) કામમાં અઠવાડીએ એક દિવસ રજા પાળો. કારણકે પૃથ્વી રચનારે પણ પૃથ્વી બનાવતાં એક દિવસની રજા પાળી હતી

(૮) જગતકર્તા ઇશ્વરની મૂર્તિ ન રચો.

(૯) મનેજ માનો ! હુ કહુ તે દેવને માનો. બીજાને પૂજશો તો ધનોતપનોત થઇ જશો.

(૧૦) તને પરેશાન કરે તેને તુ પરેશાન કર, દાત ફોડે તેનો દાંત ફોડ, પણ પ્રાણ ન લે !

જૂના કરારના ઉપરના પાચ કરારો જોવા જઈએ તો બૌદ્ધ ધર્મના પચશીલ, જૈનોના પાંચ વ્રતો અને હિંદુઓના પાચ યમોને મળતા આવે છે.

ઇશુએ નવા કરાર પ્રમાણે જે વસ્તુઓ રજુ કરી તેમાં તેણે નવી પ્રક્રિયા ઊભી કરી બદલો ન લેવો. પણ ડાબા ગાલના બદલે જમણો ગાલ ધરી માણસાઈને જગાડવાની વાત કરી બધા ભગવાનના પુત્ર છે. એટલે કોઇએ કોઇની સાથે ભેદભાવ ન કરવો જોઇએ તેણે • પોતાને 'પ્રભુનો પુત્ર' કહ્યો અને આખા વિશ્વનુ ભ્રાતૃત્વ ઊભુ કર્યું કે તેણે સર્જેલા દરેક બાળકો સમાન છે

ભગવાન અગે તેણે અનત શ્રદ્ધા વધારી અને તેના શરણે જઇને પાપ એકરાર કરીને શાતિ મેળવવાનુ કહ્યું. જૂના કરાર પ્રમાણે ધનોત પનોત થઇ જવાની વાતને તેણે સદતર ટાળી નાખી અને ભગવાન એટલે અસીમ પ્રેમ, ક્ષમા અને કરૂણાનો ભડાર છે એમ જાહેર કર્યું.

તે વખતમા યહૂદીઓજ ખ્રિસ્તી ધર્મને પાળી શકતા. પણ ઇશુએ તેના દરવાજા દરેક માટે ઉઘાડ્યા, અને આમ પ્રભુની છાયામા બધાને એક કર્યા તેણે પોતાના જીવનના બલિદાનથી એ સિદ્ધ કરી આપ્યુ કે બલિદાનનુ–એકે–એક લોહીનુ ટીપુ ઉગી નીકળવાનુ છે, અને તે વાત સત્ય કરી.

ઇશુના અવસાનને બબ્બે હજાર વર્ષ વીતવા છતા, સેવા, શિક્ષણ અને આરોગ્ય નિમિત્તે, ઇસાઇ સાધુ સસ્થાએ આખા જગતમાં જે પ્રચડ કાર્ય કર્યું છે એ ઇશુની નસનસમા વ્યાપ્ત લોક–સેવાની ભાવનાનુ અતિ વિસ્તૃત સ્વરૂપ છે ઇસાઇ–સમાજથી કરોડો રૂપિયા પછાત દેશ માટે સહાયતા રૂપે, દવા માટે આપે છે, એ ઇશુની દાનની ભાવનાનું પ્રતિબિબ છે અને ઠેર ઠેર નિયમિત રવિવારે થતી ઇસાઇ સમાજની–પ્રાર્થના એ તેમની ભગવાનની શ્રદ્ધાનો ભવ્ય પડઘો છે.

આજે ઇસાઇ સમાજમાં પણ કેટલાંક અનિષ્ટો પ્રચલિત થયાં છે; પણ તેમણે વગર ભેદભાવે લાંબી લાંબી સફરો ખેડી અજાણ્યા પ્રદેશમાં જે સેવા, શિક્ષણ અને આરોગ્યનુ કામ કર્યું છે તે ન કેવળ સ્તુત્ય છે પણ "आत्मवत् सर्व भूतेषु" ગણનારાઓની કોરી વાતો કરનાર માટે અત્ય ત અનુકરણીય છે



## ચર્ચા-વિચારણા

### બલિદાનની શ્રદ્ધા

**શ્રી. માટલિયાજી**એ આજની ચર્ચાનો ઉઘાડ કરતા કહ્યુ —જૂના કરારની આજ્ઞાઓમા, છ આજ્ઞાઓ તો એવી છે કે જે પાંચેવ્રતોના પાયા સમાન છે દા ત (૧) માબાપને માન આપવુ, (૨) હિંસા ન કરવી, (૩) ચોરી ન કરવી, (૪) વ્યભિચાર ન કરવો, (૫) ખોટા સાક્ષી ન બનવુ (૬) તારા પાડોશીની સહાય કે વસ્તુની ઝખના ન કરવી

પછી એક દિવસની રજાનો હક અઠવાડિયે દરેકને રહે તે માટે ભગવાનનો દાખલો ટાકયો કે તેમણે (૧) આકાશ-પૃથ્વી, (૨) પ્રકાશ-પાણી, (૩) જળચર, (૪) પખી, (૫) પશુ-બાગ (૬) આદમ અને ઇવ આમ છ દિવસમા રચના કરી પણ સાતમે દિવસે આરામ કર્યો એટલે તે દિવસને પ્રભુનો ગણી તેની ઉપાસના કરવાનો નિયમ રાખ્યો તેની પાછળ તો એજ ભાવના છે કે છ દિવસ તો ગરીબ-મજૂર બધા ભલે શ્રમ કરે-કરાવે, પણ એક દિવસ તો બધા એક સાથે-ભેદભાવ મીટાવીને બેસે

આદમ અને ઇવની વાર્તામાં આગળ ઉપર એમ કહેવામા આવે છે કે તેમને અમૂક ફળ ખાવાની મનાઈ કરી-પણ બન્નેએ ખાધુ અને કલેશ ઝઘડા શરૂ થયા આ ફળને માયાના ફળ તરીકે ઘટાવી શકાય.

૮મા કરારની આજ્ઞા એવી છે કે પ્રભુનુ બિબ ન બનાવાય. કારણ કે તે નિરંજન-નિરાકારની પ્રતિમા ક્યાંથી હોય! પણ ૯-૧૦ આ બે આજ્ઞાઓ એવી છે કે આ દેવ સિવાય બીજા કોઈને ન માનીશ, નહી તો તને હેરાન-પરેશાન (દેવ) કરી મૂકશે અહી ધર્મ-ઝનૂન દેખાય છે આમ તો દરેક ધર્મમા સકુચિતપણુ આવ્યુ જ છે. પણ બીજા દેવ તરફ દુશ્મનાવટની વાત યહુદી ધર્મમા સવિશેષ કહેવામાં આવી હોઈને તેણે વધુ પડતી સકુચિતતા અને ઝનૂન ઊભા કર્યા છે. પરિણામે આજે યહુદીઓને સારી પેઠે સહન પણ કરવુ પડયુ છે

પણ, ઈશુએ પોતાને દેવ-પુત્ર કહીને દેવ અને માનવનો સબધ બતાવ્યો, આમ દેવ અગેની અધશ્રદ્ધા, ભયને તેણે દૂર કર્યા ઈશુએ જે કંઈ ઉપદેશ આપ્યો—માનવ માનવ વચ્ચેની દિવાલ દૂર કરી જે આદર્શ આપ્યો તે આમ તો મુસાના ઉપદેશના અનુસધાનમા જ આપ્યો છે પણ, તે વખતે ઈશુને ક્રોસ પર ચરપાઈ જવાનુ કારણુ આપણુને મળે છે આદમ અને ઈવને જે ઉપદેશ દેવ તરફથી અપાયાનુ જૂના કરારમા કહેવાયુ છે તે ઉપદેશ—તે બન્ને ભૂલ્યા અને તેમણે ફળ ખાધુ આ ફળ એટલે અહકાર-સ્વાર્થ અને હલકા પ્રકારનુ અભિમાન છે તેમા "હુ જ જીવુ! હુ જ સૌનો મુખ્ય રહુ" આવી ટૂકા સ્વાર્થની ભાવના છે. આવા અહકારના લાછનને ધોવા માટે લોહી આપવુ જોઈએ. તે ઈશુનો મહત્ત્વનો ઉપદેશ હતો તે માટે ઈશુએ જાતે લોહી આપીને-બલિદાન દઇને બતાવી આપ્યુ કે લોહીનુ ટીપે ટીપુ ઊગી નીકળ્યુ છે. ગાધીજીએ તેને પાયો બનાવ્યો અને ગાધીજીનુ બલિદાન પણ નિષ્ફળ નહી જાય, એ આવતો ઇતિહાસ જરૂર કહેશે

બલિદાન સિવાય પણ ઈશુએ બીજા બે સિદ્ધાતો આપ્યા, તે છે, (૧) શ્રદ્ધા અને (૨) ઉદારતા. બલિદાન વ્યર્થ જતુ નથી, તે આખરે ઊગશે એટલે જગતની માનવજાત માટે ઉદાર હાથે તુ તારી પાસે જે કંઈ છે તે પીરસ. આનુ જ નામ Faith, Hope અને Charity

શ્રદ્ધા, સમર્પણ અને ત્યાગ છે. આજના યુગની સર્વાંગી ક્રાંતિના માર્ગમા, આ ત્રણ વસ્તુઓ પાયા રૂપે છે.''

**અપનાવી શકાશે?**

**પૂ. દંડીસ્વામી** "જો કે ભારતમા બધા ધર્મોના સિદ્ધાંતોને એક યા બીજી રીતે હિંદુધર્મે સમાવી લીધા છે, તે છતા ઇસ્લામ કે ઇસાઈ ધર્મને આપણો ગણવો–ગણાવવો ખૂબ વિચાર માગી લેશે"

**શ્રી. માટલિયા** ક્રિયાકાંડના જે ભેદો કર્યા છે, શાસ્ત્રોના અર્થભેદે જે ભેદો પાડ્યા છે તેને આપણે ગૌણ ગણેજ છૂટકો છે એ ભેદોમાથી આખા વિશ્વના પ્રાણી માત્ર સાથેનો અભેદ તારવી લેવોજ પડશે"

**શ્રી. બળવંતભાઈ** "આમ આપણે ખ્રિસ્તીધર્મ અને ઇસ્લામને અપનાવી શકતા નથી, પણ હરિજન ખ્રિસ્તી કે મુસલમાન થઈ જાય તો ચલાવી લઈએ છીએ. હરિજનના પડછાયાથી અપવિત્ર થનાર, મુસ્લિમોને અડીને પવિત્ર રહે છે એમ માનવાનુ શુ કારણ છે?

**શ્રી. પૂજાભાઈ** રાજ્યાશ્રિત પણુ અને ધર્મમૂઢતાના મુસલમાનો રાજા થયા તો મુસલમાનો પવિત્ર ગણાયા અને અંગ્રેજોનુ રાજ્ય આવ્યુ તો અંગ્રેજો સારા ગણાયા, પણ ધર્મમૂઢતાને કારણે હરિજનોને ધૂત્કાર્યા, આપણે આવી ધર્મમૂઢતાને હાંકી કાઢવી પડશે"

**એ ત્રિવેણી સંગમ :**

શ્રી માટલિયાએ ઇસ્માઈલભાઈ નાગોરીના કુટુંબનો દાખલો આપતાં કહ્યુ "માતા બ્રાહ્મણી, બાપ ઇસ્લામી અને ખ્રિસ્તી કુટુંબના બહેન–બધા સાથે રહે અને પોતપોતાનો ધર્મ પાળે આજે ત્યા પ્રાર્થના, નમાજ કે શ્લોકોચ્ચાર થતો હોય ત્યારે સુંદર ત્રિવેણી સંગમ લાગે છે.

પૂ. મુનિશ્રી સંતબાલજી · "ધર્મમૂઢતા અને સર્વધર્મ ઉપાસનાની વાતો હજુ વધારે વિગતવાર આપણે ગણીશું. આપણો અને હિંદનો આદર્શ વિશ્વવાત્સલ્ય છે જૈનધર્મના ખમીરમાં તે વધુ વણાયો, છણાયો, આચરાયો અને આચરાવાયો છે રોટી-બેટીના વહેવારોને ગણવામાં આવ્યા છે. એક જૈન મુસ્લિમ બહેનને પરણે અને જૈનમુનિના ઉપદેશથી તે દંપતિ આખા સમાજમા અને કુટુંબમાં સમાઈ ગયા આમા નવું કંઈ નથી. ઇસ્લામ ધર્મને આપણો માનવાથી કે, ઇસ્લામી હિંદુધર્મને પોતાનો માને, પ્રાર્થના કે નમાજ પડે તે કંઈ ફરજિયાત નથી. જોઈએ તો પ્રાર્થના કરે અને જોઈએ તો નમાજ ભણે અને ઇચ્છે તો બન્ને કરે ખરી વાત તો જે ઝનૂન છે અમાનવીય તત્ત્વ છે તે દૂર થવું જોઈએ, અને નિર્માંસાહારનું તત્ત્વ ઉમેરવું જોઈએ. કુરેશી કુટુંબનો દાખલો આપણી સામેજ છે બાપુજીના ઉપદેશના કારણે નમાજ ન છોડી અને આ પવિત્ર તત્ત્વો ઉમેર્યાં તેવીજ રીતે હિંદુઓ સંધ્યા-વંદન પૂજન ન છોડે પણ ઇસ્લામની અદ્વૈતભાવના આચારમા સાચવીને ઉતારે, આ છે સર્વધર્મ ઉપાસનાનું સાચું રહસ્ય.

(૧૯-૮-૬૧)



[ ૭ ]

# ખ્રિસ્તી ધર્મના ઊંડાણમાં–૨

**[ આ પ્રવચન પૂ. મુનિશ્રી સંતબાલજીની ૫૮ મી જયંતિના દિવસે આવતુ હોઇને જયંતિના અન્ય પ્રવચનો થયાં હોઇને અન્ય પ્રવચનોની અપેક્ષા સંક્ષિપ્ત છે. સં. ]**

ખ્રિસ્તીધર્મ અંગે આપણે વિચાર કરી ગયા કે તેમણે કેવા સંજોગોમા કેટલા વિરોધો વચ્ચે પણ માણસ માણસ વચ્ચેનો ભેદભાવ દુર કરવાનો પ્રચંડ પુરુષાર્થ કર્યો એ માટે તેમને પોતાનુ બલિદાન પણ આપવુ પડયુ પોતાના ધ્યેયની સિદ્ધિ માટે જગતના મહાપુરૂષો હમેશા પોતાનો પ્રાણ પણ હોડમા મૂકે છે જો કે તેમનુ બલિદાન વ્યર્થ જતુ નથી.

ઇશુ ક્રોસ ઉપર ચઢી ગયા લોકો રડતા હતા ત્યારે તેમણે કહ્યુ · "હુ મરતો જ નથી તમો આનંદ પામો !"

કહેવાય છે કે ચોથે વરસે તેઓ પાછા નવારૂપે આવ્યા ખ્રિસ્તી-ધર્મ તરફ લોકોની શ્રધ્ધા વધવા લાગી પચાસમે વરસે તો ખૂબ જ વ્યાપ્તિ થઈ ગઈ તે વખતે પોલ નામનો પ્રખ્યાત શિષ્ય થયો તેણે ખ્રિસ્તીધર્મનો સારો એવો પ્રચાર કર્યો ત્યારબાદ બીજા નાના નાના ધર્મગુરુઓ ઘણા થયા જોન, લૂક, માત્થી, અને સુમાર્ક વગેરે એજ પરંપરામા આવે છે આ લોકોએ ધર્મસિધ્ધાતોને આવરી લેતી ઘણી સુંદર ધર્મકથાઓ લખી છે

ચારસો વર્ષ બાદ ટેલીમેકસ નામના સાધુ થયા. તેઓ એકાંત ગુફામા જ રહેતા. તે વખતે રોમ નગરની અંદર કોલોજિયલ મેદાનમા રાજા ઓમોરિયસ મલ્લયુધ્ધો ખેલાવતો. હજારો લોકો તેને જોવા આવતા. પણ ઘણી જાન-હાનિ થતી તે ટેલીમેકસે અટકાવી.

ઇસાઈ ધર્મમા મોટુ પરિવર્તન ૧૬ મા સૈકામા આવ્યુ. ધર્મના

નામે ઘણા અનિષ્ટો પ્રચલિત થઈ ગયા હતા. જ્યાં ભગવાનની મૂર્તિની ના પાડવામાં આવી હતી ત્યાં ઈશુ અને સતોની મૂર્તિઓ સ્થપાઈ ગઈ હતી ધર્મ પાછો કેવળ ક્રિયાકાડો તરફ વળતો હતો. ધર્મગુરુઓ સ્વર્ગમા જવા માટે ચિઠ્ઠીઓ લખી દેતા હતા તે વખતે માર્ટિન લ્યુથર થઇ ગયા. તેમણે તેનો વિરોધ કર્યો એટલે પ્રોટેસ્ટેટ ધર્મ પેદા થયો એ અગે ખુબજ ચર્ચા ચાલી અને એક તદ્દન નવો ક્રાતિકારી વિચારક વર્ગ તેજ અરસામા થયો તેમણે અગાઉના રોમન કેથોલિક ધર્મને તેમજ પ્રોટેસ્ટેટ ધર્મની મધ્યમમાર્ગીય જાતિનો પણ વિરોધ કર્યો આવો કટ્ટર સુધારાવાદી પથ તે પ્રેસ્બિટેરિયન વર્ગ કહેવાયો આવો વર્ગ મોટા ભાગે હિજરતી બનીને અમેરિકા તરફ ગયો અને થોડાક ઓસ્ટ્રેલિયા તરફ પણ ગયા

ધર્મ–સુધારાનુ આ આદોલન કેવળ યુરોપ સુધી ન રહ્યુ પણ ભારતમા તેની વ્યાપકપણે અસર ચાલુ રહી જૈનોમાં મૂર્તિ–પૂજાની પાછળ જે પાખડ–પ્રપચો પોષાતા હતા તેનો વિરોધ લોકાશાહે કર્યો અને સ્થાનકવાસી સપ્રદાય અલગ ફટાયો, હિદુઓમા પણ આર્યસમાજ, બ્રહ્મસમાજ, દેવસમાજ, પ્રેમસમાજ તેમજ તત્ત્વજ્ઞાન સસ્થા વગેરે પણ ધર્મ–સુધારણાની ચળવળના પરિણામ રૂપે છે, એ નિ સદેહ છે

ઈસાઈ ધર્મમા આજે જે તપ, ત્યાગ અને સેવા તરફ વધુ ધ્યાન લોકોનુ ખેચાયુ છે. તેનો શ્રેય ૧૯ મી સદીમા થઇ ગયેલ સત–ફ્રાસિસને ફાળે જાય છે

ખ્રિસ્તીધર્મની ચર્ચાના ઊડાણમા જતા આપણી સમક્ષ ત્રણ સમજવા જેવી વાતો આગળ આવે છે — ( ૧ ) ઉપદેશ ગમે તેટલો સારો હોય પણ આચારમા મૂકાવવા માટે સમાજનુ ધોરણ પણ તૈયાર હોવુ જોઈએ, પચે તેટલુ આપવુ જોઇએ ( ૨ ) મૃત્યુ પહેલા અનુયાયીઓનુ જુથ ઊભુ કરી જવુ જોઇએ, જે બાદમા પણ પોતાના કાર્યને આગળ ધપાવી શકે, અને ( ૩ ) અનુયાયીઓની દષ્ટિ વિશાળ અને વ્યાપક હોવી જોઇએ.

આ માટે સંગઠન, સારાંબળોનો ઉપયોગ અને રાજ્ય પાછળ રહે તેવો પુરૂષાર્થ કરવો જોઇએ. જેથી ધર્મ રાજ્યાશ્રિત બની જવાનો ખતરો ન રહે.



## ચર્ચા-વિચારણા

### ધર્માશ્રિત રાજ્યથી રાજ્યાશ્રિત ધર્મસુધી :

**શ્રી. માટલિયાજીએ** આજની ચર્ચાનો પ્રારભ કરતા કહ્યુ " સવારના મુનિશ્રી સતબાલજીએ સમજાવ્યુ, તેમા આપણે જોયુ કે ઇશુના મૃત્યુ પછી ચોથે વરસે સમજ પાકી થઇ અને પચાસ વર્ષે તેથીજ પોલ નામના સત થયા અને ખ્રિસ્તી ધર્મ વિશ્વમા ફેલાયો. ખ્રિસ્તી ધર્મના સતોએ ઘણાયે કષ્ટો-અસહ્ય યાતનાઓ સહી છતા જે શકિત પ્રગટ થવી જોઇએ તે કેમ ન પ્રગટી? એ વિચારવાનું રહે છે

ત્યા પણ સાધુઓના નિયમો બન્યા સઘ રચાયો એક કરતા અનેકનુ સહચિતન ભળતા અનુભવો વધ્યા આથી ખ્રિસ્તી ધર્મનો પ્રારભમા રાજ્ય ઉપર પ્રભાવ શરૂ શરૂમાં ખૂબ ફેલાયો. ઓછી શકિતવાળા વધુ શકિતવાળા બન્યા પણ મૂળ કચાશ એક રહી ગઈ તે ચમત્કારની "ઇશુ પાણી છાટે તો મૃતક જીવતા થાય પાણી પાય તો હઠીલા દર્દ મટે" આવી વાતોને લઇને અધ શ્રદ્ધાવાળી ભકિત વધુ ખીલી, પણ નિત્ય વિકાસ પામતી વિવેક શકિત ન ખીલી પરિણામે જનતા સાધુઓની પડખે આવી, પણ તે શુદ્ધ અને સગઠિત ન બની શકી. એટલે રાજ્ય અને ધર્મગુરુઓ બન્ને વચ્ચે સત્તાનો ઝઘડો જામ્યો. ગ્રેગરી નામના પોપ (ધર્મગુરુએ) તે સમયના રાજા સાથે યુદ્ધ કર્યું; અનેક નિર્દોષ પ્રજાજનો હોમાયા.

એકાદ પેઢી પછી ધર્મ અને રાજ્ય વચ્ચે કરાર થયા. તે મુજબ રાજાએ રાણી કેવી કરવી? તેમજ બે રાજાઓની લડાઇમાં ધર્મગુરુનો ન્યાય મજુર થાય; આ બે શરતો રાજ્યે સ્વીકારી. આ રીતે

યુરોપમાં જે સભ્યતા, ન્યાય પ્રિયતા વ વધી તેમાં ખ્રિસ્તીધર્મનો ફાળો. પણ રાજ્ય બેફામ બન્યુ અને ધર્મગુરુઓની સત્તા પણ બેફામ બની. તેનુ કારણ ચમત્કાર પ્રિયતાના ફાળે જાય છે.

માર્ટિન લ્યૂથરે ધર્મગુરુઓ સામે પડકાર ફેંક્યો, પણ રાજ્ય સામે કોઈએ ન ફેંક્યો. આથી રાજ્યની બેફામગીરી વધી જનતાની અધશ્રદ્ધા ઓછી તો થઈ પણ શુદ્ધિકરણ અને સગઠન ન થયુ. આથી રશિયામાં "ધર્મ એ ડઝર છે. ખેડૂતો રૂઢિચુસ્ત છે," તે પાયા પર ક્રાંતિ થઈ. બીજી બાજુ રાજાઓએ વેપારી, શહેરો વ. નો ટેકો લીધો અને બને બાજુએ રાષ્ટ્રવાદે ઝનૂનનો સ્વાગ લીધો. "જર્મન" ફ્રેંક અને ચેક જેવા ભાષાવાદ પર નાના નાના રાષ્ટ્રો ઊભા થઈ ગયા, તેમણે જગતમાં યુદ્ધો મચાવ્યા ઇશુનો અહિંસા, પ્રેમ, ભ્રાતૃત્વભાવનો ઉપદેશ એક બાજુએ રહી ગયો ધર્મગુરુઓ તેની આગળ ન ટકી શક્યા અને ન્યાયની સત્તા રાજ્ય પાસે ગઈ એક નવો બુદ્ધિવાદી વર્ગ ઊભો થયો તે ધર્મ વિરોધી થયો બીજી બાજુએ ધર્મગુરુઓ પણ કર્મકાંડી થઈ ગયા વિજ્ઞાનીઓને રાજ્યે ખરીધા અને લોકોમાં અનુકૂળતાઓ વધતા લોકો રાજ્યાશ્રિત થવા લાગ્યા. મુસ્લિમો સામે રાજ્યો ઝઘડ્યા. આવા વખતે લોકશાહીમાં લોકોનુ પીઠબળ જોઇએ તેમાથી ટ્રેડ-યુનિયનનો વિચાર જાગ્યો. આમાંથી સામ્યવાદને બળ મળ્યુ

## નિસ્તેજ ધર્મગુરુઓ અને સંસ્થાઓ :

લોકશાહી રાજ્યો મુઝાયા, ધર્મગુરુઓ પણ મુઝાયા કારણ કે ખોટી રીતે સગઠિત થઈને લોકો જ મદિરોને લૂટવા લાગ્યા. આમ સામ્યવાદી બળ આગળ ધર્મગુરુઓ નિસ્તેજ પુરવાર થયા એટલે તિબેટ જેવી હાલત થઈ. દલાઈ લામાનો નમૂનો સામે જ પડ્યો છે બીજી બાજુ લોકશાહી રાજ્યોના ધર્મગુરુઓ માત્ર આશીર્વાદ દેનારા બન્યા. આ બધું સર્વધર્મ ઉપાસના કરતા કરતા આપણે જોવુ રહે. (૨૬-૮-૬૧)

☆

[૮]

# ઇસ્લામ ધર્મના ઊંડાણમાં

જગતના બધા ધર્મોનો સમન્વય—ઉપાસના અંગેની વિચારણામાં આજે ઇસ્લામ ધર્મ અંગે વિચારવાનુ છે સામાન્ય રીતે બીજા બધા ધર્મો કરતા ઇસ્લામનુ નામ આવતાં જે કુણી લાગણી થવી જોઈએ તે થતી નથી, ઇસ્લામની–વાત આવતા ઔરંગઝેબ, અલાઉદ્દીન, ચંગેઝખાન, નાદિરશાહ વગેરે આખ આગળ આવે છે. પરિણામે ખ્રિસ્તીઓ સાથે હજુ ભળી શકાય છે પણ મુસલમાનોના વહેવાર અંગે લાગી આવે છે પણ ઇસ્લામની સ્થાપના, ત્યાર પછીના તેના સચાલકોની શિથિલતા, ધર્મને નામે ઝનૂની આક્રમણકારોએ ફાયદો ઉઠાવવો વગેરે વિચારશુ તો તેના સારા સિદ્ધાતો તરફ માન થયા વગર નહીં રહે

આપણે વિશ્વને એક કરવુ છે અનાયાસે તે થઈ રહ્યુ છે પણ સાચી એકતા ધર્મ વગર સ્થાપી શકાય તેમ નથી. ધર્મ એક જ એવી વસ્તુ છે જે દરેક જાતિઓ અને દરેક દેશોને એક સાથે બેસવાનુ પ્લેટફોર્મ બની શકે છે ધર્મ એટલે ધારણ કરે તે, પડતા બચાવે તે, અને કલ્યાણનો માર્ગ બતાવે તે. જૈન ધર્મે કહ્યુ છે કે "વસ્તુનો સ્વભાવ, એ ધર્મ છે" એટલે જગતની માનવજાતિઓને હૃદયથી એક કરવી હોય તો કોઈ એક માર્ગ પકડવો જોઈએ. તે માટે સર્વ સામાન્ય માર્ગ છે—ધર્મ.

**સ્થાપના કાળ :**

ઈસ્લામ ધર્મ પહેલા, પ્રાચીન યહુદી ધર્મ નવો યહુદી ધર્મ તેમ જ ખ્રિસ્તી ધર્મ પ્રચલિત હતા તે વખતે ઇસાની પછી ૫૭૧ વર્ષે ૨૦મી એપ્રિલે મક્કા શહેરમા સૂર્યોદય વખતે હજરત મહમદ સાહેબનો જન્મ થયો હતો તેમનો જન્મ અરબસ્તાનમા થયો હતો એટલે તે વખતની પરિસ્થિતિની રજુઆત કર્યા વગર હજરત મહમદ સાહેબ અને ઇસ્લામે વિશ્વના શાંતિ બળોની ચાલનામા શુ મદદ આપી છે, તેનો સાચો ખ્યાલ આવી શકશે નહીં

**પરિસ્થિતિ :**

આ સમયે જો કે બે ધર્મો–યહુદી અને ખ્રિસ્તી પ્રચલિત હતા.

તે છતાં આ બન્ને ધર્મોમાંથી કોઈપણ ધર્મ પોતાના સુંદર વિચારો વડે માનવસમાજની વ્યવસ્થા જાળવવામાં સફળ થયો ન હતો. તે ઉપરાંત ધર્મના નામે 'બદલો' લેવાની અને "માફ કરી દેવાની" લોકવૃત્તિ ઠેઠ સુધી હતી "મારો એટલે તેના કુટુંબને પણ ખતમ કરી નાખો!" આ વાત ધર્મના નામે એક તરફ ચાલતી હતી ત્યારે બીજી તરફ "અત્યાચાર કયાં સુધી કરી શકશે—માટે સહન કર્યે જાવ એક દિવસ તમારો આવશે!" આવી માન્યતા શોષિત–પીડિત વર્ગમાં જોર પકડતી હતી.

એથી પણ વિચિત્ર સ્થિતિ એ હતી કે ધર્મ રાજ્યાશ્રિત બની ગયો હતો પ્રભાવશાળી રાજાઓ અને જમીનદારો લોકો ઉપર બેફામ સિતમ ગુજારતા હતા માનવજાત ઉપર જે જોરજુલમ થતા હતા તેનો ઉપાય ધર્મ આપી શકતો ન હતો આજથી ૧૩૫૦ વર્ષ પહેલાંની આ ભૂમિકા હતી.

યહુદી ધર્મના તત્ત્વોમાં પ્રથમ યુગે "તમારા ગાલ ઉપર એક તમાચો મારે તો તમારે બે મારવા અને તે પણ એવા કે ફરી તમાચો મારવાની હિંમત ન કરે!" એ હતુ.

મુસાએ તેને મર્યાદા આપી. તેમણે કહ્યું · ' જે મારે તેને બદલો આપો પણ એક મારે તેને એક મારો, પણ એવું મારો કે ડંખ ન રહી જાય! તે માટે ન્યાય જાળવો એટલે જેટલું સામેથી કર્યું હોય તેટલું જ તમે કરો!"

પણ, ઈશુએ જોયું કે દરેક વાતમાં બદલાને પ્રધાનતા આપવામાં આવે તો મનમાંથી રોષ નીકળે નહીં. એટલે આસ્તિક ધર્મની જેમ માનવું કે આ તો પુનર્જન્મનો લેણિયાત છે. તેનું લેણું મારે પતાવી દેવું એટલે ગુસ્સો નહીં કરવો–બદલો નહી લેવો! જો કદાચ ગુસ્સામાં તે જમણા ગાલે તમાચો મારે તો તારે ડાબો ગાલ આગળ ધરવો. તેને પસ્તાવો થાય કે મે ભૂલ કરી છે

આમ અન્યાયના પ્રતિકારની ત્રણ શ્રેણીઓ ત્યાંના લોકોમાં હતી. જૂના કરાર પ્રમાણે "એક મારે તેને બે મારો અને તે પણ બો ભૂલી જાય તેવી રીતે મારો" મુસાના નવા કરાર પ્રમાણે —મારે તેને મારો પણ ન્યાય જાળવવા, નહિ કે ડંખ વધારવા; ત્યારે ઈશુએ કહ્યું : "મારે તેને માફી આપો!"

ઇશુનો અંત કઈ રીતે આવ્યો તે આપણે જોઈ લીધું—પણ ઈશુના અવસાન બાદ તેના સિદ્ધાંતોનો પ્રચાર પેલેસ્ટાઈનની ઉત્તર-પશ્ચિમ એટલે કે યુરોપમાં વધારે થયો. તેના સિદ્ધાંતને દક્ષિણ – પૂર્વ તરફ વેગ ન મળ્યો. કહેવાય છે કે અરબસ્તાન તરફ મુસાની સાથે જૂના કરારને માનનારા લોકો જોર્ડન થઈને આવેલા. આ લોકોનો કાયદો હતો કે "મારે તેને બો ભૂલે તે રીતે મારવો!" અહીંના અરબસ્તાનના લોકોમાં પણ એ જ કાયદો હતો. જંગલી અવસ્થામાં આવું જ હોય છે. આપણે પણ ઉશ્કેરાટમાં જંગલી થઈએ તો આપણા માટે પણ આવો જ કાયદો બની જાય છે.

તે વખતે ઉપર બતાવ્યા તે ત્રણ અલગ અલગ ધર્મો હતા. તેમની આપસમાં લડાઈઓ થતી રહેતી જેથી પુરૂષો કપાતા અને સ્ત્રીઓ વિધવા થતી એટલે એક માણસને ગમે તેટલી સ્ત્રીઓ કરવાની–ગુલામ તરીકે રાખવાની છૂટ હતી. તે વખતે ધર્મે રાજ્યનો આશ્રય લીધો હતો એટલે રાજ્ય–રાજા મુખ્ય બની ગયા હતા. તે કહે તે ધર્મ મનાતો. પ્રજા માટે બે વાતો હતી. કાં તો કર્મકાંડોને આધીન થાય–કાં રાજાને તાબે થાય. આવી પ્રજાને ધર્મને રસ્તે લાવવી હોય તો તેને તબક્કાવાર ધર્મની વાતો સમજાવવી પડે. મહંમદ સાહેબ આવી પરિસ્થિતિમાં જન્મ્યા હતા એટલે તેમને કેવા યુગમાં, કેવી પ્રજાને ઘડવાની હતી તેનો સાચો ખ્યાલ આવી શકશે અને તેમાં ઇસ્લામનું રહસ્ય જાણી શકાશે.

**મહંમદ પયગંબરનું જીવન-કવન**

હવે મહંમદ સાહેબના જીવન ઉપર નજર નાખીએ. તેમણે પિતાનું સુખ જોયું ન હતું. પિતા અબ્દુલ્લા તેમના જન્મ પછી તરત મરણ પામ્યા હતા. માતા 'અમીના' પણ જન્મ આપીને બીજે વરસે વિદાય થયા. એટલે મહંમદ સાહેબને જે વાત્સલ્યનું સુખ મળવું જોઈએ તે મળ્યું નહોતું. તેમના પરદાદા અને કાકા અબુતાલીબે તેમને ઉછેર્યા હતા. જે પ્રેમ અને સંસ્કાર માતાપિતાથી મળે તે દાદા કે કાકાથી ન મળી શકે. ઇસ્લામમાં જેહાદની જે વાત આવી તેમાંનું કેટલુંક તત્ત્વ આ ખામીમાંથી આવ્યું છે. પ્રેમ રાખીને યુદ્ધ થઈ શકે એ વાત તે કાળે તેમના માટે નવી હતી.

તેમના દાદા 'અલીકાસમ' મક્કાના હાકેમ ગણાતા. તે વખતે યજ્ઞો ખૂબ થતા. દેવ-દેવીઓને ધરાવવાનો રિવાજ હતો. કેટલાક પશુ ચઢાવતા કેટલાક મનુષ્યો પણ બલિ ચઢાવતા મહમદ સાહેબ ઉપર પણ તે અંગે વીતી ગયેલું તેમના દાદાએ વિચારેલું કે મને વધારે દીકરા થશે તો એક દીકરો દેવને ચઢાવી દઇશ. આવી ક્રૂર પ્રથાની છાપ નાના બાળક મહમદ ઉપર પણ પડી અને ઇસ્લામમાં મૂર્તિપૂજાનો કટ્ટર વિરોધ પાછળનો આશય તે કારણે સમજી શકાય છે તે વખતના લોકોની બુદ્ધિ સાત્વિક અને તીવ્ર હતી જ નહી, એમ કહીએ તો ચાલે! વિવેક તો હતો જ નહીં! એટલે મૂર્તિપૂજાનો એવો કટ્ટર વિરોધ થયો કે તેના પ્રત્યાઘાત રૂપે ઠેર ઠેર પીર ઊભા કર્યા, તાજીયા કાઢ્યા

**અલ અમીન!**

નાનપણથી જ મહમદ સાહેબ વેપારમા નિષ્ણાત હતા દેશપરદેશ કાફલામા જતા તેમને લોકોનો ઊંડો સપર્ક થયો અને માનસશાસ્ત્રનો સારો એવો અનુભવ થયો તેમની ઇમાનદારીના કારણે તેમને અલ-અમીનનો ઇલ્કાબ મળ્યો હતો

મહમદ સાહેબ એક શ્રીમતને ત્યા નોકરી કરતા હતા તેમણે પોતાના કાર્ય અને પ્રમાણિકતાની એવી સુદર છાપ પાડેલી કે તે શ્રીમત ગુજરી જતા તેની વિધવા બાઇ ખતીજાએ તેની સાથે ફરી નિકાહ પઢવાનુ કહ્યું.

પહેલા તો તેઓ કઇક આનાકાની કરે છે કે માલિકણ સાથે લગ્ન નહીં કરી શકુ! પણ બાઈ, પોતાની સુરક્ષા, પ્રેમ વગેરે બતાવી તેમને રાજી કરે છે મહમદ સાહેબ તેને પરણે છે, પણ ખરેખર તેમને લગ્નજીવન અગે મોહ હોય તેમ લાગતુ નથી કારણ કે એ જમાનામા એક પુરુષ ઘણી યુવાન સ્ત્રીઓ પરણી શકતો, તેવી સ્થિતિમા મહમદ સાહેબ લગ્નજીવન માટે, મોટી ઉમ્મરની સ્ત્રીને પરણે તેની પાછળ કઇક તત્ત્વ રહેલુ હોવુ જોઈએ

એનો ભેદ ત્યારબાદના તેમના જીવન ઉપરથી મળી આવે છે. તેઓ ટેકરીઓ ઉપર જઇને ચિંતન કરતા જોવામા આવે છે. કેટલોય સમય પસાર થઈ જાય છે, એનુ તેમને ધ્યાન રહેતુ નથી. તેઓ સાધનામા મગ્ન રહે છે. આ સાધનાને વહી કહેવામા આવે છે આ

વહીમાં તેમને પૈગામ (ખુદાનો સદેશ) નાદ સભળાય છે પણ તે એટલા બધા ભોળા છે કે મદીના જઈને રડે છે કે મને અવાજ સભળાયો

કુરાનમા 'વહી'નો જે પાઠ છે તેમા એ શબ્દો સઘરાયેલા છે બીજા ભાગમા અનુભવેલુ છે

તેઓ ઘેર આવીને પત્નીને કહે છે 'હુ ગાડો તો નથી થઇ ગયો ને! મને આવુ કેમ સભળાય છે?"

ખતીજા કહે છે "મારા ખાવિદ! એવુ નથી તમે જે સાભળો છો તે સાચુ છે!"

એ પતિ-પત્નીનુ કેવુ સગળ જીવન હતુ! તે આ ઉપરથી જાણવા મળે છે તેમને ત્રણ ચાર ચાહનાર હોય છે તેઓ એની સાથે ભળે છે તેમની પાસ ખૂબ સપત્તિ હતી, છતા સાદાઇથી રહેતા તેઓ શરમાળ, એકાતપ્રિય, સાત્ત્વિક અને વિશ્વાસપાત્ર હતા

ધીમે ધીમે તેઓ જે કહેતા ગયા તે લોકોના મગજમા ઊતરતુ ગયુ લોકો તેમને ધ્યાનથી સાભળવા લાગ્યા આથી તે વખતના શાસક અને અમીર વર્ગમા ખળભળાટ થયો તેઓ એમને ચકાસવા માટે જાતજાતના પ્રયોગો કરવા લાગ્યા

**કેટલાક પ્રસગો :**

એક જેડ નામનો ખ્રિસ્તી ગુલામ હતો લોકોએ મહમદ સાહેબની મશ્કરી કરવા ખાતર કહ્યુ કે "આ ગુલામ છે, ખ્રિસ્તી છે, તેને ધર્મ પમાડો! તમને તો વહી આવે છે!'

ત્યારે તેમણે જે જવાબ આપ્યો તે ખરેખર તેમની ઉદારતા બતાવે છે! તેમણે કહ્યુ "ધર્મ એવી વસ્તુ નથી કે જે કહેવાથી આવે કે અપાય! એટલે ઈશુએ જે કહ્યુ છે તે જ હુ કહુ છુ!"

અહી આપણને તેમના જીવનમા સર્વધર્મ સમન્વય અને પયગબર સમન્વય જોવા મળશે ખુદાના બધા બદા એક જ છે તેમની વચ્ચે ભેદ નથી, એવુ તેમણે કહ્યુ અને ભાઇચારાનો પ્રચાર કરેલો તેનો એક પ્રસગ આ પ્રમાણે છે

મહમદ સાહેબ જે ઝાડ નીચે પ્રાર્થના કરતા ત્યાં કેટલાક

ખ્રિસ્તીઓ પ્રાર્થના કરવા બેઠા છે. હજરત જરા મોડા પડ્યા હતા. તેઓ આવ્યા કે પેલા ઊઠવા લાગ્યા એટલે મહમદ સાહેબે કહ્યુ : "તમે અહીં જ પ્રાર્થના કરો ! નમાજ અને પ્રાર્થનામાં ભેદ નથી. એક અદબ વાળે છે. એક ઘુટણીએ પડે છે. બન્નેને સરખુ જ મળે છે. ધર્મ સૌનો સરખો છે. તમે જે દેવને માનતા હો એને માનો !"

આ ઉપરાત મહમદ સાહેબ માણસના ભાઇચારા અને પ્રેમમાં ઘણુ માનતા. એકવાર કેવળ ચાર પાચ જણુ બાકી રહ્યા ત્યારે તેમના કાકા 'અબુ તાલિબે' કહ્યુ "મહમદ ! હવે આપણે ચાર-પાંચ જણુ રહ્યા છીએ એટલે તુ કોઈ ચમત્કાર બતાવ !"

ત્યારે તેમણે કહ્યુ કે ચમત્કારની વાત કૃપા કરીને મને ન કહેશો. ચમત્કારથી ધર્મ-પ્રચાર થતો નથી, પણ પ્રેમ અને મહોબ્બતથી થાય છે.

**પરીક્ષા પ્રસગો**

તેમણે સત્ય પ્રેમથી લોકોના દિલ એવી રીતે જીતી લીધેલા કે તેને ચમત્કારજ ગણવો પડશે તેમણે કોઈ ભૂરકી નહોતી છાટી પણ તેમના અનુયાયીઓ, તેમને માટે પ્રાણ આપવા તૈયાર રહેતા

એક હબસી ગુલામ બિલાલને પરીક્ષા લેવા માટે ધગધગતી રેતીમા સુવાડવામા આવ્યો હતો, પણ તેણે ઇસ્લામ ધર્મ છોડવાનુ નામ ન લીધુ. તેમણે ગુલામોને પણ માનવ ગણ્યા અને પ્રેમથી પોતાના કરી લીધા.

એક વાર એક શ્રીમતે સુવેબ નામના ગુલામને કહ્યુ : "તારા હજરતની એવી દશા કરશુ કે ખબર પડી જશે !"

સુવેબે કહ્યુ "હજરત કરતા મને મારવો હોય તો મારી નાખો ! મારા કુટુબને પાયમાલ કરી નાખો ! પણ હુ ઇસ્લામને છોડનાર નથી !"

એવા જ એમના એક બીજા ભક્ત યાસિહ અને તેની પત્ની સમિયાને, ભાલાની અણી ઉપર સુવાડ્યા અને કહ્યુ "ઇસ્લામ છોડો !"

"તેમણે કહ્યુ "ના ! બધા માનવો એક છે. ખુદા એક છે. તે બધાનો છે બધા તે ખુદાના સતાનો છે !"

આ ઇસ્લામનુ રહસ્ય છે. તેણે ઇમાનદારી અને બિરાદરી શીખવી છે. હજરતના જીવનમાં ઊંડા ઊતરીએ તો આ બધી બાબતો મળવાની છે.

ઇસ્લામ પેદા થયો તે વખતની પરિસ્થિતિનો ખ્યાલ કરતાં, તડબૂચની જેમ માણસને ચીરવાની અને બલિ આપવાની પ્રથાનો વિચાર કરતા; અને તે વખતની વહેમ અને અંધશ્રદ્ધામા ઉછરતી પ્રજાને ઠેકાણે લાવવા માટે, તે કાળની સ્થિતિ પ્રમાણે જે વહેવારિક પગલુ કોઈ પણ ધર્મનેતા લાવી શકે તો તે મહંમદ સાહેબે ઇસ્લામરૂપે ભર્યું હતું તેમણે ઈમાનદારી, બિરાદરી, એક ઇશ્વિર પ્રત્યે અતૂટ શ્રદ્ધા અને ન્યાય એ ચારેયનુ આરંભ પ્રજામાં જે સત્ત્વ ભર્યું છે તે આજે પણ છે., જો કે ઇસ્લામના નામે, પાછળના શાસકો અને આક્રમણકારીઓએ તલવારના જોરે વટાળ પ્રવૃત્તિ ચલાવી હતી, પણ ખરૂ જોવા જોઈએ અને ઊંડા ઊતરીએ તો જણાશે કે તે વાત ઇસ્લામના સિદ્ધાંતોની વિરુદ્ધમા હતી પણ તેણે જે સંજોગોમા માણસાઈના દીવા પ્રગટાવ્યા છે તે માટે દરેકને માન થયા વગર નહી રહે.

ઉપર જોયુ તો તે વખતનો સિદ્ધાંત વગરનો સમાજ એક નિશ્ચિત માનવીય આદર્શો અને મર્યાદામા બંધાઈ ગયો હતો. તે વ્યવસ્થિત બન્યો અને એકબીજાના ગળા કપાતા બંધ થયા માણસોના બલિદાનો બંધ થઈને બકરાનુ બલિદાન આવ્યુ ભારતમા પણ વૈદિક હિંસા ક્રમશ અહિંસા તરફ વળી તેમા માનવબલિના બદલે પશુબલિનુ જ પગથિયુ આવ્યુ છે ! એ વખતે પણ તેમને માનનારો મોટો સમૂહ હતો અને આજે પણ તે જગતના મોટી સખ્યાના અનુયાયી ધરાવતો ધર્મ હોઈને તેનામા જરૂર કોઇને કોઈ વિશેષતા–આકર્ષણ નો હશે જ; એમ વિચારક તારવ્યા વગર નહી રહે



## ચર્ચા – વિચારણા

**પૂ. ગોપાલ સ્વામીએ** ચર્ચાનો પ્રારંભ કરતાં કહ્યુ "વત્થુ સહાવો ધમ્મો"—વસ્તુનો સ્વભાવ એ ધર્મ તે વ્યાખ્યા ખૂબ જ ગમી છે. ઇસ્લામ ધર્મમાં સારી વાતો છે પણ કાળે કરી તેમાં કચરો વગેરે પણ ભરાયો છે. તેવી જ રીતે ઇસ્લામની ઇમાનદારી, વ્યાજ ન

સેવુ, માનવ એકતા એ બધી વાતો સાર રૂપે છે; પણ ઝનૂન, માંસાહાર વગેરે તજવા જેવી વાતો છે.

**શ્રી. પૂંજાભાઈ :** "આપણે ઇસ્લામ તરફ સૌમ્ય નજરે જોવાની ટેવ પાડવી પડશે. મહમદ પયગંબર અને બીજા ઇસ્લામી મહાત્માઓનાં જીવન–કવન અને સૂચન અંગે પણ તટસ્થ ભાવે વિચારવુ પડશે કુરાનના સાચા સંશોધનથી અને સર્વધર્મ સમન્વયી ક્રાંતિકારોનાં જીવનથી સારૂ પરિણામ આવશે ગાંધીજીએ જે નવી દૃષ્ટિ આપી છે; તેથી રસ્તો નજરે ચડયો છે!

**શ્રી બળવંતભાઈ** · "મને તો લાગે છે કે ભારત હિંદુ–મુસ્લિમ એકતામા આગળ વધશે. અહી સર્વાંગીક્રાંતિકારો, આદિ મનુ ભગવાન, ઋષભદેવ વગેરેએ માનવજાતને અહિંસા તરફ આગળ વધારી છે તેમાંયે પ્રભુ મહાવીરે ઊંડી રીતે અહિંસા આપી છે એટલે ભારત હિંદુ–મુસ્લિમ એકતામા આગળ રહેશે તેમજ મઝહબનાં ઝેર દૂર થશે!"

**શ્રી. ગોસ્વામી :** "સાચા આરબો, જેમણે ભાથુ ખાવા બદલ જાન આપ્યા છે કે તેટલી હદે ઝઝૂમ્યા છે. આમ ત્યા નેકી અને પ્રમાણિકતા છે."

**પૂ. ગોપાલસ્વામી :** "તેરાપથી આચાર્ય તુલસીજીએ કહેલુ કે, શંકરાચાર્ય જેવા પણ જૈનધર્મને હિંદમાંથી ન કાઢી શકયા. તેનાં કારણોમાં તેનુ ખેડાણુ ઊંડુ હતું. તેણે વૈદિક ધર્મને અહિંસક રૂપ આપ્યું જે ઇસ્લામ ધર્મને પણ અસર પહોંચાડશે"

**શ્રી. બ્રહ્મચારીજી :** "મુસ્લિમ ધર્મનુ પણ સંશોધન થાય તો તે પણ જગતને ઉપયોગી થઈ શકે તેમ છે"

**શ્રી. બળવંતભાઈ :** પૂ. સંતબાલજીની અધ્યક્ષતામા કાલબાદેવી પાસે સર્વધર્મ પરિષદ ભરાઈ હતી ત્યાં મેં એક મૌલવીને કહેતા સાભળ્યા હતા કે, "ગાયનાં માંસની મના અમારી કોમ આજ સુધી પાળે છે. ભૂલથી ખાનારને નાતબહાર મૂકાય છે. મતલબ કે ઇસ્લામમાં પણ માંસાહાર સંપૂર્ણપણે નથી!"

**પૂ. શ્રી. સંતબાલજીએ** ઉપસંહાર કરતા કહ્યું "એશિયા–આફ્રિકાના પ્રતિનિધિની પરિષદ સફળ થઈ. તેમાયે હિંદુ–મુસ્લિમ એકતા કારણભૂત હતી તે ન ભૂલવુ જોઇએ. (તા. ૨–૯–૬૧)



[ ૯ ]

# ઇસ્લામની વિશેષતાઓ

આ અગાઉ જગતના મુખ્ય ધર્મોની વિશેષતાઓ તેમ જ તેમની સ્થાપનાના ઊંડાણુની વિચારણામા આપણે ઇસ્લામ ધર્મના ઊંડાણુમાં વિચાર કરી ગયા છીએ અહીં ઇસ્લામની વિશેષતાઓ શું છે તે વિચારશુ

કોઈપણ ધર્મ એકાએક ઊભો થતો નથી કે થયો નથી એવુ જ ઇસ્લામનુ પણ છે હજરત મહમદનુ જીવન તપાસીએ, તે વખતની જનસ્થિતિનો તાગ મેળવીએ કે ભૌગોલિક સ્થિતિનો વિચાર કરીએ તો આપણી સમક્ષ ઇસ્લામની વિશેષતાઓ આપોઆપ પ્રગટ થશે.

## મૂસા અને ઇશુના મધ્યસ્થ મહંમદ :

તે વખતે કુરેશીઓ જે ધર્મ પાળતા હતા તે જૂનો ઇસ્લામી ધર્મ હતો. તે મોઝીજનો–મૂસાનો ધર્મ હતો યહુદીઓનો તે ધર્મ હતો બીજી બાજુ ઇશુએ ચલાવેલ ખ્રિસ્તીધર્મ હતો મૂસાના ઉપદેશમાં ઇંટનો બદલો ઇંટથી લેવાનો હતો તેમા ગુનેગાર દબાઈ જતો પણ ડંખ રહી જતો ત્યારે બીજી બાજુ ગુનેગારને શરમાવીને શાંત કરવાનો અતિ પ્રેમનો ઇશુનો રસ્તો હતો, પણ તે વખતની પરિસ્થિતિ પ્રમાણે તે વહેવારુ ન બની શક્યો મૂસાનો માર્ગ તો વહેવારુ ન હતો આપણે બે વિશ્વયુદ્ધો જોયા પહેલી વખતે જર્મનીને કચડીને બેસાડી દેવામાં આવ્યુ તો હિટલર પેદા થયો તેણે બમણા વેગે બીજુ વિશ્વયુદ્ધ આદર્યું. એટલે જ હિંસાનો બદલો હિંસામા લેવા જતા પ્રતિહિંસા બમણા બળે ઊભી થાય છે, એ ખતરો છે આની સાથે જુલમગારની સામે શાંતિ રાખવાથી અને કંઈ પણ ન કરવાથી સમાજ સુખ–શાંતિપૂર્વક ન ચાલી શકે. તેમા જુલમગારને છૂટો દોર મળે અને દાંડ તત્ત્વો જોર કરે. એટલે એ બનેની વચ્ચે મહમદ સાહેબે મધ્યમ માર્ગ કાઢ્યો કે સમાજમા ન્યાય ટકાવી રાખવા ખાતર જો કંઈ કરવુ પડે–સજા આપવી

પડે તો ઇશ્વરની સાક્ષીએ આપો વ્યકિતગત દ્વેષ માટે નહી, પણ સામાજિક ન્યાય માટે તેમ કરવુ પડયુ છે તેવો ઇશ્વરની હાજરીમાં એકરાર કરો. ઇસ્લામે ન્યાયને મહત્ત્વ આપીને યોગ્ય કાર્ય કરવાનુ કહ્યુ.

મુસાનો અને ઇશુનો માર્ગ એટલો બધો અથડાતો હતો કે ત્યારે ધર્મના નામે ૨૭ વાર ધર્મયુદ્ધો થયા હતા એકાંત બદલો લેવાની રીત કે ક્ષમા આપવાની રીત એ બન્ને વહેવારિક બની ન હતી. ઇશુના સિધ્ધાતમા 'ડાબા ગાલે તમાચો મારે તો જમણો ધર' એ વાક્ય હતુ પણ ત્યાથી આગળ વધીને જો બેશરમ થઈને કોઈ જમણા ગાલે પણ મારે તો શુ કરવુ એ પ્રશ્ન હતો જેનો ઉત્તર મુહમદ સાહેબે ઇસ્લામ-ધર્મ રૂપે આપ્યો હતો.

### આઠ આદેશો

કુરાનમા નજ્જાસી બાદશાહને હજરત મુહમદ પયગબરે જે આઠ આદેશો આપ્યા છે તે વિચારવા જેવા છે. તેમણે કહ્યુ —

( ૧ ) **ખુદાને માનો** બધુ ભૂલી જાવ ! આટલુ યાદ રાખો કે ખુદા એક જ છે તેને જ પૂજો–બીજા બધા ગૌણ છે " बिस्मिल्ला इर् रहमान इर् रहीम ! " અલ્લા તાલા એજ મોટો દયાળુ છે–દયા યાચવી હોય તો તેની યાચો, અન્ય દેવોની નહી જીવનમા ખુદાઈ તત્ત્વ આવવુ જોઈએ, અભિમાન હશે ત્યા સુધી ખુદા આગળ સાફ થઈ શકશો નહી.

( ૨ ) **સત્ય આચારો** જીવનમા ખુદાઈ આણવા માટે "ખુદી" અહકારનો ત્યાગ કરી સત્ય આચરો બદગી માટે પવિત્ર બનો–પવિત્ર ના બનો ત્યા સુધી બદગી નહી થાય.

( ૩ ) **પાડોશી હક્ક જાળવો :** બીજા ઉપર વધારેમાં વધારે રહેમ કરો તમે જો ખુદા પાસે રહેમ ઇચ્છો છો તો તમારાથી નાના છે; ઓછી શક્તિવાળા છે, ઓછાં સાધનવાળા છે તેમના તરફ રહેમ રાખો અને તમારા પાડોશી ઉપર પ્રેમ રાખો.

(૪) **થાપણ ન પચાવો :** કોઈએ વિશ્વાસે રાખેલી રકમને ઉચાપત ન કરો કારણ કે ખુદાને કેવળ યકીનવાળા ઈમાનદાર લોકો જ પસંદ છે.

(૫) **સ્ત્રીનું સન્માન કરો :** તેના ચરણમાં સ્વર્ગ છે માટે તેની પ્રતિષ્ઠા કરો તે વખતે ગુલામો અને તેમાય સ્ત્રી ગુલામોની પ્રથા હતી. માત્ર અરબસ્તાનમાં જ નહી, આખા યુરોપમા અને એશિયામા પણ તે ફેલાયેલી હતી. જૈનોના અતિચારોમા પશુ–પખી જેમ દાસ–દાસીની મર્યાદાનો ઉલ્લેખ છે

(૬) પવિત્ર રહો !

(૭) બદગી કરો...

(૮) રહેમ કરો

તેમણે નોકરને પણ ભાઈની જેમ ગણવાનુ કહ્યુ ગુલામોને પણ બિરાદર માનવા કહ્યુ, તેમજ ખાન–પાન અગે કોઈ પણ પ્રકારનો વેરો–વચો ન રાખી એકતા સાધવાનુ કહ્યુ

**દારૂનો નિષેધ :**

ઈસ્લામના પવિત્ર આદેશોમા એક આદેશ એ પણ છે કે સાચો મુસલમાન ક્યારે પણ દારૂને અડશે નહી દારૂપીને પોતાની જાતને ભૂલી જવાય છે ત્યારે તેવી વ્યક્તિ કઈ રીતે ખુદાને યાદ કરી શકે? એટલે દારૂ પીવાની સદતર મનાઈ ઈસ્લામે કરી છે

**વધુ સ્ત્રીઓ શા માટે ?**

તે વખતે ખ્રિસ્તી લોકો અને આરબો વચ્ચે ધર્મની બાબતમા અણબનાવ ચાલતો હતો. ધીમે–ધીમે તે યુદ્ધ સુધી પહોંચ્યો. આવા ૨૭ યુદ્ધો થયાં એટલે ઘણા પુરુષો મરાયા અને સ્ત્રીઓ વિધવા બની. હવે

આનો નિકાલ કેમ કરવો ? આવી પરિસ્થિતિમા માર્ગ કાઢવા હજરત સાહેબે વધારે સ્ત્રીઓ કરવાની છૂટ આપી પણ ગુલામ કે રખાત તરીકે રાખવાની ના પાડી, લગ્ન કરીને રાખવાની છૂટ આપી. જો વધુ સ્ત્રીઓ વેશ્યા થાય, ગુલામ થાય, તેના કરતા લગ્ન કરવાનુ કહ્યુ. સાથે-સાથે સ્ત્રીઓના ચરણમાં સ્વર્ગ છે એમ જણાવી તેમણે સ્ત્રીઓના અધિકારોના નિયમો આપ્યા અને વારસાહક વગેરેની જોગવાઈ કરી

આમ તેમણે લગ્નજીવનનો સ્વીકાર કરાવી બ્રહ્મચર્યનુ તત્ત્વ વધાર્યું. હજ કરવા જાય ત્યારે બ્રહ્મચર્ય પાળવુ જ જોઈએ એવુ તેમણે ફરમાન કર્યું હજ કરીને પાછા ફરનાર માટેના નિયમોમા " સયમ " પણ આપ્યો.

તે વખતે લોકોનુ માનસ એટલુ બધુ જગલી હતુ કે માણસોને કાપીને ખાઈ જાય તેવી કક્ષાવાળા હતા તેમા પણ સ્ત્રી જાતિને એક જીવની મિલ્કત ગણનારા અને જરાક વાક થતા તેનુ ડોકુ કાપવામા ન અચકાનારા લોકો હતા ત્યારે મુહમદ સાહેબે જે કર્યું તેનુ મૂલ્યાકન કરશુ તોજ ઇસ્લામને સાચો ન્યાય આપી શકાશે જો કે ભારતમા ઇસ્લામીઓ લૂટ કરવા આવ્યા, કા સત્તા મેળવવા આવ્યા હતા એની સાથે ઇસ્લામના સિદ્ધાતોને કઈ પણ લાગતુ વળગતુ નથી. જો લૂટ કે અત્યાચારજ ઇસ્લામના સિદ્ધાત હોત તો અકબર, જહાંગીર, શાહજહા જે કળા સ્થાપત્યનો વિકાસ સાધી શકયા તે શકય ન થાત. ચગેઝખાન કે નાદિરશાહ જેવા લૂટારાઓને અન્ય લૂટારાઓજ ગણાવી શકાય તેમને કોઈપણ કક્ષાએ સાચા મુસલમાન કહી શકાયજ નહી

## સર્વધર્મ અને પયગબર સમભાવ

કુરાનમા બે વિભાગ છે એક 'વહી' વિભાગ છે જેમાં પ્રેરણાઓ આપેલી છે બીજો 'હદીસ' વિભાગ છે જેમા સમજણ-આજ્ઞાઓ આપવામા આવેલી છે તેમાં કહ્યુ છે કે " એમ ન માનશો કે કેવળ ઇસ્લામ ધર્મ, એજ સાચો ધર્મ છે, બીજા ધર્મ પણ સાચા છે.

એમ ન માનતા કે હુ એકજ પયગંબર છુ, આજ સુધીમા અનેક પયગબરો થઈ ગયા છે અને બીજા થશે " તે ઉપરાંત કહ્યુ છે કે "દરેક દેશ અને જાતિમા પગબર થાય છે "

આમા પાચ પયગબર તો જાણીતા છે —નૂર, ઇબ્રાહીમ, મૂસા, ઇસા અને મુહમદ બીજા અનેક થશે જે સદેશો ખુદા આપે છે તેજ હુ આપુ છુ "

આમ આપણે જોઈ શકીએ છીએ કે ઇસ્લામમા બધા ધર્મ પ્રતિ અપૂર્વ સમભાવ બતાવવામા આવ્યો છે, એટલુ જ નહી બધા ધર્મ સસ્થાપકોને પણ માન્ય રાખવામા આવ્યા છે એટલુ જ નહિ જે નવા ધર્મસ્થાપકો થશે તેને પણ માન્ય કરવાનુ કહેવામા આવ્યુ છે એટલે એક હાથમા તલવાર અને એક હાથમા કુરાન એ ઇસ્લામ ધર્મ છે, એમ માનવુ ભૂલભરેલુ છે જો કે અન્યાયોની સામે ન્યાય ખરી લડત આપવા —ખુદાની સાક્ષીએ ઇસ્લામમ વિધાન છે પણ તે અન્યાય થતો હોય ત્યારે

## માંસાહારનુ વિધાન કઈ કક્ષાએ?

ઘણા લોકોને, ખાસ કરીને હિદુઓ અને જૈનોને ઇસ્લામના માસાહારનુ વિધાન તેને સારો ધર્મ મ નવા માટે રોકે છે આ અગે પણ તે કાળની પરિસ્થિતિ અને અરબસ્તાનની ભૌગોલિક પરિસ્થિતિ મવિશેષ જવાબદાર છે ઇસ્લામની જેમ ઇસાઈ ધર્મ માટે પણ માસાહાર અગેનો પ્રશ્ન ભૌગોલિક છે આપણે ત્યા પણ પ્રાચીન કાળમા લોકો વનસ્પતિ તરફ નહોતા વળ્યા ત્યારે ઋષિમુનિઓએ જગલમા માસાહાર કર્યાનો ઉલ્લેખ પુરાણોમા મળે છે હજુ પણ ઘણા સ્થળે ધર્મસ્થાને કે મદિરો ઉપર બલિદાન અપાય છે અને માસાહાર પ્રચલિત છે માસાહારનો સર્વપ્રથમ જીવદયાની દૃષ્ટિએ, જબ્બર વિરોધ કર્યો તો ભ અરિષ્ટનેમિએ અને ભગવાન મહાવીરે. હિદમા તેમની એ વિચાર-સરણી આગળ ધપી...હિદુઓ અને જૈનો તેમા ભળ્યા પણ બૌદ્ધોને અકાળના સમયે નમતુ મૂકવુ પડ્યુ અને આજે બૌદ્ધ ભિક્ષુઓમા સુઝતો માસાહાર

કલ્પનીય ગણાય છે. તેમા બાધ ગણાતો નથી. જગતમા એટલી બધી વનસ્પતિ પાકતી નથી કે ખોરાક તરીકે દરેક નિર્માંસાહાર કરી શકે। આ બધુ કહેવાનો સાર એટલો છે કે આપણે માંસાહારને ઉત્તેજન આપવા બેસતા નથી પણ કુરાનના માસાહારના વિધાનને તે વખતની પરિસ્થિતિએ ચકાસવા માગીએ છીએ એ વખતે માણસોને કાપીને ખાવા જેટલી જગલીયત હતી. એક તો અરબસ્તાનનો રેતીવાળો પ્રદેશ તેમા કઈપણ પાકે નહીં–ખોરાક મળે નહી એટલે લોકોની ભૂખ માણસને ખાઈને પણ સતોષાતી તેવા સમયે મુહમદે કહ્યુ "તુ માણસનુ માસ ન ખા!" એ ઉપરાત ખાન કરીને કહ્યુ "તુ ગર્ભિણી પશુનુ માસ ન ખાજે" આની પાછળનો ઉદ્દેશ્ય તો જો એકથી ચાલતુ હોય તો બેને ન મારજે, એ છે

સામાન્ય રીતે મર્યાદા કે પચ્ચકખાણુ આપવાનો જે નિયમ છે તે એ કે કદમૂળ ખાતા હોય ત્યા માસાહારની બાધા અપાય લીલોતરી ખવાય ત્યા કદમૂળની બાધા અપાય અને ત્યાગીના જીવનમા અમુક તિથિઓએ લીલુ પણ ન ખાવુ એવી બાધા અપાય આમ જે જે સ્થળે ખોરાક નિમિત્તે જે હિસા થતી હોય તેનાથી ઓછાનુ વિધાન થાય. માણસને ખાવાના બદલે માસાહાર આવે, માસાહાર પચેદ્રિયની હિસા કરતા કદમૂળનુ વિધાન કરવામા આવે અને કદમૂળ હોય ત્યા લીલોતરીના પચ્ચકખાણુ આવે પછી લીલોતરી પણ અમૂક દિવસે છોડવાનુ જણાવવામાં આવે આ વિશ્વમૈત્રીના અર્થમા આવે.

હિદુઓમા નરબલિમાંથી, પશુબલિ, પછી કોળા વિ વનસ્પતિનો ભોગ એ પરપરા આવી છે આમ છતા પણ આપણે એ જાણીને આશ્ચર્ય પામશુ કે 'હજ' તીર્થ કરવા જતા ત્યા માસાહાર કરવાનો નિષેધ કરવામા આવ્યો છે

**હજ કરવાના નિયમો :**

ઇસ્લામ ધર્મમાં હજ ( તીર્થ ) કરવા જવા માટેનાં ઘણાં પવિત્ર

નિયમો આપવામાં આવ્યા છે તે મુજબ (૧) હથિયાર સાથે લેવાં નહીં (૨) કોઈનું દિલ દુભવવું નહીં, (૩) હજ કરતી વખતે સ્ત્રીઓનું સન્માન જાળવવું સયમ પાળવો (૪) હજ કર્યા પછી સયમ પાળવો, (૫) કીડી પણ ન કચડાઈ જાય તે માટે પહેરવા પડે તો બહુ જ મુલાયમ જોડા પહેરવા, અને (૬) સાદા કપડા પહેરવા—આ નિયમો આપવામાં આવ્યા છે

જ્યારે હજ કરવા જવા સહુ નીકળ્યા ત્યા બધાને ડર લાગ્યો કે "અમે હથિયાર વગરના છીએ કોઈ અમને મારશે તો?"

ત્યારે હજરતે કહ્યું "સામેવાળો જોશે કે આ તો હથિયાર વગરનો છે એટલે ઉપદ્રવ કરવા નથી આવ્યો એ જાણીને તેના હૃદય ઉપર અસર થશે! માટે હથિયાર વગર જાવ, લોકોને સમજાવો કે ખુદા એક છે પયગબરનો સદેશો એક છે નેકી-ટેકીથી રહો, રહમ કરો!"

તેમણે આ રીતે જબરદસ્ત અહિંસક પ્રતિકાર શક્તિ લોકો આગળ રજૂ કરી. હજ-એટલે તીર્થયાત્રાને તેમણે સપૂર્ણ ધાર્મિક સ્વરૂપ આપ્યું તેમણે દાતણની સળીનો પણ દુરુપયોગ ન કરવો—લાબી ચલાવવી, પાણી નકામું ન ઢોળવું ૬ સુદર નિયમો આપ્યા

## તલવાર ક્યારે ઉપાડી?

હજરત મહમદ સાહેબે તલવાર ઉપાડી હતી એ વાત સાચી છે. પણ તેમને એ કયા સયોગોમા કરવુ પડયુ હતુ? તેનો વિચાર નહીં કરીએ તો આજના ઝનૂનને ટેકો મળી જશે

એક દિવસ એવો આવ્યો કે મક્કામા કેવળ ૪૦ માણસો જ રહ્યા મદીનાનો ટેકો તેમને ઓછો મળ્યો હતો આમ પણ મહાન માણસો ગામમા પૂછાતા નથી તુલસીદાસજીને બધા તુલસીઓ કહેતા તેમ મુહમદ સાહેબને હેરાન કરવા તેમના રસ્તામાં કાટાઓ વેરવામા આવ્યા. એમના ભક્ત યાસીર અને તેની પત્ની સામિયા ઉપર અત્યત

જૂલ્મ થયો. ભાલાની અણી ઉપર તેમને સુવડાવ્યા. બિલાસ નામના એક હબસીને ગરમ રેતીમા સેકી નાખવામા આવ્યો ત્યારે હજરત સાહેબે વિચાર્યું કે હુ ક્ષમા ધારણ કરી શકુ... પણ મારા કારણે લોકોને અસહ્ય યાતનાઓ સહેવી પડે તે સારૂ નથી એટલુ જ નહી, આવી નિર્માલ્ય-શાતિનો કોઈ અર્થ નથી જો શાતિ સામા માણસના અન્યાયને ટાળી શકતી હોય તો સારી વાત, નહી તર તલવાર ઉપાડવી જોઈએ એવા વિચારથી પ્રેરાઈને મુહમદ સાહેબે તલવાર ઊપાડી ધર્મ ઉપર જ્યારે આક્રમણ થાય ત્યારે કોઈ ચૂપ ન બેસી રહે જૈન મુનિ કાલિકાચાર્ય ઠેઠ અફઘાનિસ્તાન જઈને, વિદેશીઓની સહાયતા લાવીને ગર્દભિલ્લ રાજા સાથે લડયા જ હતા એટલે તેમણે ધર્મ યુદ્ધ નહી પણ ધર્મ ઉપર થતા અત્યાચારોનો પ્રતિકાર કરવા "જેહાદ" ઉપાડી. તે આદોલન સીરિયાની ઉત્તરથી શરૂ થયુ તે ઠેઠ હિન્દી-મહાસાગર સુધી લબાયુ

આ 'જેહાદ'ની પાછળની ભાવના ખરી રીતે સમજવામા આવતી નથી બાદના ખલીફાઓ રાજ્ય અને ધર્મને મેળવી દેતા તેમણે ધર્મના નામે પ્રદેશ જીતવાની સ્વાર્થી ભાવનાને "જેહાદ"મા ખપાવી, પરિણામે મુસ્લિમ હુમલાખોરો-લૂટારાઓનો એક અળગ ઇતિહાસ આલેખાયેલો છે પણ ખરેખર તો ધર્મ કે ન્યાય સિવાય ઇસ્લામમા કયાયે લડાઈ કરવાનુ સૂચન નથી. એટલે જ કરીને સ્થિર થયેલા મુસ્લિમ રાજ્યો લડાઈની વાતો કરતા નથી અગ્રેજોએ ભેદભાવની નીતિ અપનાવી ઝનૂનનુ ઝેર ખૂબજ રેડયુ હતુ અને હિદના બે ભાગલા થયા ભારત અને પાકિસ્તાન. પાકિસ્તાને ઈસ્લામના નામે તૂત વહેતું તો મૂકયુ પણ તેને બહુ ટેકો મળતો નથી. આખા વિશ્વને ઈસ્લામી બનાવવાની અને ઈસ્લામી રાષ્ટ્રોનુ એક સગઠન કરવાની વાતને અન્ય મુસ્લિમ રાષ્ટ્રોનો ટેકો ન મળ્યો

**ઈસ્લામ રાજ્ય-આશ્રિત કેમ થયુ ?**

ઈસ્લામ રાજ્ય આશ્રિત કેમ થયુ તેનુ કારણ રાજ્ય વધારવાની

તૃષ્ણાજ હતી. ધર્મગુરુ એજ રાજા હોઈને રાજ્ય અને ધર્મ એક થઈ ગયા. અલી હજરત જે મુહમ્મદ સાહેબના જમાઈ થતા હતા તેમણે ખલીફા હોવા છતા જે ઉપદેશ આપ્યો તેથી રાજ્ય અને ધર્મ મળી ગયા. ખ્રિસ્તીઓના સમયમા રાજ્યાધીન ધર્મ બન્યો અહી ધર્માધીન રાજ્ય બન્યુ પણ લોકસગઠનો બાકી રહી ગયા રાજ્યને શુદ્ધ કરનારા તત્ત્વ ધર્મની અસર ઊઠતી ગઈ પરિણામે અલિ હજરતના બે દીકરા ઈમામ હસેન અને ઈમામ હુસેનને સહન કરવુ પડયુ. હજરત સાહેબના કુટુબી મુઆવિઆના પુત્ર યઝીદે બહુ જુલ્મ કરવા માડયો તેણે આ બે ભાઈને મારી નાખવાનો પ્રયત્ન કર્યો તેણે હસનને ઝેર આપ્યુ અને હુસેન નાસી છૂટયો તે પહેલા જો કે તેણે લડાઈ આપેલી પણ ઘાયલ સૈનિકોને મૂકીને તે કરબલામા જાય છે ત્યા ખૂબ તરસ લાગે કે ખોબો ભરીનેજ પાણી રહ્યુ હોય છે ત્યારે તેમને પોતાના સાથીઓ યાદ આવે છે કે તેઓ પાણી વગર તરફડીને મર્યા અને હુ કેમ પાણી પી શકુ ! હુસેનની પોતાના ભાઈઓ માટેની આ જબર્દસ્ત કુરબાની હતી, તેની યાદમા આજે પણ તાજિયા નીકળે છે અને મુસલમાન લોકો મરશિયા ગાતા "હાય હુસેન યા હુસેન" કરીને છાતી કુટે છે અને પાણી છાટે છે. બીજાની સાથે આત્મીયતા કેળવનાર એ વ્યક્તિની કુરબાનીના નામે આજે તો તેના પ્રતીક રૂપે બિચારા બકરાને કાપીને કુરબાની ચઢાવવામા આવે છે આ પાછળથી આવેલી લોક-મૂઢતાજ છે

## ઈસ્લામનો સૂફી વાદ :

બલ્ખ પ્રાતના બાદશાહ ઈબ્રાહીમ આદમ થઈ ગયા તેમણે ઈસ્લામનો સદેશો ત્રણ વિભાગમા આપ્યો છે શિયા, સુન્ની અને સૂફી. સૂફી ઓલિયાઓ ઉપર વેદાંતની અસર છે આ સપ્રદાય અદ્વૈત તત્ત્વ ઉપર બહુ જોર આપે છે એમા જે ઓલિયાઓ, સતો થઈ ગયા તેમણે ઘણુ પવિત્ર જીવન જીવ્યુ છે

ઈસ્લામમા હિંદુઓની જેમ પવિત્ર ગૃહસ્થાશ્રમ ઉપર ઘણો ભાર મૂકવામા આવ્યો છે. એટલે ઈસાઈમા જેમ સાધ્વીઓ છે તેમ અહી

બહેનો ઇસ્લામમા ઓલિયા થઈ નથી કદાચ કોઈ સત કોટિની હશે તો પણ તેનુ સકલન ઓલિયા તરીકે થયુ નથી તે છતા આ ઓલિયાઓ કેટલુ ઉચુ જીવન જીવતા તેનો એક દાખલો આ છે –

સત હબીબ નામના એક ઓલિયા થઈ ગયા એક વખત કોઈ કામ માટે બાજુમાં ઊભેલી સ્ત્રીને કહ્યુ "ઝુબેદાને બોલાવો!"

ઝુબેદા તેમની જૂની દાસી હતી ત્રીસ વરસની જૂની હતી નાનપણથીજ ત્યા હતી અને જુવાન હતી તે બાઈ ઝુબેદાજ હતી તેણે આશ્ચર્યથી કહ્યુ "હુ જ ઝુબેદા છુ! આપ મને ઓળખતા નથી? બોલો શુ કામ છે?"

સત હબીબે કહ્યુ 'હુ ઇશ્વર સિવાય બીજા કાઈને જોતો નથી!'' આ ઉપરથી ખ્યાલ આવી શકશે કે તેઓ કેટલા સયમી હશે?

સૂફી સત બાદશાહોમા બલ્ખના ઇબ્રાહીમનુ નામ આગળ આવે છે પહેલા તો તે ખૂબજ વિલાસમા જીવન ગાળતા હતા તે વખતે એક પ્રસગ બન્યો એક ઓલિયા જેવા માણસ તેમની પાસે આવ્યો તેણે કહ્યુ "મારૂ ઊટ ખોવાયુ છે અહીં તો નથી ભરાયુ ને?"

ત્યારે બાદશાહ કહે છે 'અરે મૂરખના જામ! એટલી ખબર નથી પડતી કે ઊટ આ ત્રણ માળના મકાન ઉપર ચઢી શકે? એ તો જગલમા હોય! કાઈ વસતિમા થોડુ જ હોય!"

ત્યારે તે માણસ કહે છે 'હુ મૂર્ખ નથી તમે મૂર્ખ છો! આટલી બધી બાદશાહીમા, આટલી બધી વસતિમા ખુદાને શોધો છો તે મળશે ખરો!"

ઇબ્રાહીમઆદમને દિલ ઉપર ચોટ લાગે છે ઊટ જગલમા મળે તો ખુદા કયા મળે? તેના જીવનમા પલટો આવે છે.

તેજ વખતે એક બીજો પ્રસગ બને છે એક ફકીર તેમના મહેલમા આવી ચઢે છે તે પોતાનો બિસ્તરો ત્યા મૂકે છે બાદશાહ કહે છે,

" સાઈ આ તો બાદશાહનો મહેલ છે—ધર્મશાળા નથી તે તો પણે છે. ત્યાં જાવ !"

પેલો કહે ! " આ મુસાફરખાનુ જ છે નને ભલે એ મહેલ લાગે "

બાદશાહ જાણવા ઇંતેજાર થાય છે.

સાઈ કહે છે " આ મહેલ કોણે બધાવ્યો ? તારા દાદાએ ! એ તો ગયા તારા બાપ આવ્યા તારા બાપ ગયા કે તુ આવ્યો હવે તુ જઈશ એટલે તારા દીકરાઓ આવશે આમ મહેલ રહેશે—પેઢીએ રહેનારા બદલાતા રહેશે હવે એને મુસાફરખાનુ ન કહીએ તો બીજુ શુ કહી શકાય "

બાદશાહને ચિતન ચાલ્યુ —

" નથી સુખ પુત્ર પ્યારામા
નથી દિલ જાન દારામાં
નથી મહેલો ખજાનામાં
તમારૂ છે તમારામાં "

તમે જેની શોધમા છો, તેની ખબર કેવળ અનુભવીને છે ! બાદશાહને જબ્બર ચોટ લાગે છે અને તે એક દિવસ મહેલ છોડી ચાલી નીકળે છે રસ્તામા પોતાના કપડા અને ઘરેણા કાઢીને એક ભરવાડને આપી દે છે અને તેના કપડા પોતે પહેરી લે છે જગલમા લાકડા કાપીને તેને વેચીને જીવન ગુજારે છે ઇસ્લામનુ પવિત્ર અને સાચુ જીવન એટલે પવિત્ર રહો, હકનુ ખાવ, કોઇની થાપણુ ઓળવો નહીં, પાડોશી સાથે પ્રેમ રાખો ! આ બધા વ્રતો જીવનમા ઉતારવાનો પ્રયત્ન કરે છે આમ કરતાં પદર વર્ષ નીકળી જાય છે

ગયા તે વખતે તેમને એક વર્ષનો પુત્ર ને સોળ વર્ષનો થવા જાય છે. પિતા હજૂ હજથી પાછા ફર્યા નથી એટલે તે માને લઇને

તેમની શોધમા નીકળે છે, ધર્મસ્થાનકમા પૂછા કરે છે તો જવાબ મળે છે "અહીં ઈબ્રાહીમ નામના કોઈ ઓલિયા કે ફકીર નથી પણ, એક મજૂર છે"

એવામા એ માથે ભારો ઉપાડીને આવે છે શરીર પરસેવે રેબ ઝેબ થઈ ગયુ છે. કપડા ફાટી ગયા છે, શરીર સૂકાઈ ગયુ છે એક વખતના બાદશાહની આ દશા? સ્રીની આખમા દડદડ કરતા આસુ સરી પડે છે પેલો લાકડા વેચીને લોટ લાવે છે અને રોટલી બનાવે છે કે તેની બેગમ કહે છે "મને રોટી બનાવવા દો!"

બધા ખાવા બેઠા છે બેગમની આખમાથી આસુ બધ થયા નથી ત્યારે ભૂતકાળનો એ બાદશાહ કહે છે 'તુ મને રડે છે! પણ, મારૂ દિલ તને રડે છે તારૂ દિલ માલ–મિલ્કતમાથી હજૂ છુટુ થતુ નથી!"

આવા આવા ઓલિયા થઈ ગયા છે ઇસ્લામમા..!

## ઇસ્લામની સારી વાતો

ઈસ્લામની સારી વાતો આપણે લેવાની છે જગતને શાતિના રસ્તે લઈ જવુ હશે તો સારા તત્ત્વો લઈને જોડવા પડશે મે એવા ઘણા મુસ્લિમ કુટુબોને જોયા છે–જે ગાધીજીના સપર્ક પછી તદ્દન પવિત્ર રસ્તે ગયેલા છે એ નવા ફાલને અપનાવવાની જરૂર છે. ખાન-પાનના સબધો જોડવાની જરૂર છે, નહીતર જે કટ્ટર લોકો છે તેમાથી એ તરછોડાઈ જશે

આ બબાતમા ખાસ કરીને હિંદુઓએ સાથ આપવો જોઇએ. એટલે જ આપણે સારા તત્ત્વો તારવવા પડશે આપણે જ્યારે તારવણી કરશુ તો નીચેની વાતો સ્પષ્ટ આગળ આવશે —

(૧) પ્રભુ સહુનો એક છે. ધર્મ બધાનો એક છે. દરેક પયગબરો સરખા છે. એટલે પ્રભુના પ્યારા સહુએ એક થવાનુ છે. સહુ એક બિરાદરીના છે.

(૨) બદલાનો બદલો આપવો જ પડે તો પ્રભુની સાક્ષી રાખી તેના નામે બદલો આપવો તે પણ નિર્દોષ ઉપર અન્યાય થતો હોય ત્યારે! અન્યાયને ચૂપચાપ સહી ન લેવો!

(૩) નેકી અને પરસેવાની રોટલી ખાવી અનામતમા ખયાનત ન કરવી

(૪) વ્યાજ લેવુ હરામ છે કારણકે તે માણસ-માણસ વચ્ચે ભેદ પેદા કરે છે પાડોશી પ્રત્યે પ્રેમ રાખવો

(૫) સ્ત્રીઓની ઇજ્જત કરો! તેમના પગમા સ્વર્ગ પડયુ છે. તેમનો પણ જીવનમા સપૂર્ણ અધિકાર છે માટે તેને પરણો પણ રખાત કે ગુલામ તરીકે ન રાખો તેના સતાનોને સમાન વારસો આપો તેને તલ્લાક (છૂટછેડા) આપતા પહેલા તેની મજૂરી લો અને પાછળની ખર્ચીની વ્યવસ્થા કરી આપો તલ્લાક પામેલી સ્ત્રી પણ ઇચ્છે તો બીજાને પરણી શકે છે

જે જમાનામા તમણે સ્ત્રીની સ્વતત્રતાનુ આ જાહેરનામુ બહાર પાડયુ એ વખતનો કાળ જગલી હતો ઉઘાડી સ્ત્રીઓને પશુની જેમ બજારોમા વેચવામા આવતી એટલે તે કાળ પ્રમાણે તેમણે જે હિમતભર્યું સ્ત્રીની સમાનતાનુ પગલુ લીધુ તે ખરેખર અમૂલ્ય છે

આજે જો કે આપણને એમ લાગે છે આટલી બધી સ્ત્રીઓ કરવાની શુ જરૂર છે? તે વાત પણ વિચારવા જેવી છે એટલે પાકિસ્તાન જેવા દેશમા પણ એક સ્ત્રી કરવાનો કાયદો આવ્યો છે

આજે વિધવાઓ વેશ્યા થાય છે તેના બદલે તેમનુ સશોધન કરીને તેમને ગૃહસ્થાશ્રમમા લાવવી મહત્ત્વનુ કાર્ય છે. એક સ્ત્રી પણ એમ કહે કે હુ એની શોક થઈને આનદથી રહીશ તો ઇસ્લામનો તાળો મળી જશે.

(૬) બાદગી રાખો અને ખુદાની બદગી કરો. અને રહેમ પામવા બીજા ઉપર રહેમ કરો

(૭) ખુદાએ બીજી ઘણી વસ્તુઓ ખાવા માટે આપી છે તો માણસને કાપો નહીં, બલિએ ચડાવો નહી કે તેનુ માસ ખાવ નહીં.

(૮) દારૂ ન પીઓ કારણકે તે ઇન્સાનને બેહોશ કરે છે

આમ એક તદ્દન અસભ્ય માનવ સમાજને ઇસ્લામે નવો રાહ દેખાડયો અને તે ઉપર મુજબની સારી વાતોથી ભરપુર છે જો કે એમા આવી ગયેલ ઝનૂન, વટાળવૃત્તિ કે હિસા સારા નથી, પણ તે ઇસ્લામના આદર્શો સાથે મેળ ખાતા નથી તો આજે જરૂર છે કે ઇસ્લાનમા જે સામાજિક તત્ત્વો બિરાદરી નેકી, ટેકી, રહેમ દિલી અને સ્ત્રી સન્માન એને ઊભારવા જોઈએ તેથી ઘણી સામાજિક સમસ્યાઓનુ નિરાકરણ થઇ જશે; અને વિશ્વશાતિમા મહાન ફાળો આપી શકાશે.



## ચર્ચા-વિચારણા

### ભાષાનો ફરક પણ ઉપદેશ તો એક :

શ્રી. પૂજાભાઈએ આજની ચર્ચાનો પ્રારભ કરતા કહ્યુ અહીં જે શોધનથી કહેવાય છે અને ઊંડાણથી વિચારીને ચર્ચાય છે તેનો ખુદ મુસલમાનોને પણ ખ્યાલ હશે કે કેમ એ સવાલ છે ? સવારે નજ્જાસી બાદશાહે સૂચવેલા આઠ નિયમો જુઓ :—

(૧) એક ખુદા પૂજો !

(૨) સત્ય આચરો !

(૩) પડોશી હક જાળવો !

(૪) થાપણ ન ઓળવો !

( ૫ ) સ્ત્રીના ચરણે સ્વર્ગ માનો !

( ૬ ) પવિત્ર રહો !

( ૭ ) અંતરની ભક્તિ કરો !

( ૮ ) રહેમ કરો !

—આ ફરમાનો હિંદુધર્મથી કયા જુદા છે? કેવળ ભાષાના ભેદ છે. તેમજ અમુક ક્રિયાકાંડો તો ભૌગોલિક પરિસ્થિતિને આભારી છે એમ જોઈએ તો ફર્ક નહિ લાગે દા. ત. પાણી ઓછું હોય એટલે વજુ વ. કર્મો નક્કી થયા વાત સહુ એકની એક કરે છે. મસ્જિદમાં હિંદુ–મુસ્લિમ બન્ને પ્રકારના ઓઠ વેવાઈ–વેલા થાય છે. ત્યાં બ્રાહ્મણ પણ આવે છે અને કાજી પણ આવે છે. આમ જોતાં સામાન્ય લોકોમાં ધર્મના ભેદભાવની દિવાલ તો છે જ નહીં એટલું જ નહીં જે માંસાહારને મહત્વ આપવામાં આવે છે તેવો ભેદ હલકા વરણમાં નથી. ત્યાં હિંદુઓ પણ માંસાહાર કરેજ છે. રાજપૂતો માંસાહાર કરે છે. પંજાબ, કાશ્મીર અને બંગાળમાં સભ્ય હિંદુઓ પણ માંસાહાર કરે છે. એટલે એ ભેદ પણ નથી. કેવળ એકતાની વાત સમજણ પૂર્વક જ્ઞાન–વિજ્ઞાનમય રીતે ગોઠવી દેવાય તો એકતા મજબૂત થઈ જાય.

## હિંદુ-મુસ્લિમ એકતાની વાતો :

**પૂ. દંડીસ્વામી** “કાલાવાડમાં શીતળા માતાનું પૂજન છ માસ હિંદુઓ અને છ માસ મુસ્લિમ કરે છે. એટલે વિરોધને ભડકાવવામાં આવે તોજ તે ઝનૂનનું રૂપ ધારણ કરે છે. બાકી શંકરાચાર્ય, હજરત મહમ્મદ, મચ્છેન્દ્રનાથ તેમજ સિદ્ધસેન દિવાકર બધા ઈ. ૬૪૭ થી ૬૮૮ દરમ્યાન થયા છે અને તેમના સિદ્ધાંતો અને જ્ઞાન પ્રાપ્તિના માર્ગો વચ્ચે અદ્‌ભૂત રીતે સામ્ય મળે છે. એ અંગે સંશોધન કરી એકતા સ્થાપવી જોઈએ.

**કટ્ટરતા !**

**પૂ. નેમિમુનિ** “મુસ્લિમોમાં કટ્ટરતા એવી છે કે તે ઘણા

પ્રશ્નો પેદા કરે છે તેઓ કુરાન સિવાય કોઈ ધર્મગ્રંથને માનતા નથી. અહીં આવ્યા અને લાકડા મળવા છતા દફનાવવાનુ ચાલુ રાખ્યુ છે. મુસ્લિમ ધર્મગુરુઓ પણ પ્રાય રૂઢિચૂસ્ત હોય છે હિંદુઓ તો બીજામાથી ઘણુ તારવીને લે છે પણ તેવુ મુસલમાનોનુ નથી વળી તેમની સાથે ઓતપ્રોત થવામા તેનો બહોળો ભાગ માસાહારી હોઈને ત્યાંની ભિક્ષા કામમા આવશે નહી! એ સર્વધર્મ સમન્વયમા બાધક નહી બને?

**શ્રી. બળવતભાઈ** મુસ્લિમોમા ઈમાનદારી અને ભ્રાતૃત્વભાવ વિશેષ કહેવાય છે પણ અમદાવાદમા મને જે મુસ્લિમોનો અનુભવ થયો તે વિચિત્ર છે તેઓ ખૂબ દારૂ પીએ છે, જૂઠ્ઠ બોલે છે, ઝઘડો કરે છે. આ બધુ જોતા અને નેમિમુનિ કહે છે તેમ માસાહાર વ. જોતા, સર્વધર્મ સમન્વયમા આપણે ઈસ્લામ ધર્મની વિશેષતાઓ જરૂર તારવી શકીએ પણ એમની સાથે ઓતપ્રોત કઈ રીતે થઈ શકાય? જો કે કુરેશી કુટુબ, નાગોરી કુટુબ વ.ની વાત જુદી છે પણ, બાપુના વખત પછી આટલા પ્રયત્નોએ પચ-પચીશ કુટુબો પણ માડમાડ તૈયાર થયા હોય તો કેટલો લાબો સમય લાગશે?

### સસર્ગથી પ્રેમ વધે :

**શ્રી. સવિતાબેન** "અમે નાગરોળમા રહેવા ગયા ત્યારે મુસ્લિમ લત્તામા રહેવુ પડયુ પ્રારભમા તો માસ-મચ્છીની દુર્ગંધનો કડવો અનુભવ થયો પણ બીજા દહાડ ત્યાની બાલિકાઓ આવવા લાગી. પછી તો ગાઢ સબધો બધાયા તેઓ અમારા માટે ઘણીઘણી રીતે ઘસાતા અને જે ઈમાનદારી અને સ્નેહ દેખાડતા તે એવા હતા કે જયારે છૂટા થવુ પડયુ ત્યારે આખે આસુ આવ્યા હતા

**શ્રી. બ્રહ્મચારીજી** "એક ભાવના સિદ્ધ પુરૂષ પાસેથી મે જાણ્યુ કે તે મુસ્લિમ કુટુબમા બાર વર્ષ રહ્યા તે કુટુબે તેમની સેવા ચાકરી કરી હતી એટલુજ નહી, એ કુટુબમા માસાહાર તો શુ ડુંગળી-લસણ પણ ખાતા ન હતા ભક્તિ અને ઈમાનદારી તો અજબની હતી

**પૂર્વગ્રહો ટાળીએ :**

**શ્રી. બળવંતભાઈ** "આપણે અગાઉથી કંઈક નફરત અને પૂર્વગ્રહથી જોઈએ છીએ તે ખોટું છે. મિયા-મહાદેવની જટિલ ગાંઠ તો સુપ્રસિદ્ધ છે, તો પણ જો ખરેખર વિશેષતા તારવશું અને જીવનમાં ભરશું તો સર્વધર્મ સમન્વયના માર્ગે જવાનું થશે."

"એકવાર હું સારા એવા મુસ્લિમ કુટુંબને ત્યાં જમવા બેઠો પણ પ્રથમ તો કેમે કરીને ફાવે નહીં. જ્યારે બરાબર જોયું કે આ તો પાકું નિરામિષહારી કુટુંબ છે ત્યારે ગળે ઊતર્યું. પણ વાત ખરી છે કે પૂર્વગ્રહો પણ એમાં કારણરૂપ બને છે. એટલે સર્વધર્મ ઉપાસનામાં શું શું કરવું? એ પ્રશ્ન ઊભો થાય છે. ગાંધીજી અને રામકૃષ્ણ જેવાના ઉપદેશોની અસર છતાં પણ આ રંગે થોડાં કુટુંબો રંગાયાં અને જે રંગાયાં તે કુટુંબો સમાજમાંથી તરછોડાયાં, એટલે બાકીના ડરે છે. ગામમાં પણ ધર્માંધતાનું ઝેર ફેલાવવામાં આવે છે. એક ગામમાં એક મુસ્લિમ કુટુંબ ગણપતિની પૂજા ખાનગી રીતે કરતું પણ એક મૌલવી સાહેબે આવી મતભેદ પાડી દીધો. આમ જોવા જઈએ તો ઘણું સ્થળે પરસ્પરમાં ભળતાં કુટુંબો મળશે પણ તેમને વિશ્વના ધોરણે કઈ રીતે સાંકળી શકાશે? અહીં કદાચ આપણે બે-ચાર ભેગા મળીએ તો શું તેની વ્યાપક ધારી અસર થશે! આવા અનેક સવાલો ઉકેલવાના છે."



## પ્રશ્ન – વિચારણા

શિબિર કાર્યવાહીના વાચન બાદ આવેલ એક પ્રશ્ન પૂ. નેમિમુનિએ મૂકયો –

**(૧) પ્રશ્ન :–પોતાના પરંપરાગત પ્રાપ્ત સંપ્રદાયના ધર્મ ઉપર જેટલો પ્યાર આવે અને નિશ્ચલ મને સાધના થઈ**

**શકે તેવી બીજા ધર્મ ઉપર આવે ખરી! અને તે યોગ્ય ગણાય કે કેમ? પોતાની મા ઉપર જેટલો પ્રેમ આવે તેટલો બીજાની મા ઉપર આવે ખરો?"**

ઉત્તર સાર "મુસ્લિમ કુટુંબો પ્રાર્થના કરે કે હિંદુઓ નમાજ ભણે અથવા મુસલમાનો ફરાળિયા ઉપવાસ કરે કે હિંદુઓ રોજા કરે એ અનિવાર્ય નથી તેવી જ રીતે નામો પણ બદલવાની જરૂર નથી જરૂર છે ઇસ્લામને હિંદુઓ પોતીકો ગણે, અને મુસ્લિમો હિંદુધર્મને પોતાનો જ માને

ગાંધીજી કેવળ સર્વધર્મની વ્યાસપીઠ લઈને નહોતા ચાલતા. એમની મુખ્ય વ્યાસપીઠ તો કાળને અનુરૂપ સર્વરાષ્ટ્ર ઐક્ય હતુ. રામકૃષ્ણ પરમહંસ વખતે થોડુ કામ તો થયુ હતુ. પણ તે અગાઉ ઔરંગઝેબ અને નાદિરશાહની પ્રવૃત્તિઓને લીધે હિંદુ-મુસ્લિમ ઘર્ષણ વધ્યુ હતુ તેની અગાઉ કબીર, રહીમ અને સૂફી સંતોના પ્રચારને લીધે એકતા વધેલી હવે વિજ્ઞાન, રાજનીતિ અને જગતની પ્રજાનુ લોકમાનસ જોતા આ એકતા જલદી આવી શકે તેમ છે, પણ આ માટે સહુને પોતપોતાના ધર્મનુ પાલન કરવુ એજ બહેતર છે તેમા જ એમણે સંશોધન કરવુ પડશે જેનો સમાજવાળા જ વિરોધ કરશે. તેમજ બીજા ધર્મવાળા તો વહેમાશે પણ ખરા પણ, અંતે સત્ય બહાર આવશે યુગ તો અનુકૂળ છે.

બાકી, સર્વધર્મ ઉપાસનાના એક ગોળ મંદિરની કલ્પના પણ છે, તેમા ફરતા સાત ઓરડા, સાત ધર્મના હોય. દરેક ધર્મવાળા પોતપોતાના રૂમમા ઉપાસના કરે પણ, એક રાત એવી હોય કે સાતે વિશ્વવાત્સલ્ય કે ૐ મૈયાની સાથે ઉપાસના કરે આ માટે ઓરડામા સાતે ધર્મના પુસ્તકો અને ઉપાસનાનુ વાતાવરણ હોય.

ઇસ્લામમા માંસાહારના બદલે નિરામિષાહાર, અનેક પત્નીઓના બદલે સંયમલક્ષી ત્યાગ કે ગૃહસ્થાશ્રમ, ધર્મઝનૂનવાળા રાજ્યને બદલે

રાજ્ય ઉપર ધર્મનો પ્રભાવ ઊભો થાય તેવી સુસંસ્થા સાથેના આધ્યાત્મિકવાળા સંબંધો, આમ કરવાથી અલગ વાડાનો ભય ઊભો નહીં રહે અને છતાં સંશોધનપૂર્વક સર્વધર્મ સમન્વયનો કાર્યક્રમ અમલી થઈ શકશે

બીજો પ્રશ્ન પૂંજાભાઈ દંડીસ્વામીએ આ રીતે મૂકયો –

**(૨) પ્રશ્ન :–હિંદુ માનવજાતિ અભડાવામાં માનનારી હોવા છતાં, આટઆટલાં ઈસ્લામી, ખ્રિસ્તી ધર્મોના આક્રમણ થવા છતાં કેમ ટકી અને આટલી મોટી સંખ્યામાં કેમ રહી શકી?**

**ઉત્તર સાર :** મહી, રબારી, ઝાલારાજપૂત વ માના કેટલાય હુણ, શક વગેરે પણ છતા હિંદુધર્મમા સમાઈ ગયા છે તેનું કારણ બધા ધર્મોનું ખેડાણ ઊંડું થયું છે ઉદારતા અને સૌમાંથી સારૂ તત્ત્વ લેવાની વાત ભારતીય હિંદુધર્મના ખમીરમા છે અનેક સાધુસંતો ઋષિઓ, મહારાણા પ્રતાપ, શિવાજી જેવા અને રામકૃષ્ણ જેવાને આ પરંપરા મળી છે જો મૂઢતા, અસ્પૃશ્યતા વગેરે ન હોત તો આ ધર્મ કેવળ રાજ્ય ક્ષેત્રે નહીં, બલ્કે સર્વક્ષેત્રે અજોડ હોત અને જગતનો ગુરુ સિદ્ધ થાત (૨૩–૯–૬૧)

☆

[૧૦]

# ઇસ્લામ ધર્મ અને અહિંસા

[આ પ્રવચન સર્વધર્મ ઉપાસનાના પ્રવચનોની હારમાળામા નથી પણુ અન્ય દિવસે અપાયેલ છે ઇસ્લામ અગેના પ્રવચનો એક સાથે રજુ થાય ને નિમિત્તે એને અહીં આપવામા આવેલ છે ખાસ કરીને ગાધીવાદની વિચારસરણી તરફ ઢળેલ પીઢ અને પ્રખર કાર્યકર્તા તરફથી રજૂ થયેલ હોઇને તેનુ આગવુ મહત્ત્વ છે ઇસ્લામ એટલે શુ? તેના અગે ખોટી છાપ કેવી રીતે પડી છે ત્યાથી તેણે જગતની અહિંસામા શુ ફાળો આપ્યો છે તેની સપૂર્ણ પણ મુદ્દાસરની છણાવટ ઘણાને ઇસ્લામ અગેની ગેરસમજૂતી દૂર કરશે સ ]

આજનો પ્રસગ મારા માટે અનોખો અને મુઝવણભર્યો છે અનોખો એટલા માટે કે આવા પ્રસગો હોય ત્યારે ધર્મના નામે જીવ ખોલવાના બહુ જ ઓછા અવસરો આવે છે, અને મુઝવણભર્યો એટલા માટે કે આવા પ્રકારના શિબિરમા, આવા મહાનુભાવો વચ્ચે મારે કઈક કહેવુ એ મને સકોચ અનુભવાવે છે છતા હુ ઇસ્લામ ધર્મમાથી જે કઈ શીખ્યો છુ તે વિષે થોડુ કહીશ ।

**નજીવો પરિચય :**

લગભગ એક હજાર વર્ષથી હિંદુઓ અને ઇસ્લામી ભાઈઓ સાથે રહેવા છતા ધર્મ અગે જાણકારીમા આપણે ખૂબ પાછળ છીએ, એ આપણી કમનશીબી છે એક બીજાના મળવાના પ્રસગો ખરેખર ખૂબ જ ઓછા બને છે. એટલુ જ નહી એક બીજાના ધર્મની વાસ્તવિક જાણકારી અગે આપણને બહુ જ ઓછો રસ રહ્યો છે કમનશીબે એક બીજા અગે ઉશ્કેરાટના પ્રસગો જ વધારે પેદા થાય છે—કરવામાં આવ્યા છે આવા ખરાબ પ્રસગોમા માનવતાને નામે પણુ એટલુ તો થવુ જોઇએ કે એવુ ફરી ન બને તેની જવાબદારી મહાન પુરૂષો ઉપર આવે છે આ માટે ઇસ્લામ અને હિંદુ ધર્મનો ઉંડાણથી પરિચય થવો જોઈએ.

## ઇસ્લામ અંગે ખોટી છાપ

આપણા દેશમા ઇસ્લામ ધર્મ વિષે ખોટો ભાસ થયો હોય એવુ લાગે છે. એની પાછળ કારણ એ બન્યુ છે કે હિંદને ઇસ્લામ સાથેનો સંપર્ક લૂટ, રંજાડ અને મારધાડની રીતે જ થયો મુસલમાનોમા સર્વ પ્રથમ અહીં આવનાર આક્રમણકારો હતા તેમણે આતંક ફેલાવીને ઇસ્લામને ફેલાવ્યો એટલે એવી છાપ પડી કે ઇસ્લામ ધર્મ હિંસકોનો ધર્મ છે આવી માન્યતા ગંધાવાને પણ વજુદ છે, કારણકે હિંદુસ્તાનમા મુહમ્મદગોરી, શાહબુદ્દીન બાબર, તૈમુર નાદિરશાહ વગેરે આવ્યા ત્યારે બધા મારધાડ, રંજાડ, લૂટફાટ અને અત્યાચાર કરતા જ આવ્યા એથી હિંદની રંજાડ થઇ અને પરિણામ હિંદના લોકો માનવા લાગ્યા કે એ રાજાઓ મુસ્લિમો છે, એટલે ઇસ્લામ ધર્મ પણ રંજાડનાર ધર્મ છે

આમા સમજવાની વાત એ છે કે આ રાજાઓ જ્યાંથી હિંદુસ્તાન ઉપર હુમલા લઇને આવ્યા હતા તે મધ્ય એશિયા અને જ્યા ઇસ્લામનો ઉદય થયો તે અરબસ્તાન, બન્નેની સંસ્કૃતિ, રહેણીકરણી, સમાજવ્યવસ્થા અને જીવનનીતિમા ઘણો ફેર છે

## આક્રમણકારોની પ્રાદેશિક સ્થિતિ :

આ આક્રમણકાર રાજાઓનો પ્રદેશ મુખ્યત્વે મધ્ય–એશિયાજ હતો ત્યાની પરિસ્થિતિનો વિચાર કરશુ તો જણાશે કે તેઓ જીવવા માટે આક્રમણ સિવાય બીજુ શુ કરી શકે? વર્ષનો મોટોભાગ બરફ અને શરદીમા જ્યા ગાળવો પડે ત્યા જીવવા માટે શો પુરુષાર્થ કરે?

આજથી ૮૦૦ થી ૧૨૦૦ વર્ષ પહેલાના મધ્ય એશિયાની આ વાત છે તે વખતે ત્યા જીવવા માટે સાધનસામગ્રી પૂરતી નહતી ઋતુમાનની અસરો વ્યાપક રીતે થતી હતી શિયાળો વીત્યો કે ઘોડા ઉપર પલાણ માંડીને નીકળતા. ખેતરોમા કાંઇ અનાજ થતુ ન હતુ ક્યા જાય? જમણા હાથે ઇરાન અને ડાબા હાથે હિંદુસ્તાન હતુ ચંગેઝખાનથી લઇને તૈમુર અને નાદિરશાહ સુધીના સબળ લોકો ઉપર મધ્ય એશિયાની આ સંસ્કૃતિની અસર હતી

એટલે તેમણે પોતાના ઘોડા નીચે ડાબી તરફ દોડાવ્યા હિંદુસ્તાનનો

રળિયામણો સમૃદ્ધ અને હરિયાળો પ્રદેશ તેમને ગમ્યો. ધનધાન્યથી ભરપુર, કુદરતી રીતે સમૃદ્ધ આ પ્રદેશ જોઈને તેમનુ મન લલચાયુ એમણે વિચાર્યું કે આ ભૂખની વેઠ કયા સુધી કરવી? પોતાના પ્રદેશમાં તો પાચ માઇલ ચાલીએ તો માડ શિકાર મળે પણ અહી તો કુદરતે પહોળા હાથે આપ્યુ છે શિકાર કરવા માટે લાબુ રખડીને તેમનાં શરીર તો ખડતલ અને કસાયેલા થઈ ગયા હતા તેમા પણ સહેજ ચપળતા શિકાર કરવાના કારણે આવી ગઇ હતી તેથી 'બળિયાના બે ભાગ ના ન્યાયે પ ૧પનુ ટોળુ લઈને તેમને કા તો ઈરાન ઉપર કા હિન્દુસ્તાન ઉપર આવવુ પડયુ તે વખતની આ લોકોની પરિસ્થિતિ વશ એવી જ સસ્કૃતિ બની ગઈ 'મારો, લૂટો, કબ્જો કરો!" આમ લૂટફાટ દ્વારા જે કઈ સાધન સામગ્રી મળે તેને પોતાના પ્રદેશમા લઇ જઈ અમન-ચમન કરવાની તેમની વૃત્તિ પડી હતી આ લોકો આક્રમણ ન કરે તો તેમને કોણ ઘરમા પેસવા દે? લૂટફાટમા લાભ દેખાતો ગયો તેમ તેમ આ ટોળાઓ વધારે ને વધારે વ્યવસ્થિત થતા ગયા

તે વખતના હિંદુ લોકોમા પણ આજના જેવી નમળાઈ ન હતી આજે ટ્રેનમા એક ગૂડો ચઢી આવીને ચપ્પુની ધારે કોઈને લૂટતો હોય તો બીજા યાત્રાળુઓ જોતા રહે છે ત વખતે તો એકની આફત એટલે સહુની આફત, એમ માની બધા દોડી આવતા નમાલા ન રહેવુ એ તેમનો સિદ્ધાત હતો એટલે આ આક્રમણકારી ટોળાઓ મોટા થવા લાગ્યા તેમનો એક જ સિદ્ધાત હતો નીચેના પ્રદેશમા જઈને લૂટી આવો જે કઈ ધન, ઢોર કે માણસો મળે તેને પણ ઉપાડી લાવો! આવી સસ્કૃતિ કે જીવનની નીતિવાળા પાસે ભારત તે વખતે શી અપેક્ષા રાખી શકત?

આ લોકો કેવળ લૂટારા હતા-જીવનની જરૂરતોના અભાવે તેમણે આવા આક્રમણો કર્યા હતા આ વાતનો ઇતિહાસ સાક્ષી છે એક દાખલા લઈએ નાદિરશાહનો તે ભારત ઉપર ચઢી આવે છે અને દિલ્હીમા કત્લેઆમ ચલાવે છે લૂટફાટનો હુકમ આપે છે. તે વખતના

દિલ્હીવાસીઓમા હિંદુ–મુસલમાન બન્ને વર્ગના લોકો હતા! હવે કયા ઇસ્લામના નામે આવુ થઈ શકે? એ ઇસ્લામનો પૈગામ જ નથી તે તો સરેઆમ લૂટ જ હતી જો ધર્મ એમ કહે કે હિંદુઓને જ મારવા તો એટલુ કરત, પણ એવુ ન હતુ હિંદુ અને મુસલમાન બધા ઉપર તેણે કેર વર્તાવ્યો હતો

એવી જ રીતે તૈમુરલંગનો દાખલો લઇએ તે દિલ્હી ઉપર ચઢી આવે છે અને લૂટફાટ કરી બરબાદ પાછો ફરે છે. ત્યા તેની ઇચ્છા મૂડકાનો પહાડ રચવાની થાય છે? આ કોના મૂડકા? ત્યા હિંદુઓ તો હતા જ નહિ–મુસ્લિમો જ હતા શુ એક મુસલમાન તેના ભાઈઓના મૂડકાનો પહાડ રચે અને તેની આજ્ઞા ઇસ્લામ ધર્મ આપે? આ તો તેની વ્યકિતગત ક્રૂર પ્રકૃતિનો પરિચય છે હિસ્ટરી ઓફ નેશન્સમા એનો સ્પષ્ટ ઉલ્લેખ છે કે એ બધા મુસલમાનો મધ્ય એશિયાના હતા અને ક્રૂર પ્રકૃતિના હતા જ્યારે ઇસ્લામનો ઉગમ અરબસ્તાનમા થયો હતો

પણ, આ બધુ આપણુ પક્ષો તરફે જાણી શકતા નથી તેમજ પરસ્પરના તદ્દન ઓછા પરિચયના કારણે સમજવા ઇચ્છતા પણ નથી વચગાળામા આપણા દેશ ઉપર શાસન કરનારા બ્રિટીશરોએ કુતૂહલપૂર્વક એવો ઇતિહાસ રચ્યો અને એવા પાઠો આપણને ભણાવ્યા કે આપણે પરસ્પરના વશપરપરાના વેરી ન હોઇએ! કારણ કે હિંદુસ્તાનનુ ખમીર તો એવુ હતુ કે બધાને પોતાના કરીને રાખી લેવા તે કેટલુ સારૂ હતુ તેનો એક દાખલો આપુ દિલ્હીમા બહાદુરશાહ ઝફરનુ રાજ્ય હતુ અને અંગ્રેજો ભારતને પચાવી પાડવા માગતા હતા તે વખતે બહાદુરશાહનુ રાજ્ય દિલ્હીની આસપાસ હતુ છતા તેની પડખે મદદ માટે ઝાંસીની રાણી લક્ષ્મીબાઈ પણ આગળ આવી આ રાણીના મનમા હિંદુ મુસ્લિમ ભેદભાવ ન હતો ૧૮૫૭ની ક્રાંતિ વખતે તો હિંદુ મુસ્લિમ એ રીતે એક થઈ ગયા હતા કે જો એ રીતેજ એ લોકો સાથે રહે તો અંગ્રેજો રાજ્ય ન કરી શકે એટલે તેમણે ડગલે અને પગલે ભાગલા પાડવાની નીતિ લીધી અને

પરસ્પરનો ક્લેશ વધારતા ગયા, આથી જે હિંદુ મુસલમાનો થોડા થોડા નજીક આવેલા તે હટતા ગયા. અંગ્રેજોની આ એક ભેદનીતિ રહી અને તેમણે કુનેહપૂર્વક ઈતિહાસમા એ રજૂ પણ કરી છે, અને અહીંથી ગયા ત્યારે એના અતિમ ફેજ રૂપે ભાગલા કરાવીને ગયા.

આ બધુ રજૂ કરવાનુ કારણ એટલુજ કે શા માટે હિંદુ-મુસ્લિમ એક બીજા તરફ શકિત નજરે જુએ છે તેનો ખ્યાલ આવી શકે! ખાસ કરીને ઈસ્લામના વશપરપરાગતના કોઈ ધર્મગુરુ કે ખલીફાએ મક્કા–મદીનાથી આવીને અહી ચઢાઈ કરી નથી. ચઢાઈ કરનારા લૂટારાઓ અને આક્રમણકારો હતા તેમની લૂટફાટ–રજાડ એટલી બધી વધી ગઈ હશે કે તેઓ ભારતના લોકોમા અન્ય આક્રમણકારીઓ–હૂણ, શક વ ની જેમ ન ભળી શકયા, એ પણ હકીકત છે આમ આ તુટી હમેશા કાયમજ રહેતી આવી છે. અગ્રેજોએ તેને વધારી છે જો એક થવા દે તો તેમને સ્વરાજ્ય આપવુ પડતુ હતુ

## ઈસ્લામનુ ઉદ્દગમ :

હવે આપણે ઊંડાણથી જોઈએ કે ઈસ્લામ ધર્મ શુ છે? તેને આપણે મુહમદ સાહેબે આપેલો ધર્મ છે, એમ ન કહી શકીએ ઈસ્લામની રજુઆત જે રીતે મુસલમાનો આગળ થાય છે, તે જોઈએ

સૃષ્ટિના મડાણ વખતે ખુદા આદ્યપુરૂષ આદમ અને માતા હવ્વાને પેદા કરે છે કેવી રીતે પેદા કરે છે તેની કથની લાબી છે આદમ અને હવ્વાની રચના આપણે શા માટે કરી તેના કાર્ય–કારણમા આપણે ઊતરતા નથી એમને અને સૃષ્ટિને રચીને ઈશ્વરે કહ્યુ આ સ્વર્ગભૂમિમા તને બધેય ફરવાની છૂટ છે પણ એક શરત છે કે આ નાનાકડા છોડનાં ફળ ખાઈશ નહીં! જો તુ ખાઈશ તો શિક્ષા ભોગવવી પડશે અને પછી તને સ્વર્ગમા રહેવા નહી મળે, પણ, મૃત્યુલોકમા જવુ પડશે!"

આદમે વિચાર્યું કે, 'અલ્લાહની મારા ઉપર એટલી દયા છે કે તેણે મને બધીય વસ્તુ ભોગવવાની છૂટ આપી છે આ પશુધન છે. આ

સૌંદર્ય છે ત્યારે હુ એટલી તો કદર કરૂ કે આ નાનકડા છોડના ફળને ન ખાઉં "

દિવસો વીત્યા ફળ એમને એમ રહ્યુ હવે શૈતાન આદમ પાસે આવ્યો શૈતાન ખુદાના ભક્તોની પરીક્ષા કરતો હોય છે હિંદુધર્મની માન્યતા પ્રમાણે દાનવ એટલે આ શૈતાન અને દેવ એટલે ફરિશ્તો શૈતાને આદમને કહ્યુ "ઓ આદમ! તારા ઉપર ઈશ્વરની અપાર દયા છે. ભગવાન તારા ઉપર ખુશ છે ત્યારે બધાયે ફળ કેમ ખાતો નથી!"

શૈતાન સાથે ફરિશ્તો હતો તેણે શૈતાનને કહ્યુ કે આદમને વંદન કર પણ શૈતાને એટલી બધી ભગવાનની ઉપાસના કરેલી કે તે પોતેજ વંદનીય બની ગયો હતો ઈશ્વરની આજ્ઞા ન માનનારને તે ઠેકાણે લાવતો હતો

આદમે શૈતાનને ચોકખુ સભળાવી દીધુ "મારે તારી સગત કરવી નથી"

અહી પોતાનુ કઈ પણ ચાલવાનુ નથી તે જોઈ શૈતાન હવ્વા પાસે જાય છે તેની આજીજી કરે છે અને અંતે બહેકાવે છે 'તમારૂ બીજુ બધુ તો ઠીક છે પણ ભગવાને જ્યારે તમારા ઉપર આટલી બધી દયા કરી છે ત્યારે પેલા છાડવાના ફળ ખાવા માટે કેમ રોકયા છે? આ નાનુ ફળ ખાવાની પણ સ્વતત્રતા નથી!"

હવ્વાએ કહ્યુ "મને ખબર નથી હુ આદમને પૂછીશ"

હવ્વાનુ મન ચચળ થઈ ગયુ હતુ, તેણે આદમને પૂછયુ "આ ફળ શા માટે ખાતા નથી?"

આદમ કહે છે "હુ ઈશ્વરની આજ્ઞાનુ ઉલ્લઘન નહીં કરી શકુ! મને તેણે જે કહ્યુ છે તેનાથી હુ પાછો ફરવાનો નથી.

વળી ઘણા દિવસો નીકળી જાય છે એક દિવસ તક જોઈને હવ્વા

વળી આદમને કહે છે "ભગવાન તમારા ઉપર ખુશ છે પછી આ નાના છોડના ફળ ખાવામા શુ બગડી જવાનુ છે ?"

અને આદમ હવ્વાની વાતને વશ થઈ જાય છે પરિણામે, તેને સ્વર્ગ મૂકી મૃત્યુ લોકમા આવવુ પડે છે આપણે મનુષ્યો તેમજ સૌ પ્રાણીઓ એના સતાનો છીએ ઈશ્વરની આજ્ઞાનુ ઉલ્લઘન થયુ તેથી આદમને મૃત્યુ લોકમા આવવુ પડયુ તેથી આદમે મનુષ્યોને કહ્યુ 'ઈશ્વરની આજ્ઞાનુ ઉલ્લઘન કદિ કરવુ નહી '' આમ આદમથી શરૂ થયેલો ધર્મ ઇસ્લામ ધર્મ કહેવાયો

## ઈસ્લામ એટલે શાંતિનો માર્ગ :

હવે આપણે ઇસ્લામનો અર્થ શુ એ વિચારીએ આ શબ્દ મૂળ અરબી ભાષાનો છે જેમ આપણે ત્યા ધાતુ ઉપરથી રૂપ લઇને શબ્દો બન્યા છે તેવુ જ અરબી ભાષાનો સલમ ' શબ્દ પણ ધાતુ ઉપરથી બન્યો છે 'સલમ ' એટલે શાતિ અને ઇસ્લામ એટલે શાતિનો માર્ગ

માણસે સહુથી પહેલા ઇશ્વરની શરણાગતિ સ્વીકારીને શાતિ મેળવી, આ શરણાગતિમા કોઇ પણ પ્રકારની શરત નહતી એમાથી શાતિ અને આનદ મેળવવાનો માર્ગ તે ઇસ્લામ ધર્મ થયો પછી એ શરણાગતને દાઢી હોય કે ચોટલી ગમે તે કોઇ શરત હોતી નથી

## ઇસ્લામની પ્રાચીનતા અને પયગબરો :

ઇસ્લામ પણ અન્ય ધર્મો જેમ પ્રાચીન છે લાખો કે કરોડો વર્ષ જુનો છે એ અગે કોઇને ચોક્કસ માહિતી નથી લગભગ પાચ હજાર વર્ષો પૂર્વે પયગબરો આવ્યા હતા પયગબરનો અર્થ થાય છે પૈગામ–સદેશો લાવનાર ઇશ્વરનો સદેશો લાવનાર–પહોચાડનાર પૈગબર કહેવાય છે આવા પગયબરોમાં જેનો ઉલ્લેખ સહુથી પહેલો ઇસ્લામમા મળે છે ઇબ્રાહીમ પયગબર ત્યારબાદ ઇસ્માઇલ, મુસા, ઈસા, સુલેમાન, યાકૂબ, હારૂંન, ઇસ્હાક વગેરે થયા

### મૂસાના નિયમો :

મુસો—મોઝિઝ પયગમ્બર વિષેનો કઇક અહેવાલ મળે છે. લગભગ ૩૦૦૦ વર્ષ પહેલા એ થઇ ગયા. તે વખતની એશિરિયસ જાતિના લોકોની વચ્ચે એ પેદા થયા હતા મનુષ્ય સમાજ જ્યા ભેગો થાય ત્યાં સમૃદ્ધિ, સપત્તિ, સ્વાર્થ માટે લડાઈઓ ચાલ્યા જ કરે છે એશિરિયસ જાતિમા પણ લડાઈઓ ચાલતી હતી ખૂનનો બદલો ખૂનથી લેવાતો. એટલુ જ નહી, મારનાર મરી ગયો તો તેના સગા સબધીઓ બધાને પણ મારો સપૂર્ણ રીતે બદલો લો જેથી ગુનો વધે નહિ, ગુનો કરવાની હિમત ચાલે નહી. એને મૂસાના નિયમો કહેતા આમાં બીજા સારા નિયમો પણ સામાજિક વ્યવસ્થાના હતા

### ઈશુની વાતો :

મૂસા પછી કાળ જતા બીજા પયગર ઇસા (જિસસ ક્રાઇસ્ટ) આવ્યા તેમણે કુદરતને મગળકારી અને કલ્યાણકારી બતાવી, સીધે રસ્તે લોકોને દોરવાની તૈયારી કરી મૂસાના આદેશોમા આસપાસનુ વાતાવરણ અને સયોગો પ્રમાણે કલુષિતના આવી હતી વિકૃતિ આવી હતી તેમજ પ્રતિહિસાની ભાવનાનુ પ્રદર્શન અરેરાટી છૂટાવે તેવુ થઈ ગયુ હતુ અને કેવળ બાળયાઓજ મનફાવે તેમ કરતા હતા ક્રુરતા વ્યાપક થતી જતી હતી પરિણામે સમાજનુ સ્તર દિવસ દિવસે નીચે જતુ હતુ મૂસાએ કહ્યુ હતુ કે "બદલો લો!" પણ "જેમ તેમ કરી બદલો લઇજ લો" આવા ખોટા અર્થને લઈને આક્રમણો એટલા બધા વધી પડયા હતા કે ઇસામસીહને કહેવુ પડયુ કે એને રોકવા માટે બીજે છેડે બેસવુ જોઇએ બદલો પ્રતિહિસાથી નહી પણ સામાને શરમ ઉપજે એ રીતે શાતિ રાખીને લેવો "જમણા ગાલે તમાચો મારનારને ડાબો ગાલ આગળ ધરવો કોટ લઇ લે તેને પહેરણ પણ આપજે" આમ વેરનો બદલો પ્રેમ, ક્ષમા અને ઉદારતાથી આપવાનુ ઈસાએ સૂચવ્યુ. શિરજોરી, જૂલ્મ, અત્યાચારને માનવ સમાજના પાયામાથી કાઢી નાખવા માટે, જગતને બદલવા માટે ઈસા મસીહે એવુ વિધાન કર્યું પણ એ

વાતને વહેવારમા મૂકી શકાય. તેનુ માર્ગદર્શન આપી શકાય તે પહેલા તો ઇશુનેજ ક્રોસ ઉપર ઠોકી બેસાડવામા આવે છે પરિણામે તે સિદ્ધાત વહેવારૂ ન બન્યો જો કે પચાસ વર્ષ પછી તેનુ મહત્વ પણ સ્વીકારાયુ

**મુહમદ સાહેબ :**

આ પછીના પયગબરોના નામો આવે છે પણ તેમણે આખા માનવસમાજની પરિસ્થિતિને આમૂલ ફેરવવા માટે કઈ કર્યું હોય તે જાણવામા આવતુ નથી. એટલે આપણે મુહમદ પયગબર તરફ આવીએ

પહેલા, ઇબ્રાહીમ પયગબર અરબસ્તાનમા કુરેશ ખાનદાનના થયા હતા. તેમનીજ જ્ઞાતિના બની-હાસમ કુલ થયા તેમના પુત્ર અબ્દુલ મુત્તલિબ અબ્દુલ્લા થયા તેમના દીકરા મુહમદ સાહેબ હતા તેઓ માના પેટમા હતા ત્યારેજ બાપ ગુજરી ગયા હતા પણ કુદરતને દુનિયા આગળ નવો ચમત્કાર દેખાડવાનો હતો જેમ કૃષ્ણ ભગવાનનો જન્મ કારાગારમા થાય છે અને નદગોપાલને ત્યા વ્રજમા તેઓ ઉછરે છે તેમ મુહમદ સાહબને પણ કોઈ ઉછેરનાર હોતુ નથી એક એક કરી બાપ-મા-દાદા-કાકા અવસાન પામે છે અને મુહમદ સાહેબને પણ ઘેટા-બકરાં ચરાવીને જીવન પસાર કરવુ પડે છે. કુદરતની ખુલ્લી કિતાબ તેમને જ્ઞાન માટે મળે છે અને બકરા ઘેટા ચરાવતા તે ઘણીવાર તલ્લીન થઇ જાય છે ત્યાથી તે ઘણીવાર ગુફામા ધ્યાન કરવા જાય છે ધ્યાન ચિતનમા એટલા બધા લીન થઈ જાય છે કે ભૂખ-તરસ ભૂલી જાય છે દડવત્ ઘૂટણીએ પડી ભગવાનને પ્રાર્થના ( નમાજ ) કરે છે. ઉપવાસ તો સહજે થઇ જાય છે દરેક જ્ઞાની અને ઉચ્ચ કોટિના સાધકો માટે આવી સ્થિતિ આવેજ છે

આવા સમયે પણ વહેવારમા નેકી અને ઈમાનદારી એ બન્ને તેમના જીવનમા વણેલા હોય છે તેનો એક દાખલો આપુ. તે વખતે મુહમદ સાહેબ પયગબર નહોતા થયા મુહમદ સાહેબ બજારમાં ચાલ્યા જતા હતા તેવામા એક માણસ આવીને કહે છે. " મુહમદ! તારી સાથે વાત કરવી છે. અહી ઊભો રહેજે. હુ હમણા આવુ છુ."

પેલો માણસ આમ કહીને ચાલ્યો જાય છે અને વાત ભૂલી જાય છે પણ મુહમદ સાહેબ ત્યાંજ ઊભા છે આવતા જતા લોકો પૂછે છે· "અહી શા માટે ઊભો છે?"

તેઓ કહે છે "મે ફલાણા સાહેબને વચન આપ્યુ છે કે અહી ઊભો રહીશ! તેથી વચન ભગ કેમ થાઉ?"

આમ એક આખો દિવસ પસાર થયો પેલા ભાઈને કોઈએ ખબર કરી એટલે આવીને તેણે માફી માગી અને મુહમદ સાહેબની પ્રામાણિકતા જોઈને તે ખુશ થયો આવી પ્રામાણિકતાના કારણે લોકોએ તેમને "અમીન" એટલે કે વિશ્વાસપાત્ર કહીને બોલાવવાં શરૂ કર્યાં. નાની ઉમરમા પણ તેમના ચારિત્ર્યની સુવાસ ચારે બાજુ ફેલાઈ ગઈ

**મુહમદ–પયગમ્બર બન્યા**·

૪૦ વર્ષની વયે એક વખત જ્યારે મુહમદ સાહેબ ગુફામા બેઠા બેઠા ઈશ્વર ચિંતન કરતા હતા તે વખતે એક ગેબી અવાજ આવ્યો "મુહમદ બોલ!"

મુહમદ કહેવા લાગ્યા "હુ શુ બોલુ? હુ ભણ્યો નથી શુ બોલી શકુ?"

ત્યારે ફરીથી ગેબી અવાજે કહ્યુ 'ઈશ્વરના નામ ઉપર બોલ કે "આ દુનિયા તારા સર્જનહાર માલિક બનાવેલી છે લોહીમાંસ તેણે પૂર્યાં છે એટલે તેણે માનવનો પામરતામાથી વિકાસ કર્યો છે ખુદાની સારી પેઠે ઉપાસના માનવજ કરી શકે છે માટે એ માનવોને ઉપાસનાનો પાઠ ભણાવ!"

પયગબરી (પૈગામ આપવાનો)નો પહેલો પાઠ ગુફામાથી પઢીને મુહમદ આવે છે અને જગત આગળ ધરે છે તે પાઠ મુહંમદ સાહેબ પોતાની માતૃભાષા અરબીમાં આ રીતે આપે છે —

**લા ઇલાહ ઇલ્‌ અલ્લાહ –**

*एक ही परमात्मा –*

એનો અર્થ થાય છે —લા = કોઈ નથી, ઇલાહ = સિવાય-ઉપાસ્ય, ઇલ્લલ્લાહ = ઈશ્વર જેવો; એટલે કે ઈશ્વર સિવાય કોઇ ઉપાસ્ય બીજો નથી મુહમદ સાહેબે આ મહાન સૂત્ર આપીને એક ઈશ્વરની ઉપાસના ઉપર મહોર મારી.

આ ઈશ્વર કે ખુદા એક જ છે પણ તે અંગે ય હિંદુ-મુસલમાનોમાં પૂર્વગ્રહો છે. મારા સંબધો બન્ને સાથે ઘનિષ્ઠ રહ્યા છે પણ, અહો મને નાનપણનો એક પ્રસંગ યાદ આવી જાય છે. જ્યારે હુ નિશાળમા ભણતો ત્યારે એક મુસલમાન વિદ્યાર્થી અલ્લાહ કહેતો તો હિંદુને તે પસંદ ન પડતુ અને હિંદુ ઈશ્વર કહે તે મુસલમાનને પસંદ પડતુ ન હતુ પણ બન્નેને God-ગોડ કહેવામા સંકોચ ન થતો. આ ત્રણે શબ્દોનો અર્થ અને ભાવ એક જ થતો હોવા છતા, અજ્ઞાની લોકો તેને ઝઘડાનુ કારણ બનાવે છે

પણ, મુહમદ સાહેબે પયગબર બનીને કહ્યુ "માણસ માટે ઈશ્વર સિવાય, ઈશ્વર જેટલી કોઇ વ્યકિત આદરણીય નથી" જો કે તેમણે ઇશ્વરનો પૈગામ પહોચાડયો તે છતા તેમણે પોતાને કદિ પૂજવા કે પગે લાગવા ન ગણાવ્યો. પણ તે માટે-ઉપાસના માટે ઇશ્વરને જ શ્રેષ્ઠ બતાવ્યો આમ ઇસ્લામ, પયગબર ઇબ્રાહીમથી પયગબર મુહમદ સાહેબ પાસે આવ્યો

**ઈસ્લામના ધર્મગ્રથો :**

મુહમદ સાહેબે આમા સંશોધન કર્યું

તેમણે ઈશ્વરના સદેશા રૂપે "કુરાન" આપ્યું જીવન માટે ધાર્મિક શોધ કરવી હોય તો કુરાન જુઓ પણ જો કુરાનથી સતોષ-કારક સમાધાન ન થાય તો શુ કરવુ? તે માટે પયગબરના વચનામૃત રૂપે "સુન્નહદીસ" જૂઓ જો કુરાન અને હદીસમાથી સમાધાન ન મળે તો શુ કરવુ? તે માટે ફતબાને સ્વીકારવો ફતબામાં મુસ્લિમ ધર્મનેતાઓનો ફેસલો છે જેવી રીતે કોર્ટનો ફેસલો થાય તેવુ જ આમા

છે જે વાતનો નિર્ણય કુરાન કે હદીસમા ન મળે તેનો નિર્ણય ઈસ્લામ ધર્મમાં આ રીતે ફતવા દ્વારા લેવાય છે

દા ત ઈસ્લામમા કહ્યુ છે કે "ઈશ્વર સિવાય કોઈને પૂજનીય ઉપાસનીય નહી માનો, તેમજ ઈશ્વરની મૂર્તિ કે કોઈપણ પ્રકારની ધાતુ, કાષ્ઠ, કાગળ કે પત્થરની મૂર્તિને પુજવી નહી માનવી નહી" હવે ત્યારે નમાજ પઢતી વખતે પૈસા કે સિક્કા ઉપર કોઈની છાપ હોય છે એ પણ મૂર્તિપૂજા થાયને! તો નમાજ પઢતી વખતે તેને રાખવા કે નહી કુરાનમા તે સમયના દેશકાળ પ્રમાણે લખાયુ હોય, સિક્કાનુ પ્રચલન ન હોવાથી તેનો ઉલ્લેખ કે નિર્ણય અપાયો નથી. ત્યારે ઈસ્લામના આગેવાનોએ મળીને તે અગે ફેસલો આપ્યો કે, નમાજ વખતે ખિસ્સામા પૈસા હોય તો ચાલે કારણ કે તેની પાછળ ઉપાસનાની ભાવના રહેલી નથી" આવા ઘણા ફેસલાઓ, શુચવાતી બાબતો અગે ફતવા દ્વારા લેવાયા છે

## મુહમ્મદ સાહેબનો મધ્યમ માર્ગ:

આમ જોવા જઈએ તો મૂસા પયગબરે એક વાત કહી, ઈશુએ બીજા પ્રકારની વાત કહી અને હજરત મુહમ્મદ સાહેબે ત્રીજા પ્રકારની કહી ત્રણ વાતોનુ સમ્મેલન તો છેજ મૂસાના કાયદા પ્રમાણે જગત ચાલે તો નિકદન નીકળી જાય, ઈસાનો નિયમ સારો પણ માનવપ્રવૃત્તિના વહેવારથી થોડોક વિરૂદ્ધ પડે છે માણસમા ભલી લાગણીઓની સાથે ખોટી લાગણીઓ પણ છે આવેશ રોષ અને ઘૃણાની વૃત્તિઓ પણ છે તો પછી કરવુ શુ? એ માટે મુહમ્મદ સાહેબે મધ્યમ માર્ગ કાઢયો કે તમને જેણે અન્યાયી રીતે આક્રમણ કરીને જેટલી હાનિ પહોચાડી છે, તેને તેટલી જ હાનિ પહોચાડવાનો તમને અધિકાર છે, પણ તેનાથી વધારે નહી આ તો કેવળ તમારી માનવ પ્રવૃત્તિનો સતોષના માટે કહ્યુ છે પણ જો, બદલો લેવા કરતા તમે માફી આપી શકો તો ઈશ્વરની સાથે છો પણ જે કઈ કરો તેમા ઈશ્વરને સાક્ષી જરૂર રાખો અહી મનુષ્ય પ્રકૃતિ અને ઈશ્વર સદેશ

બન્નેનો તાળો મુહમદ સાહેબે મેળવ્યો છે મુસાના વખતની મનુષ્ય પ્રકૃતિની વાત કેવળ પ્રતિહિસા જન્માવતી હતી અને ઇસાના વખતની માત્ર માફ કરવાની વૃત્તિ ઉચ્ચસ્તરની હતી પણ બન્ને વડે સામાજિક પ્રશ્નો ઉકેલાતા ન હતા એટલે મુહમદ સાહેબે વચ્ચેનો કલ્યાણકારી માર્ગ સમાજને અહિસાની દિશામાં લઈ જવા અને ઘડવા માટે બતાવ્યો એક સિકકાની બન્ને બાજુની જેમ ન્યાય અને ક્ષમાને એમણે લીધા આમા તે વખતે હિસાનુ જે પ્રચલન હતુ તે ઓછુ કરવાનોજ પ્રયાસ થયેલો

## મુહમદ સાહેબ વખતની વિચિત્ર પરિસ્થિતિ :

એક પ્રશ્ન એ આવે છે કે મુહમદ સાહેબના સમયમા યુદ્ધો શા માટે થયા ? એનુ કારણ તપાસવા માટે આપણે તેમના જીવનને ચાર ભાગમા વહેચવો પડશે (૧) ૨૫ વર્ષ સુધીનો જીવનકાળ, (૨) ૨૫ થી ૪૦ વર્ષ સુધીનો જીવનકાળ, (૩) ૪૦ થી ૫૩ વર્ષ સુધીનો અને, (૪) ૫૩ થી ૬૩ વર્ષ સુધીનો જીવનકાળ

૨૫ વર્ષ સુધીનો કાળ તો તેમણે પોતાની જન્મભૂમિમાં વીતાવ્યો "ઘરકી મૂર્ગી દાલ બરાબર" જેમ મુહમદ સાહેબનુ થયુ અરબસ્તાનમાં મુહમદ સાહેબ રહ્યા અરબનો ઘમડી સમાજ તે વખતે એમની શુ કદર કરે ? ૧૦૦–૧૦૦ વર્ષો સુધી વશપરપરાગતથી જ્યા યુદ્ધો ચાલતા હોય, એકબીજાનુ ખૂન કરીને જ વેરનો બદલો લેવાતો હોય, જુગાર રમાતો હોય, દારૂના ચરૂના ચરૂ નિશક રીતે પીવાતા હોય, સ્ત્રી જાતિની બિલ્કુલ કીમત જ ન હોય તે સમાજને સારે માર્ગે વાળવામા મુહમદ સાહેબને કેટલી જહેમત ઉઠાવવી પડી હશે ?

ઇસ્લામ ધર્મના પ્રચાર પહેલા અરબસ્તાનમા સ્ત્રી જાતિની બિલ્કુલ કદર ન હતી બાપ ગુજરી જાય તો તેનો દીકરો, પોતાની સગી માતા સિવાયની બધી જ સ્ત્રીઓને પોતાની પત્ની બનાવી શકે ! પુત્રી જન્મતા જેમ આપણે ત્યા "પથરો–આવ્યો" એમ કહેવાની રીત છે તેમ ત્યા

પણુ કોઈ બહાવો લેતા નહી. એ પુત્રીને દૂધ પીતી કરી દેવામાં અગર ખાડામા નાખવામા ભારે ગૌરવ લેવાતુ હતુ એવા પછાત સ્ત્રી વર્ગ માટે મુહમદ સાહેબે કહ્યુ "તારે સ્વર્ગ શોધવુ હોય તો માતા (સ્ત્રી જાતિ)ના પગમા છે. જેટલા અધિકાર પતિના છે તેટલાજ અધિકાર પત્નીના છે. જો આ કાયદાનો ભગ પતિ કરશે તો તેને શિક્ષા થશે." આ ઉપરથી તે વખતે મુહમદ સાહેબે કરેલા સુધારાની કિમત જણાશે

૨૫ વર્ષનો યુવક મુહમદ એક શ્રીમત બાઇને ત્યા વેપારી પેઢીમા નોકરી કરે છે એ બાઈનુ નામ ખતીજા એના પતિ ગુજરી ગયા હતા મુહમદ સાહેબ એનો ધધો રોજગાર ચલાવતા હતા તે બાઈ તેમના કારોબારની છાની તપાસ કરાવે છે તે છાની તપાસ કરનાર વ્યક્તિઓને પૂછે છે "મુનીમજી કેવા છે? ધધામા ગોલમાલ તો કરતા નથી ને? બરાબર કામ કરે છે ને?"

તે વ્યક્તિઓ કહે છે 'અમારી પાસે એના ગુણો કહેવા માટે શબ્દો નથી. બહુ જ કાર્યકુશળ, ઇમાનદાર, ચારિત્ર્યવાન અને ખતીલા છે"

તે વર્ષે સારી પેઠે નફો થયો બાઈએ વિચાર્યુ કે આ મહેતાજી ધધામા નિપૂણ, ઈમાનદાર અને કર્તવ્યનિષ્ઠ છે શા માટે એમને મારી સપત્તિના માલિક ન બનાવી દઉ? અરબના તે વખતના નિયમ પ્રમાણે સ્ત્રી એકલી ન રહી શકે! એટલે ૪૦ વર્ષની એ બાઇએ ૨૫ વર્ષના મુહમદ સાહેબને કહ્યુ "તમે મારી સાથે લગ્ન કરશો?"

જેમને મુસલમાનોના કૂળોનો ખ્યાલ હશે તેમને આશ્ચર્ય થશે કે કયાં એક કુરેશ કુટુબનો નેક જુવાન નબીરો? કયાં યાત્રાનું ધામ મક્કા અને મકકાની અદર કાબામા હાસિમ કુટુબની એક ૪૦ વર્ષની વિધવા? તે પરણુવાનું કહે! પણ, મુહમદ સાહેબ એનો સ્વીકાર કરે છે પચાસ વર્ષની ઉમ્મરે એ બાઈ ગુજરી જાય છે, અને પછી મુહમદ સાહેબની

શી દશા થાય છે? જેમ રામચંદ્રજીને ચૌદ વર્ષનો વનવાસ ભોગવવો પડયો, પાડવોને ૧૩ વર્ષ વનવાસના ભોગવવા પડયા હતા તેમ મુહમદ સાહેબે પણ આ તેર વર્ષ ઘરબારથી દૂર રહીને ગાળ્યા હતા. એટલે તેમને પાછા વળતા દરેક સ્થળેથી ફિટકાર, ધિક્કાર યાતના અને ત્રાસ મળે છે

આજ અરસામા તેમને ખુદાનો ગેબી અવાજ સભળાય છે અને તેઓ એનો પ્રચાર કરે છે તેથી ગણ્યાગાંઠ્યા અનુયાયીઓ, પણ વિરોધીઓ ઘણા જે કોઈ "લાઈલ્લાહ, ઈલ્લલાહ" કહે તેને ધખધખતી રેતી ઉપર સેકવામા આવે. કાબામા જ્યા અનેક દેવ-દેવીઓની માન્યતા ચાલતી હોય ત્યા તેમની એક ઈશ્વરની વાત કોણ સાભળે? તેમને મારી નાખવા સુધીની ધમકીઓ આપવામા આવે છે.

## એ દૈવી પ્રસગ!

મુહમદનો ધર્મ પાળે તેનુ ખૂન કરવાની વાતો ચાલે છે મક્કાનો એક યોદ્ધો ઉમર પ્રતિજ્ઞા કરે છે જે મુહમદનુ માથુ લઈ આવશે તેને ૧૦૦ કાબાનુ પુણ્ય થશે. હુ પણ એનું માથુ નહો લઈ આવુ ત્યાસુધી તલવાર મ્યાન નહીં કરૂ !"

ચારે બાજુ લોકો ઉમરના નામથી ધ્રૂજતા આ વખતે મુહમદ સાહેબને આશ્રય કોણ આપે? એમના ધર્મને ટેકો પણ કોણ આપે? પણ એજ ઉમરની બહેન મુહમદ સાહેબને માનતી હોય છે, 'લાઈલાહ ઈલ્લિલાહ' કરતી હોય છે.

ઉમર બહેનને ત્યા જાય છે તેને લાઈલાહ ઈલ્લિલાહ કહેતી સાભળે છે અને પૂછે છે "તુ શુ કહેતી હતી?"

બહેન કુરાનની આયાતો સભળાવે છે. તેથી ગુસ્સે થઈને મારવા દોડે છે. બહેન કહે છે "તુ મારે છે શા માટે? સાંભળ તો ખરો!"

ઉમર આમનો વીર અને સત્ય શોધક હતો. તેને આયાતો સાભળી ભાન થાય છે. બહેન કહે છે! "ભાઈ મારા! તું જે માણસને મારવાનુ

કહે છે તે ખોટુ છે. જેનામા જીવાડવાની શક્તિ નથી તે કોઇને મારી જ કેમ શકે ? મુહંમદ સાચો છે, એને જીવતો રાખવો એમાંજ જગતનુ કલ્યાણ છે ”

ત્યારે ઉમર કહે છે “ મને મુહમદ કયા છે તે બતાવ !”

“ તો જઈને શોધી કાઢ, બહેન કહે છે. ”

“ મારે સત્ય માટે મુહમદનુ ખૂન કરવુ છે હુ જોઈ લઉં છુ કે એને બચાવનાર કોણ છે ?” ઉમર કહે છે અને ત્યાથી જાય છે

તે ઉઘાડી તલવાર લઇને મુહમદને ત્યા જાય છે તે ઘરના બધા લોકો અદરથી સાકળ વાસીને બેઠા હતા સાકળ કોણ ઉઘાડે ? રખે ધસી આવીને ઉમર આક્રમણ કરે તો ?

બહાર ઉમર ધમપછાડા કરે છે એવામા શાતચિત્ત મુહમદ સાહેબ જાતે જઈને સાકળ ઉઘાડે છે અને કહે છે “ ઉમર શુ છે ?”

આટલુ સાભળતા જ ચમત્કાર થયો હોય તેમ તલવાર તેના હાથમાથી નીચે પડી જાય છે મુહમદ સાહેબ તલવાર હાથમા લઇને ઉમરને પુછે છે “ બોલ હવે તને બચાવનાર કોણ છે ?”

“ કોઈ નથી ?” ઉમર કહે છે

“ છે ! જે મને બચાવનાર હતો તેજ તને બચાવનાર છે !” મુહમદસાહેબ કહે છે કોણ જાણે શુ થયુ ? ઉમર એકદમ મુહમદસાહેબના પગમા ઢળી જાય છે ! તે કહે છે “ માફ કરો હજરત ! મારી ભૂલ થઈ !”

મુહમદ તેને ઊભો કરે છે અને ખરો ધર્મ સમજવાનુ કહે છે આમ એક ઉશ્કેરાયેલાને પોતાનો બનાવે છે આને એક દૈવી પ્રસગ જ ગણાવી શકાય જ્યા હિંસા ઉપર અહિંસાનો વિજય થયો

આવોજ એક પ્રસગ રાજકોટમા થયો હતો મહાત્મા ગાધીજી રાજાની સામે ઉપવાસ કરે છે ત્યારે રાજવીઓ અને રાજાના સગાઓ

ઉશ્કેરાઈ જાય છે. ખૂન કરવાની ચેતવણી આપે છે. બન્ને બાજુ ઉશ્કેરાયલી કતાર ખડી છે. બાપુ પ્રાર્થનામા તલ્લીન થઈ જાય છે ! કોણુ જાણે શુ થયુ ' બધાના દિલમા બીજાની વૃત્તિ આવી જાય છે અને સહુ બાપુના અનુયાયી બને છે.

**ધર્મઝનૂનનો પડદો હટાવ્યો :**

એક દિવસ એવો હતો કે જ્યા સુધી ઉમર ઇસ્લામ ધર્મનો સ્વીકાર ન કરે ત્યા લગી કાબામા જઈને નમાજ પઢવાની કોઇની હિમ્મત ન હતી. મુહમદ સાહેબે વાત તો તેજ કરી હતી જે જુના ધર્મવાળા કરતા હતા પણ ધર્મ ઝનૂનના કારણે કેટલીક વાતો ઉપર પડદો પડી જાય છે. અગાઉ મે ઇશ્વર, અલ્લાહ અને ગોડનો દાખલો આપ્યો જ છે એવી જ રીતે ' અલ્લાહો અકબર ' કે ' હરહર મહાદેવ ' એ બન્નેનો અર્થ તો ' ઇશ્વર મોટો દેવ છે ' એજ થાય છે પણ લોકોને એ રીતે કોઈ ધર્મગુરુઓ સમજાવવા પ્રયત્ન કરતા નથી, અને પરિણામે એ અગે બાઝવામા ધર્મનો પ્રભાવ ગણાવ્યો એ ખોટુ છે. દ્રાક્ષ કહો કે અગુર બન્ને સરખા છે એવી જ રીતે ભાષાભેદનુ હિદુ મુસ્લિમ વચ્ચેનુ છે.

મુહમદ સાહેબે જનતાને આ સત્ય સમજાવવા માટે ૪૦ મા વર્ષથી ૫૩ મા વર્ષ સુધી આ સાધના કરી એ ગાળામા તેમને મક્કાથી હિજરત કરીને મદીનામા જવુ પડ્યુ પોતાનુ ઘર, કુટુબકબીલા બધાને છોડવુ પડ્યુ. મદીનામા મુહમદ સાહેબ ઉપર થતા આક્રમણોને રોકવા માટે યુદ્ધો થયા તેમને ખતમ કરી નાખવાના પ્રયત્નો થયા; પણ તેમણે બેધડક થઈને ખુદાનો સાચો પયગામ આપવો ચાલુ જ રાખ્યો. પરિણામે તેમના અનુયાયીઓ ઉપર સીતમ ગુજારવો શરૂ થયો

હવે પ્રશ્ન એ આવ્યો કે આક્રમણકારીઓને રોકવા કે નહી ! એ આક્રમણનો બચાવ કરવો કે કાયર થઈને ચૂપ પડયા રહેવું ! કોઈપણ ધર્મ કાયર બનીને અન્યાય સહેવા માટે તો કહેતો નથી. આક્રમણ કરવાની તેમણે રીત બદલી અને પોતાની કુરબાની કરીને પણ

ન્યાયના રક્ષણ કરવાની વાત કરી તેમણે કેવી રીતે યુધ્ધ કર્યું—શું થયુ તે કહેવાનો અત્યારે પ્રસગ નથી પણ અહી સામાન્યત કેવી કપરી પરિસ્થિતિમા મુહમદ સાહેબને કાર્ય કરવાનુ હતુ, તેમણે કેટલે હદ સુધી ક્ષમા રાખી હતી તેનો ખ્યાલ આવી શકશે ધર્મની રક્ષા માટે રામ અને કૃષ્ણે પણ તલવાર ઉપાડી જ હતી એવી જ રીતે મુહમદ સાહેબને પણ ઉપાડવી પડી હતી

## સદેશો અને વિધિનિષેધની વાતો

મુહમદ સાહેબે વિધિનિષેધની ચાર વાતો આપી, પણ સદેશો એક જ આપ્યો આ ચારે વાતો જે હૃદયથી સ્વીકારે, વાણીથી સ્વીકારે અને અમલમા મૂકે તે મુસલમાન છે ચાર વાતો આ પ્રમાણે છે—નમાજ, રોજા, હજ, અને જકાત

નમાજમા ઇશ્વરની સાથે સીધો સબધ બધાય છે તેમા પોતાની તુચ્છતા જાહેર કરીને જીવનને નમ્ર બનાવાય છે દિવસમા પાચ વખત નમાજ પઢવાનુ હોય છે ત્યા ઇશ્વરને સબોધીને કહેવાય છે “તારી આગળ હુ તુચ્છ પ્રાણી છુ” એમ કહી પોતાનુ હૃદય ઉઘાડુ કરાય છે

‘સૂરે ફાતેહા’—(ખુલ્લા કુરાન)મા સાત આયાતો (શ્લોકો) છે દરેક મુસલમાનને નમાજ પઢતી વખતે આ સાત આયાતો કહેવાની હોય છે (૧) પહેલી આયાતમા છે કે “હુ આ બ્રહ્માડોના રચનાર સર્જનહાર અલ્લાહની સ્તુતિ કરૂ છૂ (૨) બીજીમાં છે કે અલ્લાહ કેવો છે? રહેમાને રહીમ’ કૃપાળુ અને દયાળુ છે આ બન્નેમા થોડો ફરક છે આપણા સૌ ઉપર તેની કૃપા તો એક સરખી છે, પણ રહેમ એટલે જ્યારે કોઈની ભૂલ થાય છે ત્યારે તેને ઉગારી લે છે (૩) ત્રીજી આયાતમા અલ્લાહને ‘માલિકે યોમ્મદિન’ માન્યો એટલે કે કયામતના દિવસે ન્યાય કર્તા માલિક માન્યો એટલે સારા—નરસાનો ન્યાય તેનામા માન્યો (૪) ચોથી આયાતમા સત્યની ઉપાસના દઢ રહેવાનુ કહ્યુ છે. તેને કૃપાળુ દયાળુ અને ન્યાય કરનાર માન્યો પણ પુણ્ય પાપ શું છે

તેની ખબર ન પડે તો તેની દૃઢ ઉપાસના કરવાનુ કહ્યુ. (૫) પાંચમી આયાતમા સાચે માર્ગે મને ચલાવજે એમ કહ્યુ છે કારણ કે મને કઈ ખબર નથી હુ બધુ તારા ઉપરજ છોડુ છુ (૬) છઠ્ઠી આયાતમાં સાચો માર્ગ કયો એ બતાવવા કહ્યુ કે મારા પૂર્વે જે એ માર્ગે ગયેલા એમની સાથે પ્રસન્ન થયેલા તેજ સાચો માર્ગ છે એમ હુ માનુ છુ. (૭) સાતમી આયાતમા વિનવણી છે કે હુ ખોટા માર્ગે ઢળી પડુ. જે માર્ગે ચાલનારા ઉપર તારો ખોફ છે તે માર્ગમાથી મને બચાવી લેજે. આમા "ઉડા અધારેથી પ્રભુ પરમ તેજે તુ લઈ જા" અને "અસત્યોમાથી પ્રભુ પરમ સત્યે તુ લઈ જા"ની ભાવના રહેલી છે.

આ વાતો જો ખરેખર સમજવામા આવે તો જણાશે કે ભગવાન પાસ હિદુઓ કે ઈસાઈઓ આના સિવાય બીજુ શુ માગી શકે? ઘણીવાર ખોટા ખરાનો ફેસલો થઈ શકતો નથી ત્યારે આપણે ઈશ્વરનેજ ખરો માનીને તે ન્યાય કરશે એમ કહીએ છીએ રખે કોઈ એમ માને કે નમાજ ભણતી વખતે કોઈની હિસા કરવાનુ સૂચન થયુ હોય!

## ઈસ્લામ અને અહિસા :

પણ, અગાઉ મે કહ્યુ તેમ કઈક ગેરસમજૂતિ અને કઈક પરસ્પરના ધર્મમા ઊડાણથી ઉતરવાની ઉપેક્ષાના કારણે લોકો એમજ માને છે કે ઈસ્લામ ધર્મે તો હિંસાની વાત કરી છે અહિસાની વાતો હોય છતાં પણ આચારમા શુ છે?

ઈસ્લામ પ્રમાણે ઈશ્વરની શ્રેષ્ઠ કૃતિ માણસ છે અને તેને બધી વસ્તુઓનો ઉપભોગ કરવાનુ ઈશ્વરે કહ્યુ પણ એમ નથી કહ્યુ કે અમૂક વસ્તુનો ઉપભોગ નહીં કરે તો તને સજા કરીશ! જ્યારે મુસલમાનો સામે ખોરાકનો પ્રશ્ન આવ્યો ત્યારે ત્યાંની અરબસ્તાનની પરિસ્થિતિ પ્રમાણે નિર્ણય લેવો પડયો, અને તે પણ તે વખતની સ્થિતિ પ્રમાણે અહિસાની દિશામાજ હતો મુસલમાનોએ ભારતની સસ્કૃતિને યશનો કલશ ચઢાવ્યો છે કારણકે અહી જે ક્રાતિ થઈ તેની પાછળ કેટકેટલો ભોગ સસ્કૃતિના ઘડવૈયાને આપવો પડયો છે? શિકારમાથી ખેતી તરફ

આ દેશ સર્વપ્રથમ વધ્યો. કોઈપણ ચાલતા ફરતા પ્રાણીનો શિકાર ન કરવો પણ શ્રમથી ખેતી કરવી. એ તરફ સમાજને વાળવામાં મહાન પરિશ્રમ કરવોજ પડયો હશે. માસાહાર તરફથી અન્નાહાર તરફ લોકોને વાળવા જતા તે વખતે ઋષિમુનિઓ ઉપર ફિટકાર વરસ્યોજ હશે. પણ આજે ઘી–દૂધ અને અનાજનો અન્નહાર એ સુસસ્કૃત ખોરાક ગણાય છે. એવી રીતે ભગવાન મહાવીરે અપરિગ્રહવાદની સ્થાપના માટે છેલ્લુ કપડુ પણ દાન દઈ નગ્નાવસ્થા સ્વીકારી હશે ત્યારે લોકોએ પ્રથમ તો તેમને વદન પણ નહીં કર્યા હોય તેમની તરફ તિરસ્કારની નજરે જોયુ પણ હશે! એવી રીતે મુહમદ સાહેબે તે વખતના માણસખાઉ લોકોને આટલી છૂટ તે વખતની પરિસ્થિતિ પ્રમાણે આપી હશે એ ખરૂ, પણ તેમણે એમ નથી કહ્યુ કે મામાહાર ન કરો તો કોઈ પાપ પડશે. તેમણે તે વખતની પરિસ્થિતિ પ્રમાણે અહિંસાનો વહેવારૂ માર્ગ બતાવ્યો! "તુ માણસની હિંસા કરવા જઈશ એ મોટો ગુન્હો થશે! તારા માટે એ બરાબર નથી!"

## મુસલમાન તો દરેક પયગબરને માને!

કોઈ પણ દેશ કે સમાજમા ઈશ્વરનો સદેશો કહેનારા ન હોય તો તે સમાજ આગળ વધી શકતો નથી આ સદેશો લાવનારને આપણે અવતાર, દૂત કે પયગબર કહીએ છીએ. ઈસ્લામનો મહાન ગ્રથ કુરાન છે તેમ હિંદુધર્મનો મહાન ગ્રથ ગીતા છે આ ગીતામા કહ્યુ છે! યદા યદા હિ ધર્મસ્ય ગ્લાનિર્ભવતિ...... તદાત્માન સૃજામ્યહમ્ જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે અને અધર્મની વૃદ્ધિ થાય છે ત્યારે ત્યારે ઈશ્વર પોતાના અવતારને મોકલે છે તેવીજ રીતે કુરાનમા કહ્યુ છે કે —"મે દરેક દેશ અને દરેક જાતિમા પૈગબરો મોકલ્યા છે દરેક ધર્મના એવા મહાપુરુષોનો આદર કરો. એટલે ખરો મુસલમાન જેમ મુહમદ સાહેબને પયગબર માને છે તેમ મૂસા અને ઇસાને પણ પૈગબર માને છે તે ઉપરાંત તે કોઇપણ અન્ય દેશના પયગબરો *(અવતારો–દીપકરો–તીર્થકરો)*નો ઇન્કાર કરશે નહીં. એવા પયગબરો

જેમ અરબસ્તાનમા થયા તેમ ચીન, ઇરાન, હિન્દુસ્તાનમા પણ થઇ ગયા છે છેલ્લા પયગબર મુહમદ સાહેબ થઇ ગયા. અણુસમજને લઇને યહૂદીઓ ખ્રિસ્તીઓને ન માને, ખ્રિસ્તીઓ યહૂદીઓને ન માને કે મુસલમાનો બન્નેને ન માને એ ખોટુ છે. તે જમાનામાં પણ ખ્રિસ્તીઓ યહૂદીઓ અને મુસલમાનોએ સધિ કરી હતી અને મદીનામા એક જ ધર્મસ્થાનકમા સહુ સાથે રહ્યા હતા.

'માનવ સમાજ' એક જ બાપની ઓલાદ છે એમ મુહમદ પયગબરે કહ્યું છે તેમ બીજા મહાપુરુષોએ પણ કહ્યુ છે આ સત્ય છે અને તે હિદુસ્તાનનુ હોય કે અરબસ્તાનનુ–બધે સરખુ છે આ રીતે પ્રાણીમાત્ર પ્રત્યે ભ્રાતૃભાવ અને પ્રેમથી રહેવાની વાત ઇસ્લામધર્મે કરી છે તે તમારી સમક્ષ તે વખતની પરિસ્થિતિ અને ક્રમવાર તમારી આગળ રજૂ કરી છે તે ક્રમને જોતા જો એકાગી નિર્ણય લેવાય તો ઇસ્લામધર્મને અન્યાય થાય

ટુકમા, થોડા વખતમાં મે તમારી આગળ 'ઇસ્લામ ધર્મ અને તેની અહિસા'ની વાતો મૂકી છે તમે બધા વિચાર કરજો, અને દુનિયાના બીજા ધર્મોની સાથે ઇસ્લામ ધર્મનો સમન્વય કરતી વખતે આ ભૂમિકાને ધ્યાનમાં રાખજો. આજે ગાધીજી પછી દુનિયામા અહિ-સાનો ડકો વાગવા લાગ્યો છે. તેવા સમયે બધા ધર્મોવાળા અહિસાની વ્યાસપીઠ ઉપર એક નહીં થાય તો દુનિયા ઉપર જે મોટી આફત ઊતરી રહી છે તેનુ નિવારણ, ધર્મવાળા નહી કરી શકે.



## ચર્ચા – વિચારણા

### ઇસ્લામી લોકો પોતાનું સંશોધન કરે :

**શ્રી. દેવજીભાઈએ** ચર્ચા પ્રારભ કરતા કહ્યુ "આજે કુરેશી ભાઇએ ઇસ્લામની ખૂબીઓની ખૂબ સુદર વાતો કહી, મધ્ય એશિયાના પ્રદેશમાથી જે આક્રમણકારીઓ આવ્યા હતા તેઓ ખરેખર ઇસ્લામને

સમજ્યા ન હતા એ વાત સાચી છે પણ, ઇસ્લામની ખામી કે ખૂબી તેના અનુયાયીઓના વર્તન ઉપરથી જ તારવી શકાય એટલે ઇસ્લામને જેમ બીજા ધર્મના અનુયાયીઓ સારી રીતે સમજે, તેવી જ રીતે તેના અનુયાયીઓએ પણ ખૂબ સંશોધન કરવાની જરૂર છે. બાકી મુહમ્મદ પયગમ્બર સાહેબે નરમાશ, ન્યાય, નીતિ વગેરેનો સંદેશો પોતાના જીવનમાં સિદ્ધ કરીને આપ્યો એની વાતો ખરેખર આકર્ષક છે. આજે ભારતને એકતાની જરૂરી છે, તેમા ઇસ્લામ કે ઇતર ધર્મો સબધી દરેક ધર્મના લોકોના મનમા ઓછી સમજણને લીધે ભેદ છે તે કાઢી નાખવો જ રહ્યો

**શ્રી. પુંજાભાઈ** બધા ધર્મો "ખરાબ ન કરો, સારૂ કરો!" એ પાયાની બાબતમા સહમત છે તો આપણે એ દિશામા ખુબ ખુબ કાર્ય કરવુ જોઇએ ભાષાભેદને દૂર કરીને ચાલવુ જોઇએ ગાધીયુગે સર્વધર્મ સમન્વયનો સહયોગ આપ્યો છે તો તે સાધવા માટે સર્વધર્મ ઉપાસનાની સુદર ભૂમિકા ઊભી થઇ ચૂકી છે

### ઇસ્લામની અહિંસા :

**શ્રી. દંડીસ્વામી**એ કહ્યુ "મશરૂવાળાએ શ્રી મુહમદ પયગબર સાહેબને અહિંસક કહ્યા છે. ગીતામાં જેમ કૌરવ–પાડવોનુ યુદ્ધ અનિવાર્ય બન્યુ તેમ તે વખતે મુહમદ સાહેબ માટે અનિવાર્ય થયુ હોવુ જોઈએ. પણ, ખોરાકની બાબતમા, "તારા પેટને પશુ–પખીની કબર ન બનાવ!" એમ જે કહ્યુ છે તે અહિંસા સૂચવે છે અહી અગ્રેજો અને બહારના તત્વો ન રહ્યા હોત તો હિંદુ–મુસ્લિમ એકતા થઇ ચૂકી હોત અને લડાઇઓ ન થાત બાકી લવિગા–બાદશાહની પુત્રી પડિત જગન્નાથને અપાઇ, ટોડરમલના દીકરા વેરે અબુલફ્જલની દીકરી વરી ચૂકી હતી તેમજ ગાધીજીના પ્રભાવે અબ્દુલગફારખાન, તૈયબજી, ઝાકિરહુસેન, મૌલાના આઝાદ, ગુલામ કુરેશી, હુમાયુ કબીર વ અનેક મુસ્લિમ કુટુબો તૈયાર થયા છે. ગાધીજીએ હિંદુ–મુસ્લિમ એકતાની આપેલી અદ્દભૂત ભેટને આગળ ચલાવી દ્રઢ એકતા સાધવી જોઈએ.

**સંપર્ક વધારો :**

**પૂ. નેમિમુનિ** "કુરેશીભાઈએ પોતાની અધિકૃત ભાષામાં ઇસ્લામની ઊંડી વાતો કરી તેનાથી આ શિબિરમાં ઇસ્લામી પ્રતિનિધિની રહેલી ખાત્રી આંશિક રૂપે દૂર થવામાં મદદ થશે ઇસ્લામના નામે ધર્મ-ઝનૂન એવી રીતે પેસી ગયું છે કે તેને દૂર કરેજ છૂટકો છે આ દિશામાં ગાંધીજીના કાર્યનું વિશેષ મૂલ્યાંકન છે. ઉદાર ધર્મગુરુઓની મુસ્લિમ સમાજમાં અત્યારે ભારે તંગી દેખાય છે ખરી મુશ્કેલી તો એ છે કે મોટા ભાગના મુસ્લિમ કુટુંબો માંસાહારી છે, એટલે અમારો નિકટનો સંપર્ક અમૂક કુટુંબો સાથેજ થઈ શકે છે કુરેશીભાઈના કુટુંબ જેવા નમૂનાઓ ઓછા મળે છે વેપારી કે બીજા સંબંધોથી પણ મુસ્લિમ કુટુંબોના સંપર્કમાં આવવું અત્યંત જરૂરી છે "

**સંશોધન આવશ્યક છે :**

**શ્રી. માટલિયા** "આપણને કુરેશીભાઈએ ઇસ્લામની ચાર વાતો તત્ત્વ રૂપે આપી —(૧) નમાજ, (૨) રોજા, (૩) હજ અને (૪) જકાત એવીજ રીતે બીજી ત્રણ બાબતો છે —(૧) ખેરાત, (૨) જમાત અને (૩) જેહાદ આને વિશાળ અર્થમાં કહેવામાં આવેલ છે છતાં પોતાનાજ બંધુઓનું સંગઠન, તેનેજ દાન આપવું, અને એજ સંગઠનની નિષ્ઠાની કટ્ટરતા એટલી કે બીજાને નાપાક ગણવા, આણે ખોટી માન્યતા બેસાડી દીધી છે એ ઉપરાંત કુરાન એજ અજોડ પુસ્તક છે, ગમે તે સ્થાને રહેતો મુસલમાન ખલીફાની આજ્ઞાથી વિરૂદ્ધ ન વર્તી શકે તેમજ છેલ્લા પયગંબર મુહમદ સાહેબ થયા હવે કોઈ થઈ શકેજ નહીં, આવી વાતોનું સંશોધન થાય તો ઇસ્લામમાંથી ઘણું ઘણું લેવા જેવું છે જો એ ઝનૂન છૂટશે તોજ મુસ્લિમ ભાઈ-બહેનો બીજા ધર્મવાળાને આકર્ષી શકશે

**ચંચળબહેન** "પણ, ઇસ્લામ જગત સાથે, સર્વધર્મ સમન્વય અને ઉપાસનાના સંદર્ભમાં એકરૂપ થયેજ છૂટકો છે ગુજરાતનો દાખલો લઈએ તો સૂફી વાદની અસર બાલાશંકર કવિથી માંડીને સાગર કવિ

લગી થયેલી છે. મણિભાઈ કલાપી, બાપુ અને સતબાલ આ બધાના નિમિત્તે થયેલી એકતા અને સંતબાલ નિમિત્તે આવેલી અનુબંધ વિચારધારાએ દેશ અને દુનિયામાં સર્વધર્મ સમન્વય સાધીજ પાર થવાનુ છે ”

**કેટલાક ખુલાસાઓ :**

**પૂ. શ્રી. સંતબાલજીએ** થોડા ખુલાસાઓ આપ્યા હતા —

( ૧ ) ભગવાન ઋષભદેવનુ નામ જૈન, હિંદુ અને બૌદ્ધ ત્રણેને માન્ય છે. તે સર્વધર્મ સમન્વય છે. દડીસ્વામીજીએ ઇબ્રાહીમનુ નામ લઈ તેમાંથી “અબ્રાહ્મણ” અર્થ તારવીને ભગવાન ઋષભનાથને ઘટાવ્યા તે પયગબરને તો ખ્રિસ્તીધર્મ પણ સ્વીકારે છે

( ૨ ) મારા નમ્ર મતે જે ઇસ્લામી કુટુબો દેશના બલિદાન યજ્ઞમાં હોમાયા અને નજીક આવ્યાં, તે બધાનુ ગાધીજી ગયા બાદ આપણા તરફ વધુ લેણુ છે જો તેઓને આપણે દિલથી એક પાક-ઇસ્લામી તરીકે ન અપનાવીએ તો આપણે એવા ગુનેગાર ઠરશુ કે જેને ઇશ્વર કહો કે કુદરત કહો સહેજે માફ નહી કરે ! કોણ જાણે કેમ પણ કુરેશી કુટુબ જેવા ઇસ્લામી કુટુબો ઉપર મને તો ખૂબજ સદ્ભાવ સ્ફુરે છે. આપણે સૌ ઇસ્લામી જગતથી વધુને વધુ નિકટમા આવીએ એની આજે જગતને અનિવાર્ય જરૂર છે ” ( ૧૩-૧૧-૬૧ )

☆

[ ૧૧ ]

# વૈદિક ધર્મમાં યજ્ઞ

અત્યાર સુધી આપણે ઇસ્લામ ધર્મ અને ઈસાઇ ધર્મ અંગે વિચાર કરી ગયા છીએ હવે હિન્દુધર્મનો વિચાર કરીએ. હિંદુધર્મ એટલે હિંદુસ્તાનમાં પ્રચલિત થયેલા ધર્મો છે તેની ત્રણ શાખા છે– (૧) વૈદિક, (૨) બૌધ્ધ, અને (૩) જૈન હિંદુ ધર્મ એ વિશાળ અર્થમાં હિંદમાં રહેનારાઓનો ધર્મ, એ રીતે સમાયેલો છે

આર્યો ભારતમાં આવ્યા ત્યારે સૌથી પહેલા જે તત્ત્વ મળ્યું તે વૈદિક ધર્મનું તત્વ કહેવાય છે આ તત્વને વેદ એવું નામ આપવામાં આવ્યું છે વેદો અતિપ્રાચીન ગ્રંથો ગણાય છે તેને "અપૌરૂષેય" એટલે કે કોઈ પુરૂષે રચ્યા નથી એમ કહેવાય છે ખરેખર તે વખતના અલગ અલગ ઋષિઓને જે અનુભવ થયો તેનો સંગ્રહ આમાં ગુંથાયેલો છે. મૂળવેદ ત્રણ છે - ઋગ્વેદ, સામવેદ, અને યજૂર્વેદ. ખરી રીતે ત્રણેય નામો ક્રિયા ઉપર છે ઋચાઓનો ઉચ્ચાર કરવો તે ઋગ્વેદ છે ગીત દ્વારા વાણીને વધારે તે સામવેદ, અને યજ્ઞ કરવાની પ્રેરણા આપે તે યજૂર્વેદ છે આમાં અથર્વ વેદ પાછળથી ઉમેરાયો છે એમાં મંત્ર, શસ્ત્ર, વિજ્ઞાન વગેરે આવે છે. આની વિગતોમાં પડીએ એટલો સમય નથી. પણ, હિંદુધર્મની વૈદિક શાખામાં સર્વધર્મ ઉપાસના અંગેના કયા તત્વો પડયા છે તે અંગે વિચાર કરવાનો છે વૈદિક ધર્મ સાથે યજ્ઞ શબ્દ હજુ સુધી પણ જોડાયો છે યજૂર્વેદ શબ્દ જ યજ્ઞ બતાવે છે, યજ્ઞને આટલું બધું સ્થાન કેમ મળ્યું જે આજે પણ પરંપરાગત ચાલુ છે તે વિષે અત્રે વિચાર કરશું,

**યજ્ઞના દેવો**

માનવજાતિ જ્યારે વિકસવા લાગી ત્યારે આ યજ્ઞો શરૂ થયા

અને ઈસાઈ—ઈસ્લામ ધર્મના પ્રચાર પહેલા આર્યો જ્યા જ્યા ગયા ત્યા યજ્ઞોનો પ્રચાર ખૂબ જ હતો

જૈન શાસ્ત્રો પ્રમાણે ભગવાન ઋષભદેવે મનુષ્યોને પ્રથમ અસિ, મસિ અને કૃષિ, મતલબ કે રક્ષણ, વાણિજ્ય અને ગોરક્ષા શીખવ્યા આમ સસ્કૃતિના પ્રથમ ચરણ મડાયા

લોકો ભોળા હતા એટલે તેમને નાના મોટાનો ઉપકાર ઘણો લાગતો વરસાદ આવે એટલે તેમની નજર ગઈ કે વરસાદ ક્યાથી આવે છે ? એટલે આકાશ તરફ નજર ગઈ તેમણે એ આકાશના દેવને ઈંદ્ર નામ આપ્યુ આ ઇંદ્રમા તેમણે અપૂર્વ શકિતની કલ્પના કરી કે તે વાદળા ઘેરાવે, વિજળી ચમકાવે, તોફાન કરાવે અને પછી વરસાદ વરસે આ વરસાદથી ઘાસ થાય, પશુઓને ચારો મળે, ખેતીના અનાજથી મનુષ્યોને અન્ન મળે આવા ઉપકારી ઇંદ્ર દેવને કઈક તો સમર્પણ કરવુ જોઇએ ? એટલે યજ્ઞ કરી તેને સમર્પણ કરવુ અને તેમા ઇંદ્રનુ સ્થાન પ્રથમ આવ્યુ

પાણી આવ્યુ—એનો દેવ કોણ ! તો વરૂણ ! વરૂણ પાપ પુણ્યને જાણનારો, તે ગુપ્તમા ગુપ્ત વાતને જાણનારો છે પાણી આપણને જીવાડે છે, ખેતી માટે ઉપયોગી છે એટલે જળના દેવ તરીકે વરૂણનો ઉપકાર માન્યો

પછી નજર ગઈ પ્રકાશ તરફ ' પાણી મળે પણ પ્રકાશ ન હોય તો ? અધારામા કઈ રીતે જીવાય ? પ્રકાશની તો મોટી અસર છે તેના વગર જીવન અસ્ત વ્યસ્ત થઈ જાય. એટલે તેમણે પ્રકાશના દેવ તરીકે સૂર્યને માન્યો

પણ પાણી આવે, વિજળી ચમકે, ઉપદ્રવ થાય આ બધામાથી રક્ષણ મેળવવુ રહ્યુ. તો રક્ષણના દેવ તરીકે તેમણે રૂદ્રને માન્યા.

જો કે પ્રકાશ હતો, ગરમી મળતી હતી છતાં પણ ખાવાનુ કાચુ ખાઈએ તો દુ.ખે, શરદી ભયકર પડે તો તેનાથી પણ બચવુ

જોઈએ. આમા વનમા લાકડા અથડાય અને અગ્નિ પ્રગટે એટલે તેમણે પાચનના દેવ તરીકે અગ્નિને દેવ ગણ્યો.

પણ વિચારની એક શ્રેણિ આગળ વધીને માનવે વિચાર્યું કે ગમે તે ખાઈએ તેનુ પાચન થાય, છેવટે બહાર નીકળે, તેમાંથી સાત ધાતુ બને અને કચરો મળમૂત્ર કે ઊલટી વાટે બહાર નીકળે. આ બધાનો નિયામક કોઇ હોવો જોઇએ એટલે એને યમદેવ માન્યા. માણુસ મરી જાય એટલે તેને યમ લઇ જાય. એ આ દેવની શક્તિ ગણવામા આવી.

## ઉપકારીને કઇક આપવુ જોઈએ. તે યજ્ઞ !

આ પ્રમાણે છ દેવો થયા. ઇંદ્ર દેવોનો રાજા, વરુણ પાપ–પુણ્ય જોનારો, સૂર્ય પ્રકાશ આપનારો, રૂદ્ર રક્ષણ કરનારો, અગ્નિ પાચન કરાવનારો અને પકાવનારો અને યમ મૃત્યુ પછી લઇ જનારો તેમજ નિયામક આમ અદૃશ્ય બળો અગે દેવાની માન્યતા વધતી ગઇ. સાથે સાથે ઘી–દૂધ–અનાજ આપ્યા મન અને બુદ્ધિનો વિકાસ થયો એટલે દેવોની કૃપાથી આ બધુ થાય છે માટે તેને કઇક આપવુ જ જોઈએ એવો વિચાર આવ્યો તો શુ આપવુ ? દેવને વહાલામાં વહાલી વસ્તુ અપાય ! એ વહાલામાં વહાલી વસ્તુ કઈ ?

## અલગ અલગ યજ્ઞો પાછળનુ પ્રયોજન !

વહાલામા વહાલી વસ્તુને નક્કી કરવા માટે જેમ જેમ માણુસની વિચારણા કાળે કાળે બદલાતી ગઇ તેમ અલગ અલગ યજ્ઞો આવ્યા હવે તે વખતે વહાલામા વહાલી વસ્તુ કઈ એનો જવાબ તો દીકરો હતો !

એક કથા આવે છે. હરિશ્ચદ્ર નામના રાજા પાસે નારદજી એકવાર જાય છે. તેને પૂછે છેઃ “કેમ છો ?”

રાજા કહે “છુ તો બહુ આનદમા, પણ એક વાતનુ દુ ખ છે. કોઇ સતાન નથી !”

નારદે કહ્યુ : “તો કરો વરુણ દેવને પ્રાર્થના !”

રાજાએ વરૂણને પ્રાર્થના કરી. વરૂણ પ્રસન્ન થયા અને કહ્યુ: "તને બાળક થશે, પણ એ બાળક મને આપી દેવો પડશે "

રાજા કહે "કબૂલ !"

રાજાને બાળક થાય છે તો નારદ કહે છે કે તમારે એ વરૂણને આપી દેવો જોઇએ રાજા કહે છે "થોડુક માનુ વાત્સલ્ય તો પીવા દો મોટો થવા દો. પછી લઈ જજો !"

"ભલે !" એમ કહી નારદ વનમા ચાલ્યા જાય છે છોકરો મોટો થાય છે સમજણો થાય છે તે વખતે રાજા જગલમાં જાય છે અને કઇક ખાઇ આવે છે પોતાને આહુતિ આપી નથી એટલે વરૂણ રાજા ઉપર ગુસ્સે થાય છે રાજાને જલોદર રોગ થાય છે દીકરાને થાય છે કે પિતાનુ આ દર્દ મટાડવુ જોઇએ તે માટે તે હોમાવા તૈયાર થઇ જગલમા જાય છે

તે વખતે ઇંદ્ર દેવ આવે છે તેઓ પૂછે છે "કયા જાય છે ?"

તે છોકરો કહે છે "મારા પિતાને રોગ થયો છે તે મટાડવા હુ હોમાવા જઈ રહ્યો છુ "

ઇંદ્ર કહે "તુ શા માટે હોમાય છે રસ્તામા તને મળે તેને લઇ જજે "

છોકરો આગળ ગયો રસ્તામા તેને અજગતિ નામનો બ્રાહ્મણ મળ્યો તેને પૂછયુ "કેમ શુ કરો છો ?"

બ્રાહ્મણે કહ્યુ "ભૂખ્યા છીએ આ છોકરાઓને શુ ખવડાવુ ? પત્નીને શુ ખવડાવુ ?"

રાજકુમાર કહે "રાજા પાસેથી હુ તમને બધુ અપાવીશ પણ એક શરત કે ત્રણેમાથી એક છોકરાને આપવો પડશે "

બ્રાહ્મણે વિચાર્યું કે જો બધા સુખી થતા હોય તો પછી એક ભલે જાય ! એટલે 'શુન શેમ' નામના દીકરાને બલિ માટે, સો સોનામહોર સારુ આપે છે છોકરો બલિવેદી ઉપર બધાયો છે અને

લઇને તેને હોમવાની તૈયારી ચાલે છે. ત્યારે છોકરો વિચારે છે કે "સગો બાપ પણ મારો નથી" એટલે તેણે બીજા દેવોની ઉપાસના કરી બ્રહ્મા, અગ્નિ, સૂર્ય પછી અંતે વરૂણને યાદ કરે છે. વરૂણ કહે: "મે તો તને લેવાનું વરદાન આપ્યુ છે. આપવાનુ કામ મારૂ નથી. એ કામ ઇન્દ્રનુ છે !"

છોકરો ઇન્દ્રની પ્રાર્થના કરે છે ઇન્દ્ર વચમાનો રસ્તો કાઢે છે અને સ્વર્ગના વૈદ્યરાજ અશ્વિનીકુમાર તેને બચાવી લે છે સાર એ છે કે પૈસાને ખાતર બાળકને હોમનાર પિતા મળે છે.

## હિંસક અને અહિંસક યજ્ઞો :

આ ઉપરથી વિચારવાનુ એ છે કે યજ્ઞના પ્રારભમા વહાલામાં વહાલી વસ્તુને ભેટ આપવાની, કૃતજ્ઞતા પ્રગટ કરવાની ભાવના હતી. તેમા પ્રથમ પુત્રો અને પછી તેમના બદલે બીજાના પુત્રોને બલિએ ચઢાવવાની પ્રથા હતી તે નરમેધ (નરવધ) યજ્ઞ કહેવાતો. પણ આ નરમેધ લાબો સમય ન ચાલ્યો. કારણકે યજ્ઞમા બલિએ ચઢનારની પ્રાર્થના આક્રંદ વગેરે તેમ જ મનુષ્ય જ મનુષ્યની જ બલિ આપે એ સુશોભિત કૃત્ય નથી, એવુ માનવની બુદ્ધિના વિકાસનુ સતત ભાન એણે માનવને નરમેધ તરફથી બીજી વસ્તુઓ હોમવા તરફ વાળ્યો.

ત્યારે વિચાર થયો કે સહુથી વધુ ઉપયોગી વસ્તુ ગૌ છે એટલે ગોમેધ ચાલ્યો ત્યા વિચાર થયો કે ગાય તો સુદર દૂધ આપે છે, બળદ ખેતી માટે ઉપયોગી છે, તેને હોમવુ ઠીક નહી, એટલે અશ્વમેધ યજ્ઞ આવ્યો અશ્વ પણ ઉપયોગી જનાવર હતુ એટલે બકરીનુ બલિદાન આપવાનો ક્રમ ચાલ્યો. આમ હિંસક યજ્ઞોનો ક્રમ પુત્રેષ્ટિયજ્ઞ, નરમેધયજ્ઞ, ગોમેધયજ્ઞ, અશ્વમેધયજ્ઞ અને અજામેધયજ્ઞ રૂપે આવ્યો. તેમાંથી પણ નીચે ઉતરતા મરઘા-કુકડાં બલિએ ચઢાવવાનુ આવ્યુ.

પણ શુભ ભાવનાએ ઉપકારનો બદલો વાળવા જે પુણ્ય કાર્ય

માનીને કરવામા આવતુ તેનુ દશ્ય વિભિત્સ ઉભુ થતુ; તે ઉપરાત યજ્ઞ માટે બલિએ ચઢનારને પ્રાર્થનાનો અધિકાર આપવામા આવ્યો હતો પશુ–પખી તો ક્યાંથી પ્રાર્થના કરી શકે?

એટલે વિકસતી માનવ બુદ્ધિએ વિચાર્યું કે આનો બાહ્ય અને અન્ય જીવોનુ બલિદાન અપાય છે. પણ પોતાની જાતમાથી શું અપાય છે? એટલે દ્રવ્યોનો યજ્ઞ અને જપ યજ્ઞ આવ્યા. યજ્ઞો એટલા માટે થતા કે તેમાથી અનાજ, ધન, વરસાદ વગેરે મળે! એટલે યજ્ઞમાં જે વસ્તુની સિદ્ધિ થવા લાગી તેનો થોડો ભાગ યજ્ઞમા હોમવા લાગ્યા.

પણ પછી વળી પાછી યજ્ઞની વ્યાખ્યા બદલાવા લાગી સાચુ સુખ તો ભૌતિક દ્રવ્યો ઉપરથી પ્રભુભજનમા–ધ્યાનમા–જપમા મનાવા લાગ્યુ તુલસીદાસજી કહે છે —

तबलग कुशलन जिव कह सपने हु मन विसराम,
जबलग भजत न राम कहं शोक धाम तजि काम

જ્યા સુધી બધી કામના જે દુખોનુ ધામ છે તેને તજી ન દે ત્યા સુધી જીવને સપનામા પણ આરામ નથી તેને સાચુ સુખ તો રામના ભજનમા છે ગીતામા પણ કહ્યુ છે– 'यज्ञाना जय यज्ञोस्मि' એટલે કે યજ્ઞમા જપયજ્ઞ હુ છુ એટલે સાચો યજ્ઞ ભગવાનનુ ભજન કરવુ, નામ લેવુ એ ગણાવા લાગ્યો. ત્યાથી વધુ ઊંડા જતા એમ લાગ્યુ કે જપ તો કરીએ પણ જ્ઞાન મેળવીએ તો સારૂ! પ્રભુનુ ભજન ન કરીએ, તેમા લીન ન થઈએ, બલિદાન ન આપીએ તો ચાલે, પણ અતરનુ બલિદાન આપી દઈએ તો ઈશ્વર રાજી થાય છે, પણ આવા ભાવ યજ્ઞના બલિદાનનુ પ્રતીક હોવુ જોઈએ ને? એટલે કહ્યુ –

श्रेयान् द्रव्यमयाद्यज्ञात् ज्ञान यज्ञ परतप।
सर्वं कर्माखिल पार्थ! ज्ञाने परिसमाप्यते॥

બધા જ કર્મો જ્ઞાન–યજ્ઞમા સમાઈ જાય છે. એજ પરતપ છે.

આમ હિંસક યજ્ઞોમાંથી અહિંસક યજ્ઞો દ્રવ્યયજ્ઞ, જપયજ્ઞ, અને જ્ઞાનયજ્ઞ તરફ વળાયું.

**ભક્તિ યજ્ઞ :**

પણ આ જ્ઞાન-યજ્ઞ સારો હતો. પણ જ્ઞાનવાદમાં તે બદલાતાં ચર્ચાઓ ચાલી. શંકરાચાર્ય જેવાઓએ એ ચર્ચામાંથી તત્વ મેળવ્યું પણ બીજાઓ વિતંડાવાદમાં પડી ગયા.

આ વિતંડાવાદે કેવો ભયંકર અનર્થ સર્જ્યો તેનો ખ્યાલ જૈન-ધર્મના હરિભદ્રસૂરિના જીવનમાંથી આવતા એક પ્રસંગથી આવી શકશે તે વખતે બૌદ્ધ વિદ્યાપીઠો હતી. એટલે ત્યાં જ્ઞાન મેળવવા માટે પોતાના ભાણેજ બે જૈન વિદ્યાર્થી હંસ અને પરમહંસને વેશ પરિવર્તન કરાવી મોકલવામાં આવે છે બૌદ્ધોને શક ગયો કે આનો જૈનો છે, એટલે કહ્યું કે બૌધ્ધ ધર્મ ન સ્વીકારો ત્યાં સુધી જ્ઞાન ન આપીએ પછી હેરાન કરવા માટે વિચાર્યું કે એવું કંઈક કરવામાં આવે કે જૈનો ચાલ્યા જાય ! એટલે એક તીર્થંકરની મૂર્તિ બનાવી તેનો પગથિયા તરીકે ઉપયોગ શરૂ કર્યો પેલા વિદ્યાર્થીઓ ઓળંગીને જવા લાગ્યા એટલે તેમણે ફરજ પાડી કે પગ મૂકીને ચાલો !

અંતે બન્ને કંટાળીને ત્યાંથી ભાગ્યા પણ બૌધ્ધો તેમની પછવાડે પડ્યા, એકને રસ્તામાં તેમજ બીજાને પાદરે ખતમ કર્યો જે ભગવાન બુદ્ધ જો કરૂણા યજ્ઞમાં હોમાતા પશુઓને બચાવી લેવાનું કહે તે બુધ્ધ ભગવાનના અનુયાયીઓ પોતાથી જુદા મતવાળાના ખૂન કરવા સુધી જાય તે કેટલી બધી દુઃખદ બીના ગણાય.

પણ, જૈનો ઓછા ઉતરે તેવા ન હતા હરિભદ્રસૂરિને આ સમાચાર મળ્યા તેમને વિચાર થયો કે શું કરવું ? કુમરિપુરનો રાજા દેવપાળ તેમનો શિષ્ય હતો. તેને કહ્યું "આપણે બૌધ્ધ સાધુઓ સાથે વાદ કરવો છે. માટે બોલાવો."

બૌધ્ધો તૈયાર થયા એટલે હરિભદ્રસૂરિએ કહ્યું કે " જે વાદવિવાદમાં હારે તેને ગરમ તેલની કડાઈમા નાખવા ! " જૈનો તો ઉદાર કહેવાય, અહિંસામાં માનનારા ગણાય તેમને કેવી રીતે આવો ક્રૂર વિચાર આવ્યો હશે ?

પેલા બૌદ્ધો ૧૪૪૪ હતા એક બે કડાઈમા ઉકળતા તેલમાં તળાયા બાદ તેમને વિચાર આવ્યો કે મારા ભાણેજ હંસ–પરમહંસના માટે આટલી બધી હત્યા કરૂ ? અહિંસક જૈનો અને બૌદ્ધોના ચર્ચા-વિતંડામાથી હિંસા ઉપર ઉતરી પડવાનો કિસ્સો વિચારવા જેવો છે. છેવટે તો હરિભદ્રસૂરિને ખુબ જ પસ્તાવો થયો અને તેમણે પ્રાયશ્ચિત લીધુ

આ વિતંડાવાદ બહુ જ ભયાનક છે યાજ્ઞવાલ્કયઋષિ ચર્ચામાં પડયા વેદવાદી લોકો ચર્ચા કરવા આવ્યા ? વેદ કેટલા ?

તો કહ્યુ " ચાર ! "

" દેવ કેટલા ? "

" અનેક ઇંદ્ર વગેરે દેવોને માનો છો તો યજ્ઞ આપવો જોઇએ ! "

" આનો પાયો કયો ? "

' सत्य ज्ञानमनन्त ब्रह्म ! ' જ્ઞાન સત્યરૂપ છે તે અનંત છે અને વ્યાપક છે, તે બ્રહ્મમય છે બ્રહ્મમાથી પેદા થઈ આકાશ બધાને વીટે છે પણ પોતે વિટાતુ નથી પણ તેથી આગળનુ તત્વ ' અક્ષર ' છે જે કશામાં લેવાતુ નથી "

ગાર્ગી અને મૈત્રયી આશ્ચર્યમુગ્ધ થાય છે ખરી રીતે તો પ્રથમ જ્ઞાનચર્ચા જ ચાલે છે પણ " वादे वादे जायते तत्व बोध " પછી વિતંડાવાદ થઈ જાય છે આમ વિતંડાવાદમાથી જે વાત યજ્ઞ રૂપે આગળ આવી તે ભજન ભક્તિ કહેવાઇ તેને આપણે ભક્તિયજ્ઞ કહી શકીશુ કબીર, નાનક, મીરા તુલસી, સુરદાસ નરસિંહ મહેતા વગેરેએ ભજન મહાત્મ્ય ઉપર ઘણી ઘણી વાતો કહી છે. અને ઇશ્વરનુ સ્મરણ ભક્તિ એને યજ્ઞ માનવામા આવ્યો

**શ્રમયજ્ઞ :**

આ યજ્ઞની પરિપાટી આમ ભક્તિ યજ્ઞ સુધી આવી પણ "ભૂખે ભજન ન હોઈ. ગોપાલા!" તેમજ કબીરે કહ્યું તેમ "કર સાહેબ કી બંદગી ઔર ભૂખેકો અન્ન દે!" એ પ્રમાણે માણસ ભૂખ્યો હોય તો તેનું મન ભજનમાં ન લાગે એટલે યજ્ઞની એ પરિપાટીમાં મહાત્મા ગાંધીજીએ આપણને શ્રમયજ્ઞ આપ્યો તેના પ્રતીક રૂપે રેંટિયો આવ્યો. રેંટિયા દ્વારા મજૂરી આપી આમ ક્રમે ક્રમે યજ્ઞનો વિકાસ થતો ગયો.

## યજ્ઞોની નવી સમજૂતી :

આ યજ્ઞોની એક નવી સમજૂતી એ આવી કે હિંસક યજ્ઞો ને અહિંસક યજ્ઞો તરીકે ઘટાવવાનો પ્રયાસ થયો હિંસક યજ્ઞોમા નરમેધ, ગોમેધ, અશ્વમેધ, અજામેધ, મહિષમેધ વ નો વિકાસ જોયો નરમેધને નવી રીતે ઘટાવતા આ શરીર ને શ્રમયજ્ઞ દ્વારા સિદ્ધિ લાયક બનાવવાનુ કહેવામા આવ્યુ આત્માને બ્રહ્મ માનવામા આવ્યો અને બધા દેવોનો વાસ આ શરીરમાં છે એમ માનવામા આવ્યુ જેમકે ગો એટલે ગાય ખરી, અને ગો એટલે ઇંદ્રિયો પણ ખરી. અગ્નિ એટલે પાચક રસો, સૂર્ય એટલે વીર્ય, મન એટલે ઇંદ્ર આમ બધા દેવોને ઘટાવવામા આવ્યા આ બધો જ્ઞાનનો પ્રતાપ હતો એટલે જ્ઞાનયજ્ઞ, વાદયજ્ઞ, જપયજ્ઞ, શ્રમયજ્ઞ સુધી પહોચ્યુ પણ શ્રમયજ્ઞની સફળતા માટે તેમણે સત્યનો આગ્રહ રાખવા બતાવ્યુ અને સત્યાગ્રહ દ્વારા તપયજ્ઞ પણ શરૂ કર્યો

ગાંધીજીએ સત્યના ત્રણ નામો આપ્યા સતનામ સાહેબકા સત્ય એજ ઇશ્વર અને સત્ય પ્રાપ્તિનુ સાધન-સત્યાગ્રહ ચિત્તની વૃત્તિનો સંપૂર્ણ વિલય કરવો હોય તો તે તપ દ્વારાજ થઈ શકે

યજ્ઞના વિકાસમા આપણે આમ તપયજ્ઞ સુધી પહોચ્યા. શ્રમયજ્ઞ વખતે એમ વાત રજૂ થઈ કે જનતા એજ જનાર્દન છે શરીરની અંદર બધા દેવો સમાયેલા છે તેનેજ બ્રહ્મ માની શકાય છે આમ તપયજ્ઞની

નવી ભૂમિકા અને વ્યાખ્યા આપણને મળી બ્રહ્મની અંદર, વ્યક્તિથી, સમષ્ટિનો સમાવેશ કરવામા આવ્યો અને એજ બ્રહ્મ વિહાર છે એમ માનવામાં આવ્યુ. તે સાથેજ એ બ્રહ્મ તત્ત્વ મારામા પણ છે અને પ્રાણી માત્રમા છે એમ માનતા આત્મા અને પરમાત્મા બન્ને લેવા પડશે. તેમા બધા જીવો આવી જાય છે એટલે સાચો શ્રમયજ્ઞ અને તપયજ્ઞ સમસ્ત સમાજને સુખી કરવામા તેના ચરણે પોતાનુ સુંદર તત્ત્વ રજૂ કરવામા આવે છે

હરિકેશી મુનિ ચાડાળ જાતિના હતા જ્યા યજ્ઞ થાય છે ત્યા જઈને ઊભા રહે છે પેલા લોકો કહે છે તમે નાસ્તિક છો તમારા માટે અહી સ્થાન નથી!"

હરિકેશી કહે "તમે જે યજ્ઞમા હોમવા તૈયાર થયા છો તે બધુ મારામા છે તો મને કેમ તે આપતા નથી'

"देवान् भावय ताडनेन ते देवा भावयति व"

એટલે કે દેવોએ જે તમને આપ્યુ છે તે દેવોને કેમ આપી દેતા નથી? અર્થાત્ કે સમાજરૂપી દેવોએ તમને જે આપ્યુ છે તે તમારે સમાજને આપવુ જોઈએ."

હરિકેશીએ યજ્ઞની નવી વ્યાખ્યા ઉપર પ્રમાણે આપતા આગળ ઉપર કહ્યુ "તમે માત્ર અનાજ માત્રથી જીવતા નથી પણ જ્ઞ નથી જીવો છો એ જ્ઞાન ઋષિઓએ આપ્યુ છે એટલે અમે વેદને માનીએ છીએ જેનો અર્થ જ્ઞાન થાય છે તે અનાદિ છે આમ વેદ અનાદિ છે. જેનાથી તમે તમને પોતાને જાણી શકો તેનુ નામ વેદ

तवो जोइ जीवो जोइटाण, जोगा सुया सरीर कारिसग,
कम्मेहा सजमजोगसन्ती, होम हुणामि इसिण पसत्थ ॥

તમે જે અગ્નિને આહૂતિ આપો છો તે અગ્નિ બીજો કોઈ નહીં પણ તપ રૂપી અગ્નિ છે. જેમા બધો કચરો બળી જાય છે. આખા

વિશ્વને બાળવુ હોય તો નિર્જરાથી થાય અને આ નિર્જરા તપ વડે આવે છે."

આમાં ઉપવાસની વાત આવે છે. ગાંધીજીએ આ તપયજ્ઞને–સામુદાયિક ઉપવાસ રૂપે આગળ કર્યો છે. આ તપને જલતી જ્યોતિ કહેવામાં આવે છે. પારસીઓમાં જ્યોતિને કાયમ રાખવાનુ છે. તે આ તપરૂપી જ્યોતિ છે. જગતના બધા અનિષ્ટોને દૂર કરવાનું સાધન આ તપ જ છે જીવ એ જ દેવતા છે. આ આત્મરૂપ દેવતાને મેળવવા માટે તપ છે એ તપ સત્યાગ્રહમાથી આવે છે અને જગતના બધા અનિષ્ટોનો નાશ કરી શકે છે

હજરત મુહમદ સાહેબ મક્કા યાત્રાએ ગયા. ત્યારે હથિયાર ન લઈ ગયા તેમણે કહ્યુ કે હથિયાર સિવાય નૈતિક બળે–તપના તેજે અમે પ્રતિકાર કરવા આવ્યા છીએ આજના યુગમાં એ સૂત્ર ગાંધીજીએ તાજુ કરી બતાવ્યુ છે તેમણે શ્રમયજ્ઞ રૂપે રેંટિયો આપી અને તપયજ્ઞ રૂપે સામુદાયિક અહિંસક સત્યાગ્રહ અને ઉપવાસ વડે લોકોની ઘણી શુદ્ધિ કરી છે

આપણે (વિશ્વવાત્સલ્ય પ્રયોગકાર) એને શુદ્ધિ–પ્રયોગ કહીએ છીએ એમા તપ અને પ્રાર્થના આવે છે. સાથે જ ભક્તિયજ્ઞ રૂપે કર સાહેબકી બંદગી અને શ્રમયજ્ઞ રૂપે ભૂખે કો અન્ન દે–આ કરવા માટે સૌ લોકો યાહોમ કરવા તૈયાર થાય એ જ વ્યાપક અર્થમા, સાચો યજ્ઞ થશે ચિત્તશાંતિ કે બીજા શબ્દોમાં વિશ્વશાંતિ કહીએ, તે ચર્ચાથી યજ્ઞોથી, તાપથી નહી થાય પણ તપ કરવાથી થશે. જ્ઞાનની આડે આવેલાં આવરણો દૂર નહી કરીએ ત્યાં સુધી સાચુ જ્ઞાન મળશે નહીં.

આમ આપણે જોયુ કે પ્રાચીન ઋષિ–મુનિઓથી લઈને મહાત્મા-ગાંધી સુધીના સતોએ વૈદિક ધર્મમાં યજ્ઞના વિકાસમા પોતપોતાની

રીતે ફાળો આપ્યો છે અને યજ્ઞનો વિકાસ થતા થતા તપ યજ્ઞ સુધી પહોંચી ગયો છે. યજ્ઞ એ વૈદિક ધર્મનો પાયાનો વિચાર છે—જેનો અર્થ થાય છે ઉપકારીનો ઉપકાર, ઉપકાર કરીને વાળવો, પણ તેણે કાળ અને ક્રમ પ્રમાણે વિકાસની સાથે વિકાસ સાધવો જોઈએ



## ચર્ચા વિચારણા

### યજ્ઞ એટલે?

**પૂ. દંડીસ્વામીએ** આજની ચર્ચાનો પ્રારંભ કરતા કહ્યું "યજ્ઞમાં રહેલો "યજ" ધાતુ મારા નમ્ર મત મુજબ યજન અને પૂજન બન્ને અર્થમા વપરાય છે. સાદી રીતે કહીએ તો યજમાન ગોરનુ પૂજન કરે ત્યારે સ્વાગત થયુ ગણાય, પણ જમાડે તેનુ નામ યજન થયુ ગણાય. જૈમિની વગેરે કેટલાક મુનિ યજ્ઞમા કેવળ દેવોને અર્પણ કરવામા નહી, પણ તેમની પાસેથી પામવામા માને છે. ખરેખર તો યજ્ઞ એ છે જે મનુષ્ય દેહ મળ્યો છે તેને આત્મરૂપી દેવની સિદ્ધિ માટે બલિએ ચઢાવવો જૈન અને બૌદ્ધોએ જે દ્રવ્ય યજ્ઞોનો વિરોધ કર્યો છે તે સયમ અને અહિંસાને મુખ્ય રાખીને ગણ્યો છે

### વિકાસ સાથે યજ્ઞની નવી દૃષ્ટિ

**શ્રી પૂજાભાઈ:** "જ્યાસુધી દૃષ્ટિ નહોતી વિકસી ત્યા લગી નરમેધ, ગોમેધ, અજામેધ, અશ્વમેધ, મહિષીમેધ વ ચાલ્યા વહાલામા વહાલી વસ્તુ આપવાની દૃષ્ટિને પણ આજના યુગાનુરૂપ વળાક આપવો જોઇએ. મે ૧૨૫ મણ દૂધ લોકોને નર્મદામા પધરાવતા જોયા અને હું ધ્રુજી ઊઠયો. લોકોને છાશના પણ દર્શન ન થાય ત્યા આ વાત તો મૂઢતા જ છે આપણાં અને સમાજના અનિષ્ટોને બાળનાર નવા યજ્ઞો ચવાં જોઇએ.

**શ્રી. દેવજીભાઇ :** "ખોટા અર્થ કરી કે સાકડાવાડાના કારણે જુદો અર્થ કરીએ તો અલગ વાત છે; પણ મુનિશ્રી સતબાલજીએ કહ્યુ તે પ્રમાણે તપને અગ્નિ અને તપજ્યોતિ ને જીવનજ્યોતિ માનવી, મનવચન કાયાના યોગો રૂપી કડછી વગેરેનો જૈનોમા થયેલ પ્રયોગ યજ્ઞની વિકસિત દશાજ છે. એજ રીતે વિકસિત થતા ગાધીજીએ શ્રમયજ્ઞ આપ્યો અને આપણે શુદ્ધિ-પ્રયોગરૂપે તપ-યજ્ઞની વાત કરીએ છીએ.

**શ્રી. બળવતભાઈ :** "દયાનદ સરસ્વતીએ કહ્યુ છે કે 'વેદના મૂળમા કયાયે હિસક યજ્ઞોનુ વિધાન છેજ નહીં એ રીતે જોતા યજ્ઞની રીતમા ફેરફારનો મમય આવી પહોચ્યો છે. ઘી-દૂધ વ. હોમવા કરતા વિશ્વશાંતિ માટે પ્રાણ, પ્રતિષ્ઠા અને પરિગ્રહ હોમવા એ આજનો સુયજ્ઞ ગણાશે.

**શ્રી. બ્રહ્મચારીજી :** "આજે યજ્ઞ ફેરફાર માગે છે ખરેખર તો આત્મા અને જગતના કલ્યાણ માટેજ યજ્ઞની વાત આવી છે. તે પ્રમાણે આજના યુગનો યજ્ઞ શોધવો પડશે અને તેને માન્ય કરવો પડશે

**હવે શુદ્ધિ પ્રયોગ**

**પૂ. નેમિમુનિ :** "એક કાળે માસાહારનુ પ્રચલન હતુ તેમાથી બુદ્ધ મહાવીરે સશોધન કર્યું અને ખુદ શકરાચાર્ય જેવાએ પણ દાન, દયા, જ્ઞાન વ નો યજ્ઞસામગ્રીમા સમાવેશ કર્યો આમ જગત માસાહાર તરફથી નિરામિષાહાર તરફ વળ્યુ છે એમા અહિસાના વિકાસનો ખ્યાલ સહેજે આવી શકશે "ફાસીની સજા ખૂનીને પણ ન થાય" એ વિચાર અહિસક પ્રક્રિયાના કારણે ગતિમાન થયો છે

મુનિશ્રી સતબાલજીએ પોતાના વિષયમા યજ્ઞ વિષે કહ્યુ તે સાચુ છે યજ્ઞના કાર્યક્રમની ભેટ એ વૈદિક ધર્મની ભેટ છે પણ, જેમ ક્રમેક્રમે યજ્ઞના વિકાસનો ઇતિહાસ આપણે ક્રમબદ્ધ સાભળી ગયા તેમ, હવે શુદ્ધિ પ્રયોગના યજ્ઞને અપનાવ્યા વિના છૂટકો નથી

આજે તો મહર્ષિ દયાનંદે કહ્યાં તેવા યજ્ઞોની પણ જરૂર નથી રહી. કારણ કે આજે અણુઓમના પ્રયોગથી જે હવા બગડી રહી છે, તેને નાના સરખા યજ્ઞના ધૂમાડાથી નહીં, પણ વૈજ્ઞાનિક વસ્તુઓના સદુપયોગથી જ સાફ કરી શકાશે એટલે હવે તો અણુઓમની અહિંસક અવેજી પૂરે તેવો યજ્ઞ યોજવો જોઇએ. આવા યજ્ઞ રૂપ શુદ્ધિપ્રયોગ આપોઆપ સિદ્ધ થઈ જાય છે

**શ્રી. પૂજાભાઈ** "માણસ જેવો, તેવા ભગવાન બન્યા છે તેમ આજે માનવ વિશ્વમાનવ બન્યો છે તો એનો યજ્ઞ પણ એવોજ જોઇશે"

**શ્રી. દેવજીભાઇ :** જેમ ભગવાન ઋષભદેવે સશોધન કરી, ખેતી આપી, ભગવાન પાર્શ્વનાથે યજ્ઞબલિ તરીકે નરમેધ થતો બચાવ્યો ભ. નેમિનાથે ખોરાકમાથી માસાહાર જાય એ માટેનુ પહેલુ નિમિત્ત પૂરૂ પાડયુ હતુ એટલે ભગવાન મહાવીર અને બુદ્ધે પશુયજ્ઞ બધ કરા યા અને માનવ જાત હિંસક યજ્ઞો તરફથી વળીને શ્રમયજ્ઞ સુધી પહોચી છે. ગીતામા તો જ્ઞાનયજ્ઞની વાત આવે છે તેવી જ રીતે મહાત્મા ગાધીજીએ જે તપોયજ્ઞ જાતે આચર્યો હતો તેજ તપોયજ્ઞને સામુદાયિક બનાવવો પડશે એજ શુદ્ધિપ્રયોગ છે

(૩૦-૯-૬૧)



[૧૨]

# વૈદિક ધર્મ અને લગ્ન પ્રથા

'સર્વધર્મ ઉપાસના'માં અલગ અલગ ધર્મોના ઊંડાણનો વિચાર આપણે કરી રહ્યા છીએ. તેમા વૈદિક ધર્મ અગે વિચાર થઈ રહ્યો છે. ભારતીય લોક-જીવન ઉપર અને તેના ઓછાવત્તા પ્રભાવના કારણે અન્ય પ્રજાઓ ઉપર વૈદિક ધર્મનો ઘણો પ્રભાવ છે આપણે 'યજ્ઞ' શા માટે અને તેનુ અર્વાચીન તેમજ પ્રાચીન સ્વરૂપ શુ છે તે વિચારી ગયા છીએ. આજે તેના બીજા મુદ્દા 'લગ્ન' અગે વિચારવાનુ છે લગ્ન એટલે જોડાવુ-આ અગે વૈદિક ધર્મે ખૂબ ઊંડાણથી વિચાર્યું છે, અન્ય ધર્મોએ આ અગે જો કે વિચાર્યુ છે, પણ વૈદિક ધર્મે જેટલુ પદ્ધતિસરનુ વિચાર્યું છે, તેટલુ ઈસાઈ, ઈસ્લામ કે બૌદ્ધધર્મે વિચાર્યું નથી વૈદિક ધર્મે લગ્નને પણ ધાર્મિક ઓપ આપ્યો છે

વૈદિક ધર્મમા ચાર પુરૂષાર્થો બતાવ્યા છે —ધર્મ, અર્થ, કામ અને મોક્ષ આમા ધર્મને પ્રધાનતા આપવામા આવી છે માણસની વિશેષતા એ છે કે તે ધર્મને જાણે છે નીતિકારોએ કહ્યુ છે —

"आहार निद्रामयमैयन च सामान्यमेतत् पशुभिर्नराणम्।
धर्मो हि ते षामधिको विशेषो, धर्मेणहीना पशुभि· समाना ॥"

એટલે કે પશુ અને માણસ વચ્ચેની વિશેષતા એ છે કે માણસ ધર્મ જાણે છે. નહીતર, આહાર, નિદ્રા, ભય અને મૈથુન એ તો પશુ અને માણસ બન્નેમા સમાન હોય છે માણસમાં ત્રણ એષણાઓ— પુત્રૈષણા, વિત્તૈષણા અને લોકૈષણા—રહેલી છે, તેમજ ત્રણ જાતીય વૃત્તિયો રહેલી છે. એમાં પણ કામની વૃત્તિ મુખ્યપણે હોય છે આ કામ ને પણ વૈદિક ધર્મમા પુરૂષાર્થ કહ્યો છે—પણ જો તે ધર્માધીન થાય તો ગીતામા કહ્યું છે —

"धर्मोविरुद्ध कामोऽस्मि भरतर्षभ"

ધર્મની સાથેનો કામ હોય તો તેમા હુ છુ વૈદિક ધર્મના મુખ્ય બે આદ્યપુરૂષો થઈ ગયા છે, જેમનો પ્રભાવ હજુ પણ સપૂર્ણ રૂપે તે ધર્મ ઉપર છે આ મહાપુરૂષો છે રામ અને કૃષ્ણ. શકરનુ નામ આવે છે ખરૂ, પણ, તેમણે રામ – ભક્તિ બતાવી છે આ બન્ને મહાપુરૂષોએ લગ્ન અગે બહુજ સુદર વાતો કહી છે એ સસ્થાપકો પરિણીત હોઇને ગૃહસ્થાશ્રમ અગે અને તેમા પણ લગ્નની બાબતો અગે બહુજ સારી મર્યાદાઓ બતાવી છે વૈદિક ધર્મમા લગ્નની પદ્ધતિ વિષે સુદર વિકાસ થયો છે

હવે આપણે લગ્ન પ્રથાનો પ્રારભ અને આજસુધીનો તેનો વિકાસ એ ઉપર નજર નાખશુ.

**યુગલિયા–લગ્ન :**

પ્રાચીનકાળમા સસ્કૃતિનો પ્રારભ થયો તે વખતે લગ્ન પ્રથા કેવા પ્રકારની હતી, તેનો ઉલ્લેખ મળતો નથી અલગ અલગ વશ કુળના અને લગ્નોની આજની પ્રથા ઉપર માનવ સમાજ ક્યારે આવ્યો તે પણ ચોક્કસ રૂપે કહી શકાતુ નથી જૈનોમા યુગલિયા કાળની વાત આવે છે યુગલ–એટલે જોડુ એક મા–બાપને એક પુત્રી અને એક પુત્ર થતા અને તે બન્ને લગ્નગ્રથિથી જોડાઈ જતાં. પશુ પક્ષીઓમા પણ આવુ જોવામા આવે છે આ લગ્ન પ્રથાને નિંદ્ય ગણવામા આવી તેમજ સમાજની સાક્ષીએ અપર કુટુબના સ્ત્રીપુરૂષોના લગ્ન વિધિવત્ અને શાસ્ત્રીય માનવામા આવ્યા આમ જે સ્વચ્છદાચાર હતો તેના ઉપર અકુશ મૂકવામા આવ્યો

યુગલિયા લગ્ન પ્રથાની થોડીક અસર મુસ્લિમ કુટુબોમા છે ત્યા કાકાના દીકરા ભાઈ–બહેનોના લગ્ન વિધિસરના ગણાય છે. એવીજ રીતે દક્ષિણ ભારતના લોકોમા બહેનની છોકરી એટલે કે મામા–ભાણેજીના લગ્ન માન્ય ગણાય છે જો કે ધીમે-ધીમે તેની અસર ઓછી થઈ રહી છે.

**અનેક પત્નીઓ નહીં પણ એક પત્ની**

લગ્નની સાથે એ વિચાર આવ્યો કે એક પુરૂષ કેટલી સ્ત્રી સાથે

લગ્ન કરી શકે ? તે વખતે માનવસમાજ ટોળામાથી સમાજમાં રહેવુ શીખી ગયો હતો અને સમાજના નેતા તરીકે રાજાને સ્વીકારવામા આવ્યો હતો અને "राजा कालस्य कारणम्" પ્રમાણે તે વખતે રાજાઓ અનેક પત્નીઓ કરતા એટલે બહુપત્ની પ્રથા પ્રજામાં પણ ચાલુ હતી

એટલે રાજા રામને વિચાર આવ્યો કે રાજાએ આદર્શ બનવુ જોઇએ જો સ્ત્રી એકજ પુરૂષને પરણતી હોય તો પુરૂષે પણ એકજ સ્ત્રીનો આદર્શ રાખવો જોઇએ દશરથ રાજાને ત્રણ પત્નીઓ હતી, પણ રામે એક પત્ની વ્રત ધારણ કર્યું અને સીતાને વનવાસ આપ્યા પછી પણ તેમણે બીજી પત્નીનો વિચાર ન કર્યો યજ્ઞ સુધીમા તેમણે પોતાની પત્નીની સ્વર્ણ પતિમા બેસાડી, પણ બીજી ન કરી રામના જીવનનો એક-પત્ની-વ્રતનો આદર્શ માનવજીવનમા વ્યાપક પણે જોવા મળે છે, અને એક ઉપર બીજી પત્ની કરવી, એને દુનિયાના લગભગ ઘણા દેશોમા ગૈરકાનૂની અને નિષ માનવામા આવેલ છે ઇસ્લામ-સસ્કૃતવાળા દેશો જેમા ધર્મ પ્રમાણે ચાર પત્નીઓ કરવાનો આદેશ છે ત્યા પણ એક ઉપર બીજી ન કરવાનો આદેશ છે ત્યા પણ એક ઉપર બીજી ન કરવાનો કાયદો આવી ગયો છે

આમ યુગલિયા કાળના ભાઇ-બહેનના જાતીય જીવન ઉપરથી માનવ સમાજ, અપર કુટુબના લગ્ન સબધમા આવ્યો અને અનેક પત્નીઓમાથી એક પત્નીવ્રત ઉપર આવ્યો આમ જાતીયવૃત્તિ ઉપર સ્વચ્છદતામાથી, બધન પુર્વકની વાત આવી બધનપૂર્વકની વાતમા અતિશયતા મૂકીને એક પત્ની સુધીની વાત આવી એટલે કે જાતીયવૃત્તિ તો ખરી, પણ તે પવિત્ર બધનરૂપે માણસ પશુ-પખી કરતા માગે છે પશુ-પખીના જાતીય આવેગ માટે અમૂક કાળ વર્ષનો નક્કી હોય છે ત્યારે જ તે વાસનાસેવન કરે છે તો માણુસે તેના કરતા વધુ સયમ રખવો જોઇએ.

આમ લગ્ન પ્રથામા એક પત્નીવ્રતનો આદર્શ આવ્યો એથી જ ગૃહસ્થાશ્રમ શોભે તે નક્કી થયુ આવા ગૃહસ્થાશ્રમ ધર્મ અગે કહેવામાં આવ્યુ "गृहस्थाश्रम समो धर्मो न भूतो, न भविष्यति" આ

ગૃહસ્થાશ્રમ એટલે કે બ્રહ્મચર્યાશ્રમ બરાબર પાળવો અને પછી ગૃહસ્થાશ્રમને શોભાવો એનો અર્થ એ થયો કે જાતીય-વૃત્તિને સતોષવી ખરી. પણ તે કેવળ સતાન નિમિત્તે ! રઘુવશમાં કહેવામા આવ્યુ— 'सतानार्थाय च मथुनम्' માત્ર સતાન નિમિત્ત જ મૈથુનસેવન હોઇ શકે

આ બધા સૂત્રો દ્વારા ભોગવૃત્તિ ઉપર નિયત્રણ મૂકયો પણ સતાન પ્રાપ્તિ ઉપર નિયત્રણ ન મૂકયો. એને માટે સૂત્ર આપ્યુ— "मा सतानतंतु—अवच्छेत्सी ' એટલે કે "સતાન પરપરાનો ઉચ્છેદ તુ કરતો નહિ "

**અપુત્રની ગતિ નથી :**

ત્યા વળી વિચાર આવ્યો કે ધર્મપૂર્વક પત્ની તો કરી પણ તે સુદર નથી મનગમતી નથી તો પુરુષનુ મન બીજે ગયા વગર ન રહે તે માટે બીજુ સૂત્ર આપ્યુ કે —

अपुत्रस्य गतिर्नास्ति, स्वर्गो नैवच नैवच ।
तस्मात पुत्रमुख दृष्ट्वा पश्चात् धर्मनु समाचरेत् ॥

એટલે કે વિધિસરની પત્ની વડ જ્યાંસુધી પુત્ર ન થાય ત્યાસુધી પુરુષને ગતિ થતી નથી, સ્વર્ગ તો મળતુ નથી તેમજ પુત્રનુ મુખ જોયા પછી જ ધર્મનુ સારી રીતે આચરણ તે કરી શકે છે આમા ગતિ શબ્દ એટલે કે વશ-પરપરા કાયમ કરવાની વાત આવી છે તેની સાથે જ, પરણીને કોઇપણ કારણસર ભાગી ન નીકળવુ, સ્ત્રીને પડતી ન મૂકવી એટલે આ વસ્તુ ઉપર ભાર મૂકવામા આવ્યો

આનુ પરિણામ એ આવ્યુ કે સતાન વગરના પત્ની-પતિ નીકળ્યા હોય તો લોકો કહેવા લાગ્યા કે 'વાઝિયાનુ મોઢુ ન જોવુ !' સામા મળે તો અપશુકન ગણાવા લાગ્યા આના અનુસધાનમા મહાભારતમાં કેટલાક કિસ્સા આવે છે. આ કિસ્સાઓ સાથે તત્ત્વની રીતે વિચાર કરવાનો છે.

વૈદિક ધર્મમાં લગ્ન અને સામાજિક જીવનમા જે પદ્ધતિસરની વિચારણા અને સશોધન થયાં છે તેમ બીજામાં થયા નથી. હજરત મુહમદ પોતાનાં કરતા મોટી ઉમ્મરની વિધવા સ્ત્રી સાથે પરણે છે ત્યારે વૈદિક પ્રથા પ્રમાણે વર–વધુ વચ્ચેની વય–મર્યાદા બાંધવામાં આવેલી છે; પુરૂષની ઉમ્મર મોટી સ્વીકારવામા આવી છે.

એવી જ રીતે ઇશુનુ જોઈએ તો તે પરણુતા જ નથી. તેમજ તેમનો જન્મ માતા મરિયમના પેટે કુવારી અવસ્થામા થાય છે આ પરસ્પર વિરૂદ્ધ લાગતી વાતો છે. તેનો કોઈ ખુલાસો મળતો નથી

ઘણા એમ કહેશે કે વૈદિક ધર્મમા પણ કુવારી અવસ્થામા પુત્રો થયાનુ આવે છે દા ત કુતીને કર્ણ થાય છે એ જમાનામા તો એ વસ્તુને લોકો સરળતાપૂર્વક લેતા હશે, એમ માનવુ રહ્યુ. પણ, મહાભારતમા પતિથી પત્નીને સતાન ન થાય તે અગે કુતી તેમજ ચિત્રવીર્ય વિચિત્રવીર્યની પત્નીઓના 'નિયોગ'ની વાત જરા ધ્યાન માગે એવી છે.

ને વખતે પુત્ર ન થાય તો શ્રાદ્ધ કોણ કરે–પિડ કોણ આપે? એવી ભાવના હતી એટલે કુતીને પાડુ રાજા પરણે છે પણ તે જો સભોગ કરે તો પાડુ રાજાનુ શરીર નષ્ટ થાય, તેમ હોય છે એટલે તેમણે કુતીને અન્ય પુરુષ સાથે "નિયોગ" કરવાની છૂટ આપી તે વખતે કુતી કહે છે 'આ બરાબર નથી. આપણે પ્રજા માટે લગ્ન કર્યા નથી!" પણ રાજા "अपुत्रस्य गतिर्नास्ति" વાળી વાતમા માનતો હોઈ છૂટ આપે છે

એવો જ એક પ્રસગ ચિત્રવીર્ય અને વિચિત્રવીયનો છે જ્યા તેમની માતા મત્સ્યગધા અગસ્ત્ય ઋષિ પાસે વીર્ય–દાન માગે છે આ ઉપરથી લાગે છે કે પુત્ર થવા માટે અન્ય પુરુષનો "નિયોગ" કરવાની તે વખતે છૂટ અપાતી અને તેને ખરાબ ન મનાતુ

પણ, આવી છૂટ સ્ત્રીઓને ગમે કે ન ગમે, પણ સતાનને આટલુ બધું મહત્ત્વ આપવુ કે નહીં તે પ્રશ્ન તે વખતે માનવસમાજ

પાસે આવે છે આજે પોતાની પત્નીને અન્ય પુરુષ સાથે જવાની છૂટ આપવી એવુ વિધાન વિચિત્ર લાગશે પણ તે વખતની માનવોની સરળતા, કક્ષા અને પરિસ્થિતિનો વિચાર કરવો જોઈએ તે વખતે કેવળ પાંડુરાજા જ નહી, પણ પુત્ર ન હોય તો મુનિઓ પણ પત્નીઓનો નિયોગ કરતા. તેનો દાખલો પણ મળે છે.

એક બ્રાહ્મણ ઉદ્દાલક મુનિ પાસે આવે છે અને કહે છે "મારે સતાન નથી સતાન જોઈએ! તમારી પત્ની આપો"

ઋષિ વિચારે છે કે આ પરોપકારનુ કામ છે તેનો બીજો કોઈ હેતુ નથી એટલે કહ્યું "ભલે લઈ જાવ!"

તેમના પુત્ર શ્વેતકેતુને દુખ થાય છે કે આ રીતે તમે મારી માને અન્ય બ્રાહ્મણને સોંપો? ખૂબ ગુસ્સો ચડે છે, ત્યારથી આખી વ્યવસ્થા બદલાય છે.

## પુત્ર વગરની એક પત્ની જ હોવી જોઈએ

ત્યારથી લગ્ન પ્રથામા નવુ સૂત્ર આવે છે કે એકજ પત્ની રાખો તેનાથી પુત્ર થાય કે નહી તો પણ સ્વર્ગમા જઈ શકાશે એ માટે કહેવામા આવ્યુ –

> अनेकानि महस्साणि कुमार ब्रह्मचारिणाम्
> स्वर्गं गच्छति राजेंद्र ! अकृत्वा कुल सततिम्

—હે રાજેન્દ્ર કુલસતતિ પેદા કર્યા વગર પણ અનેક લોકો બ્રહ્મચારી રહીને સ્વર્ગે ગયા છે આમ વૈદિક ધર્મમા જાતીય વિકારોના સયમરૂપ લગ્નપ્રથા આવી સ્વૈરવિહારમાથી અપરકુટુબના સ્ત્રી પુરૂષો જોડાય એ આવ્યુ અનેક સ્ત્રીઓમાથી એક પત્નીવ્રત આવ્યુ અને તેમા પણ સ્ત્રીને તજી ન દેવાય તે માટે 'પુત્ર વગર સ્વર્ગ નહી' એ સૂત્ર આવ્યુ, તેમા પણ વિસગતિઓ આવતા પુત્ર વગરના પણ અનેક સ્વર્ગે ગયા છે એમ આવ્યુ. ખુદ ભીષ્મ પિતામહ કુવારા રહ્યા હતા આમ આદર્શ ગૃહસ્થજીવનમા સ્ત્રીપુરુષનુ મિલન પણ સયમી બને એ

લગ્ન પ્રથાનો આદર્શ હતો સન્યાસ લેતાં પહેલા ગૃહસ્થ જીવનની સંપૂર્ણ ફરજ બજાવવી જોઈએ એવુ સ્વીકારવામા આવ્યું હતુ.

**ગૃહસ્થધર્મને પાળ :**

આનો સુંદર દાખલો ગમાનુજાચાર્યની પરંપરાના રામાનંદ સ્વામી, જે કબીરના ગુરુ થાય તેમના જીવનમાથી મળે છે તેઓ કાશીથી રામેશ્વર જતા હોય છે. ત્યારે મહારાષ્ટ્રમાથી પસાર થતા આલદી નામના ગામે આવે છે.

ત્યા બીજા ભાઈ બહેનો સાથે રૂકમણીદેવી પણ તેમના દર્શને આવે છે મહારાજ તેને આશીર્વાદ આપે છે "પૂત્રવતીભવ !"

કોઈકે કહ્યુ "સ્વામીજી ! એમના પતિ તો સન્યાસી થઈ ગયા છે !"

સ્વામીજી તે વખતે નો કઈ ન બોલ્યા પણ, જ્યારે કાશી પાછા ફર્યા ત્યારે પેલા સન્યાસી ચૈતન્યાશ્રમને મળ્યા ચૈતન્યાશ્રમે પૂછ્યુ· "કેમ મારૂ શુ કામ છે ?"

રામાનુજાચાર્યે કહ્યુ "આવી રીતે સન્યાસ ન લેવાય ! ગૃહસ્થાશ્રમની ફરજો બજાવવી જોઈએ !" આમ કહી તેને આશીર્વાદ આપી પાછો ગૃહસ્થાશ્રમમાં મોકલે છે, આ સન્યાસીને ઘરે ગયા બાદ ચાર પૂત્રો થાય છે, નિવૃત્તિ, જ્ઞાનદેવ, સોપાન અને મુકતાબાઈ ! કહેવાનો અર્થ એટલો છે કે જાતીય વાસનાનુ ઉપશમન સંપૂર્ણ રીતે ન થાય ત્યા સુધી સાધુતા ન લેવી એવો તે વખતે આદર્શ હતો

આ છતા પણ આદર્શ રૂપે લગ્ન પ્રથામા સંસારમા રહેવા છતા નિર્લેપ રહેવાનુ જણાવવામા આવ્યુ. શ્રી કૃષ્ણ અનેક પત્નીઓની વચ્ચે રહેવા છતાં બ્રહ્મચારી કહેવાયા ! અનેક કર્મો કરવા છતા નિષ્કામ યોગી કહેવાયા છતાં લગ્ન જીવન માટે અર્થકરણીયુકત યોગીનુ જીવન ન થાય. ત્યા તો મર્યાદા પુરૂષોત્તમ રામનુ જ થાય કે એક પત્ની વ્રતને પાળવુ

અને બીજે ક્યાંક મન ન દોડાવવું કહ્યું છે ' ऋतौ मार्यामुपेयात् ' એટલે કે સ્ત્રી જ્યારે ઋતુમતી થાય ત્યાર પછી જ સ્ત્રીનો સંગ કરવો તે પણ પુત્ર પ્રાપ્તિ માટે !" યોગ કરવા છતાં સંતાન ન થાય તો પણ તૃપ્તિ માનજો. આવું રહસ્ય વૈદિક લગ્ન પ્રથામાં બતાવવામાં આવ્યું છે

શંકરાચાર્યના જીવનનો એક પ્રસંગ પણ સમજવા જેવો છે, તેઓ સાત વરસના હતા ત્યારે જ તેમણે બધું શાસ્ત્રજ્ઞાન મેળવી લીધેલું, નદીમાં એકવાર નાહવા ગયા મગરે પગ પકડી લીધો માતા કિનારે બેઠી જોતી હતી પણ કંઈ કરી શકતી ન હતી શંકરાચાર્યે કહ્યું "મારી એક વાત માન કે હું સંન્યાસી થઈ જાઉં તો મગર પગ છોડી દેશે !"

મા કબૂલ થાય છે અને શંકરાચાર્ય સંન્યાસી બને છે પણ તેમનું ગૃહસ્થાશ્રમ સંબંધી જ્ઞાન અધુરૂં હોય છે તેઓ એકવાર મંડનમિશ્ર સાથ વાદવિવાદ કરે છે તેનો ન્યાય કરવા તેમની પત્ની ઉભય ભારતી હોય છે મંડનમિશ્ર હારે છે ત્યારે ઉભય ભારતી કહે છે – ' સંન્યાસીને તો એક જ અંગ હોય છે પણ ગૃહસ્થોને બે અંગ હોય છે, પૂરૂષ અને સ્ત્રી ' તમે એમને હરાવ્યા પણ મને હરાવો તો જાણું !'

કહેવાય છે કે શંકરાચાર્ય ઉભય ભારતી આગળ હારી જાય છે એટલે કહે છે કે ' મને સમય આપો ! તમારા પ્રશ્નો ગૂઢ છે "

ઉભય ભારતી તેમને સમય આપે છે એટલે શંકરાચાર્ય પરકાય-પ્રવેશની વિદ્યાથી રાજાના શબમાં પ્રવેશ કરી, ગૃહસ્થો બાબતનો અનુભવ લઈ આવે છે અને પછી જીતે છે. પછી શરત પ્રમાણે મંડનમિશ્ર અને ઉભય ભારતી સંન્યાસ ગ્રહણ કરે છે '

આ બધા દાખલાઓ આપવાનું કારણ એ છે કે ભોગ ઉપર કેવી રીતે નિયંત્રણ કરવું એ વિચારવાનું છે રામકૃષ્ણ પરમહંસ પરણ્યા છતાં પરમહંસની સમાન રહ્યા કહેવાની મતલબ એજ કે કેવળ સ્ત્રીનો ત્યાગ કરવાથી સંન્યાસી થવાતું નથી ! પણ સ્ત્રી પાસે હોવા છતાં જાતીય

વૃત્તિઓ ઉપર નિયંત્રણ રહી શકે તેજ ખરો સન્યાસી થઈ શકે છે. જૈન સૂત્રમાં એક વાક્ય આવે છે —

जेय के ते पीओ भोओ लद्धे विपिट्ठी कुव्वइ, ।
साहीणे चयइ भोओ से हु चाइत्ति वुच्चइ ॥

માત્ર સ્ત્રીનો ત્યાગ કરવાથી સંયમી થવાતું નથી, પણ અનેક સગવડો વચ્ચે રહેવાછતા ભોગોમા સંયમી થાય તે ત્યાગી છે એકાંત સાધનામા કોઈ ન રહે તેના કરતા અનેકવિધ કાર્યો કરવા છતાં, નિમિત્તો મળવા છતા જે અનાસક્ત અને નિર્ભોગી રહે તેજ ઊંચો ત્યાગી છે તેજ સાધુ છે સ્થૂલિભદ્ર કોશાને ત્યા રહ્યા, નમ્રનારી અને તેમા અગાઉની પ્રિયપાત્ર બીજા સાધુ સિંહની ગુફાના દ્વારે રહ્યા, છતા સ્થૂલિભદ્ર ઉચ્ચ કહેવાયા અને અન્ય સામાન્ય સાધુ ગણાયા

**હૃદયનાં લગ્ન**

આમ ભોગમા સંયમની વાત કરી, બીજીવાત સંતાનની કરી અને સંતાન ન થાય તોપણ સંતોષ માનવા કહ્યું ને છતા કામભોગ વગર પણ, આત્માના લગ્ન, હૃદયના લગ્નની વાત આગળ આવી બે દિલ મળે એ સાચો પ્રેમ તે અંગે નરસૈયો કહે છે :—

**એ રસનો સ્વાદ શંકર જાણે–કે જાણે શુક જોગી રે,**
**કંઈ એક જાણે વ્રજનીરે ગોપી, ભણે નરસૈયો ભોગી રે ..!**

જે લોકો ખરેખર જાતીય વાસનાના ભોગી છે અને એક બાજુ અલગ રહીને તત્ત્વનો ભોગ કરે તે બન્નેનો વિચાર કરવો જોઈએ. શ્રી અરવિંદે આ બાબતમા સુંદર દાખલો આપ્યો છે —

ફૂલને દૂરથી જોઇએ તો તે બે આનંદ આપે છે એક તો ગંધનો અને બીજો તેના નિરીક્ષણનો ત્યારે ચૂંટી લેતા તો તેને નજીક પામી ગંધ–રૂપના વધુ આનંદ આપે છે, પણ તે ક્ષણિક હોય છે થોડીવારમા ગંધ ઊડી જાય છે અને રૂપ ચીમળાઈ જાય છે ”

એવી જ રીતે સ્ત્રીમા આસક્ત થયા વગર તેના ચેતનના સૌદર્યનુ પાન કરે; માત્ર હૃદયથી તેની નજીક એ રીતે આવે તો તે સપૂર્ણ યોગી બને છે અર્ધ નારી–નટેશ્વર બને છે. એક આત્મ લગ્ન કરે છે ત્યારે સામાન્ય રીતે બીજો દેહ લગ્ન કરે છે આમ લગ્નની ભાવનામાં એક નવો ઝોક આવ્યો. લગ્ન કરવા સતાન માટે, પણ સતાન ન હોય તોય હૃદયના આત્માના લગ્ન કરી, આખા સસારને પોતાનુ કુટુબ માનીને ચાલવાની વાત આવી ! આમ લગ્ન પ્રથાનો ક્રમે ક્રમે વિકાસ થતો ગયો

બ્રહ્મચર્યાશ્રમમાથી સન્યાસી થયેલા શુકદેવજી ગૃહસ્થાશ્રમી અને રાજકારણમા પડેલા એવા જનક રાજા પાસે જ્ઞાન લેવા જાય છે ગૃહસ્થાશ્રમી ગુરુ અને ત્યાગી ચેલો ! શુકદેવને થયુ કે આવા ગુરુ હોય ! તેમને શકા ગઈ એકવાર જોયુ તો જનકનો એક હાથ રાણીના શરીર ઉપર છ અને બીજો હાથ અગ્નિ ઉપર છે એક હાથ ગૃહસ્થાશ્રમી અને બીજો ત્યાગી છે મતલબ કે બન્નેમા સમભાવ છે કોમળતા અને કઠોરતા જનકને મન સરખા છે શુકદેવને ધ્યાન થયુ કે સન્યાસી થવુ વિશિષ્ટ નથી પણ કામ કરી બતાવવુ વિશિષ્ટ છે તે વખતે એમને જે જ્ઞાન મળ્યુ તે તેમને પ્રસગસર કામ આવ્યુ રૂપરૂપની અબાર રભા આવી ત્યારે માતા કહીને જેમ બાળક તેની ગોદમા આળોટે તેમ એ આળોટી પડયા એટલે જ તો કહ્યુ —

**એ રસનો સ્વાદ શકર જાણે. કે જાણે શુક જોગી રે !**

એવી જ રીતે વ્રજની ગોપીઓનુ ચિત્ત શ્રીકૃષ્ણમા હતુ. તેમના પતિઓ દેહના પતિ હતા તેમને માન્યા પણ હૃદયના–મનના લગ્ન તો શ્રીકૃષ્ણ સાથેજ તેમણે કરેલાં અને મનના પતિ શ્રીકૃષ્ણને જ માન્યા ! આમ લગ્નમા સાચા હૃદયનાં મિલનને મહત્વ આપવામા આવ્યુ શિવ અને પાર્વતીને લગ્ન માટે આદર્શ ગણવામા આવ્યા અને સારા લગ્ન માટે તેમને યાદ કરવાનુ કહેવામા આવ્યુ કારણકે અર્ધું અગ શિવ

અને અધું પાર્વતી! એકબીજામા એવાં ઓતપ્રોત કે પરમેશ્વરની કલ્પના બન્ને વગર થઈજ ન શકે! એટલે જ તેમને નારી-નટેશ્વર કહ્યા.

**ગૃહસ્થાશ્રમી સાધુ કે નિષ્ક્રિય સાધુ ?**

હમણા એક મારવાડી ભાઈ આવેલા તેમણે કહ્યુ 'જૈન સાધુ ગૃહસ્થાશ્રમી કરતા આગળ છે."

મે પૂછ્યુ "કારણ શુ?"

તો, કહે "કોઈમા રસ ન લે, આત્મામા મસ્ત રહે!"

આનો અર્થ એ થયો કે તેઓ કેવળ કાતો પોતાના તનમાંજ મસ્ત છે નહીંતર પોતાના આત્માનોજ કેવળ તેમને વિચાર કરવાનો નથી. સમસ્ત વિશ્વના આત્માઓનો વિચાર કરવાનો છે. તેઓ ભલે દેહ-લગ્ન કે દુન્યવી વળગણોથી દૂર રહે પણ જ્યારે તેમને છ કાયના પીયર કહ્યા છે; એટલે પ્રાણીમાત્રના મા-બાપ કહ્યા છે એટલે સામાન્ય ગૃહસ્થોની મર્યાદા કુટુંબ સુધીની હોય પણ સાધુનો ઉત્તમ 'ગૃહસ્થાશ્રમ' તો આખા વિશ્વ સુધી પહોંચે! તે અંગે તેમની ફરજો પણ એટલી જ છે! એટલે શુષ્ક કે અતડા થઈને રહેવાનુ ક્યાયે ફરમાન નથી.

ઘણીવાર એવુ પણ જોવામા આવે છે કે સન્યાસી અતડો થઈને પાછળ રહી જાય છે અને ગૃહસ્થાશ્રમી આગળ નીકળી જાય છે. આમ જોવા જઈએ તો કેવળ એજ સાધુ મહાન છે જે સમન્વય કરે છે; અનુબંધ કરે છે, અને આખા વિશ્વના પ્રાણીઓ પ્રત્યે વાત્સલ્ય વહેવડાવી શકે છે આ કેવળ આત્મ લગ્નથીજ થઈ શકે છે.

**દેહ લગ્નથી આત્મ લગ્ન :**

આમ આપણે જોયુ કે વૈદિક ધર્મમાં સર્વ પ્રથમ લગ્ન પ્રથા ભાઈ-બહેનના લગ્ન અને સ્વેચ્છાચારના બદલે સ્ત્રી-પુરૂષના જાતીય આવેગોને સયમ તરફ વાળવા માટે શરૂ થઈ. તેનો વિકાસ હૃદયનાં

લગ્ન અને અંતે આત્મ-લગ્ન સુધી થયો આ લગ્ન-પ્રથા ઉપર મહત્વ એટલા માટે આપવામાં આવ્યું છે કે બ્રહ્મચર્ય પાળવું પણ સ્ત્રીથી ભાગવું નહીં લગ્ન કરીને પણ આસક્તિ છોડવી, તેમજ સ્ત્રી પાસે હોવા છતાં પણ પોતાનો વિકાસ કરવો એજ સાધનાની સફળતા છે

જૈનો પણ ગૃહસ્થાશ્રમનો સ્વીકાર કરેજ છે અને તેમાં પણ સ્વપત્ની સંતોષ એ તો આદર્શ શ્રાવકનું વ્રત છે તેમજ સંતાન નિમિત્તે સ્ત્રી-સંયોગને સ્વીકાર્ય ગણવામાં આવ્યો છે પણ શ્રેષ્ઠ લગ્ન રૂપે તો વિશ્વને કુટુંબ માની સંયમ માર્ગે જવનુંજ વિધાન છે આમ આ લગ્ન પ્રથાનો, દેહ લગ્નમાંથી આત્મ લગ્નમાં વિકાસ એ વૈદિક ધર્મની દેણજ કહી શકાય છે



## ચર્ચા-વિચારણા

### નવી રીતે લગ્ન :

**શ્રી. બળવંતભાઈ** એ આજની ચર્ચાનો પ્રારંભ કરતાં કહ્યું "મનુ સ્મૃતિમાં આઠ પ્રકારના લગ્ન કહ્યા છે —(૧) બ્રહ્મ (૨) દૈવ (૩) આર્ષ (૪) પ્રાજાપત્ય (૫) ગાંધર્વ (૬) આસુર (૭) રાક્ષસ અને (૮) પૈશાચ આમાં પ્રથમ ત્રણ લગ્ન ઉત્તમ કારણ કે સંયમ પ્રધાન છે, ચોથા અને પાંચમા રાગ પ્રધાન હોઈ મધ્યમ કહ્યા છે, અને છેલ્લાં ત્રણ અધમ ગણાયા છે, કારણ કે તેમાં વ્યામોહ, બળાત્કાર કુચેષ્ટા વ ખરાબ તત્વો હોય છે એ કાળે વર્ણભેદને મહત્વ અપાતું નહતું સંયમ પ્રધાન વૃત્તિ હતી કન્યાની પસંદગીનો ખ્યાલ રખાતો પણ આજે મા બાપો ખોટી ઈજ્જતનો વધારે ખ્યાલ કરે છે નાના ગોળ (કુંડાળા) કરી નાખતા લગ્નજીવન આનંદમય નથી બનતું આ એક છેડો છે, તો બીજા છેડામાં જેમને પ્રેમલગ્ન કહી શકાય એ વ્યામોહ

લગ્ન બની જાય છે એટલે કોઈ લોક સેવક ( સર્વાંગી દૃષ્ટિવાળા ) હોય તેમની હાજરીમા મા-બાપના સહયોગે, સમાજની શુભ લાગણીએ વર-કન્યાની બન્નેની ઈચ્છા મુખ્ય રાખીને વિવેકપૂર્વક લગ્ન થાય તો આખીયે પરિસ્થિતિ બદલાય આજે એની ખાસ જરૂર છે ”

**પૂ. દંડીસ્વામી** “સવારે આ વિષય ઉપર ઘણુ સુદર કહેવાયું છે આ અગાઉ વર્ણભેદ ટાળીને લગ્ન થતા ગાધીજીએ ગુણ કર્મ પ્રમાણે નવાયુગે લગ્નની હિમાયત કરી છે પ જવાહરલાલે કહ્યુ છે “દેશાંતરના લગ્નો આજે ઈચ્છનીય છે ” ટુકમા સયમને મુખ્ય સ્થાને રાખી નાતજાત અને દેશવેશના ભેદો છોડીને જે લગ્ન પ્રથા અપનાવાય અને અને મુનિ સતબાલજી કહે છે તેમ નરનારી પરસ્પર હૃદય-લગ્નથી જોડાઈ રામકૃષ્ણ પરમહસની માફક સજોડે બ્રહ્મચર્ય પાળે અથવા અવિવાહિત રહી, સ્ત્રી-પુરૂષ મર્યાદા જાળવી, હૃદય એકતા સાધી કોઈ સર્વાંગી દૃષ્ટિવાળા સાધુ-સાધ્વીના માર્ગદર્શન તળેના કાર્યમા લાગી જાય તો આ જના યુગે તો અવિવાહિતપણે નર-નારી પૂરકતાની જ વિશેષ જરૂર છે.

## હૃદયલગ્ન અને બ્રહ્મચર્ય પાલન

**શ્રી. પૂંજાભાઈ** “પ્રથમ એકના લગ્નમા કેટલાયે ઉમેદવારો થતા તેથી કન્યાઓ માટે લડાઈ ચાલતી પછી કન્યાઓ વરની પસદગી કરવા લાગી પણ, બન્ને જાતે પસદ કરે તેમા ભૂલ રહી જતી. એટલે કુળ ઘર વગેરે જોવામા વડીલો મદદ કરતા થયા. એક ધધો, એક ગુણકર્મ એમ લગ્નો થવા લાગ્યા છેવટે સમાજ રસ લેવા લાગ્યો. લખતપત્રી તો આજે થાય છે, તે કાળે વાગ્દાન જ મુખ્ય હતુ. છતાં એ વાગ્દાન સમાજવ્યાપી બને તે માટે ઢોલ, વરઘોડો એમ મોટી જાહેરાતો પછી લગ્ન થતાં. સમાજ સામે સપ્તપદી દ્વારા વરવહુ

પ્રતિજ્ઞાઓ લેતા. આમ ક્રમે ક્રમે વિકાસ થયો છે પણ, કેટલીક રૂઢિઓ રહી ગઈ છે દા ત દિવસે પણ રામણુ-દીવડો એવી એવી મૂઢતા કાઢી નાખવી પડશે ઓછા ખર્ચે, વડીલોનો સહારો, સયમી પુરૂષોની શુભેચ્છા, નાતજાત કે ધર્મના ભેદ વગરના લગ્ન થાય આવુ બધુ જોવુ પડશે સ્વચ્છદતા ન આવે તે પણ જોવુ પડશે કુટુબનુ રક્ષણ થાય, પરસ્પર ઝઘડા ન થાય, એ માટે ઇસ્લામીઓમા સગામા લગ્ન થતા હવે સાવ સગામા નહીં, તેમ સાવ અલગતામા નહીં એવો મધ્યમ માર્ગ વિચારવો પડશે બાકી હૃદય લગનથી સપૂર્ણ બ્રહ્મચર્ય પાળી, પરસ્પર પૂરકનુ કામ કરનારા નરનારીઓ આદર્શરૂપે વધુ પ્રમાણમા થાય તો આપોઆપ મધ્યમ માર્ગ મહેલો થાય

**શ્રી. દેવજીભાઈ** "આત્મ લગનમા જ સાચુ સુખ, સાચો આનદ છે, જેનુ વર્ણન, ન થઈ શકે તેવા નરનારીઓ જ અડગ, નિશ્ચિત, અને સતત પ્રસન્ન રહી શકે છે ભારત સામે દુનિયા ભવ્ય-સસ્કૃતિના કારણે જ મીટ માડે છે આજે સવારે લગ્ન-પ્રથાના વિકાસ ઉપર મુનિ શ્રી સતબાલજીએ ઘણી સુદર રીતે સમજાવ્યુ છે

( તા ૭-૧૦-૬૧ )



[ ૧૩ ]

# વૈદિકધર્મમાં વર્ણાશ્રમ-પુરુષાર્થ વ્યવસ્થા

વૈદિક ધર્મના ઊંડાણમા જે વિચારણા ચાલી રહી છે તેના અન્વયે યજ્ઞ અને લગ્ન અંગે વિચાર થયો છે તેના ક્રમે વર્ણ, આશ્રમને અને પુરુષાર્થ વ્યવસ્થા ઉપર વિચાર કરવાનો છે વૈદિક ધર્મે મૂળ જીવનની શક્તિઓને ચાર ભાગમા વહેચી પચ્ચીશ વર્ષનો એક આશ્રમ ગણ્યો. તે પ્રમાણે (૧) બ્રહ્મચર્યાશ્રમ; (૨) ગૃહસ્થાશ્રમ, (૩) વાનપ્રસ્થાશ્રમ અને (૪) સન્યાસાશ્રમ. એમ સો વર્ષની જિંદગીના ભાગ કર્યા. એવી જ રીતે વર્ણવ્યવસ્થાને પણ કર્મ (ધધા અને ગુણ) પ્રમાણે ચાર ભાગમા વહેચવામા આવ્યા. (૧) બ્રાહ્મણ, (૨) ક્ષત્રિય, (૩) વૈશ્ય, અને (૪) શુદ્ર. એવી જ રીતે જીવનના પુરુષાર્થનુ વર્ગીકરણ પણ ચાર રીતે કર્યું (૧) ધર્મ, (૨) અર્થ, (૩) કામ, અને (૪) મોક્ષ અહી વર્ણાશ્રમ પુરુષાર્થ વ્યવસ્થા ઉપર વિચાર કરવાનો છે.

ચારેય વર્ણો બનાવવામા આવ્યા. પણ બ્રાહ્મણ કહેવો કોને ? આ બાબતમા મતભેદ છે કેટલાક કહે છે કે બ્રાહ્મણ કુળમા જન્મ્યો તે બ્રાહ્મણ કહેવાય પણ, આવી વ્યાખ્યા ક્યાયે મળતી નથી, એટલું ખરૂ કે પિતાનો જે ધર્મ હોય, તે જે ધધો કરતો હોય, તો તેના બાળકોમાં તે સસ્કાર આવે એ સ્વાભાવિક છે, પણ એનાથી વિરૂદ્ધમાં પણ થાય છે બાપ એવો છે એટલે દીકરો એવો જ થશે એવુ ન માની શકાય. ગીતામા કહ્યુ છે કે અગાઉ તો એકજ ધર્મ હતો-પણ, પછી ધધા અને ગુણને લીધે ચાર ભેદો પડ્યા —

चातुर्वर्ण्य मया सृष्ट गुणकर्म विभागश
तस्य कर्तारमपिमां विद्धयकर्तारमव्ययम्'

વૈદિક ધર્મમાં વેદોમાં એક વિરાટ પુરૂષની કલ્પના આપી છે. તેમાં બ્રાહ્મણને મુખની ઉપમા આપી છે. ક્ષત્રિયને હાથની, વૈશ્યને

પેટની અને જઘાની અને શુદ્રને પગની ઉપમા આપી છે આમ ચાર વર્ણ ભેગા થઇને સમાજરૂપી સપૂર્ણ શરીર બને છે પણ જો માથુ કહે કે હુ જ મોટુ, હાથ કહે કે હુ મોટો—પેટ કહે કે હુ મોટુ અને પગ કહે કે મારા વગર ચાલી જ ન શકે, આમ કર્મેન્દ્રિયો અને જ્ઞાનેન્દ્રિયો ઝઘડા કરવા લાગે, પણ એમાથી આત્મા જો ચાલ્યો જાય તો બધા નકામા થઈ જશે તેવી જ રીતે ચાર વર્ણની ઉત્પત્તિ એક બીજા સાથે મૂળ તત્વથી જોડાયેલી છે આ વાત ખ્યાલમા આવી જાય તો આ બ્રાહ્મણ, આ ક્ષત્રિય, આ વૈશ્ય, આ શુદ્ર એવા ભેદો, ઝઘડાઓ મટી જાય ગુણ અને કર્મ પ્રમાણે જાતિ ગણવી જોઈએ જુના સમયમા બ્રાહ્મણ ક્ષત્રિયની કન્યા પરસ્પરમા લેવાતી બીજા વર્ગો વચ્ચે પણ ગેટી–બેટી–વહેવાર ચાલુ હતો એટલે બ્રાહ્મણના છોકરાને બ્રાહ્મણનુ કામ ફાવે પણ બીજા વર્ણનુ કામ ન કરી શકે એવુ નથી વર્ણ ફરતા રહ્યા છે બ્રાહ્મણનો છોકરો બ્રાહ્મણ, ક્ષત્રિયનો છોકરો ક્ષત્રિય, ડોકટરનો છોકરો ડોકટર, વકીલનો છોકરો વકીલ જ હોય, એવુ કઈ નથી! કૃપાચાર્ય, દ્રોણાચાર્ય, પરશુરામ વ બ્રાહ્મણો છતા ક્ષત્રિયો બનીને લડયા જ છે ' વિદુર, વિશ્વામિત્ર, એ ક્ષત્રિય હોવા છતા ઋષિ કહેવાયા છે.

પણ, આપણે ત્યા જુની ચરેડ ચાલી આવી કે બાપનો વર્ણ અને ધર્મ તે છોકરાનો જો કે આમા વિસગતિઓ એટલી બધી હતી કે તેને નવુ સ્વરૂપ આપવાની જરૂર હતી સારા પ્રતાપે ગાધીજી આવ્યા અને તેમણે નવી દષ્ટિ આપી શિક્ષણનુ અને સેવાનુ કામ ગમે તે કોમનો માણસ કરે તે બ્રાહ્મણ છે રક્ષણનુ કામ કરે તે ક્ષત્રિય છે સફાઈનુ કામ બ્રાહ્મણનો પુત્ર કરે તો તે શુદ્ર છે શુદ્ર એટલે હલકો નહિ, સમાજની સેવા કરે તે શુદ્ર ખેતી કરે, વેપાર કરે તે વૈશ્ય વર્ણવ્યવસ્થાનો પાયો શ્રમ અને ગુણ હતા ભારતની પરપરાની એ વિશેષતા છે તેણે જ હિંદની મહાનતામા મોટા ફાળો આપ્યો છે

**પોતાનું કામ બરાબર કરો :**

વર્ણવ્યવસ્થાની મોટામા મોટી વિશેષતા તો એ છે કે બ્રાહ્મણે

બ્રાહ્મણનું કામ કરવાનું અને ક્ષત્રિયે ક્ષત્રિયનું પણ વફાદારીથી કરવાનું. જો એમાં ફેર પડે તો મોટો અનર્થ થઈ જાય છે.

स्वे स्वे कर्मण्यभिरत: संसिद्धि लभते नर

પોતપોતાના કર્મ (ધંધા)માં બરાબર રત રહે તે માણસ સિદ્ધિ મેળવે છે પોતાનો વર્ણ-ધર્મ છોડી બાજાનો પકડે તો વર્ણશંકરતા આવે ઘણા લોકો એવું માને છે કે ક્ષત્રિય-બ્રાહ્મણ પરસ્પર પરણે તો વર્ણશંકર જાતિ પેદા થાય એવું નથી અહીં તો કર્મ બદલાય તો એવું થાય એવો અભિપ્રાય છે આ અંગે આપણે થોડાક દાખલા જોઈએ.

પરશુરામ માટે કહેવાય છે કે પોતાના પિતાના અપમાનનો બદલો લેવા તેણે એકવીશ વાર પૃથ્વીને ક્ષત્રિય વગરની કરી મૂકી હતી આમ એકના કારણે આખી જાતિ સાથે બદલો લેવો ઠીક ન ગણાય પરિણામે સીતાના સ્વયંવર વખતે રામચંદ્રજીએ કહ્યું "આપ બ્રાહ્મણ છો પણ, આ પરશુ જોઈને એમ થાય છે કે આપને શું કહેવું? એટલે જ લક્ષ્મણ આપની ઠેકડી ઉડાવે છે બ્રાહ્મણ હોત તો તે આપના પગમાં પડત! એ હાથ મોઢાનું, મો પગનું કે પગ માથાનું કામ કરવાનું શરૂ કરે તો શરીર તૂટી પડે એવી જ રીતે બ્રાહ્મણ ક્ષત્રિયનું અને ક્ષત્રિય વૈશ્યનું કામ કરે તો સંસ્કૃતિ ચૂંથાઈ જાય

દ્રોણાચાર્ય બ્રાહ્મણ હતા, ગુરુ હતા. પણ, રાજ્યનો લોભ લાગ્યો, એટલે અર્જુનને કહ્યું "દ્રુપદ સાથે મારે વેર છે એને તું પકડીને લાવ! એટલા માટે તને શિષ્ય બનાવી બધી જ શસ્ત્રવિદ્યા શીખવું છું એ જ કારણસર તેમણે એકલવ્યનો અંગૂઠો ગુરુદક્ષિણામાં માગી ગુરુપદને કલંક લગાડ્યું

રામચંદ્રજી યુગપુરૂષ થઈ ગયા પણ જ્યારે દ્વિજ મળે ત્યારે નમસ્કાર કરતા, તેમની વાત સાંભળતા ઋષિમુનિઓ તેમને નમન કરતા ત્યારે કહેતા કે "તમે જ મને જ્ઞાન આપો હું તો તમારો શિષ્ય છું" આમ તેઓ બ્રાહ્મણનું સન્માન કરતા; તેમને પૂજ્ય માનતા

એવી જ રીતે ભગવાન કૃષ્ણ યુગપુરૂષ હતા. છતા સુદામા જેવા ગરીબ બ્રાહ્મણને માન આપી તેમણે પોતાની બરાબર બેસાડ્યો હતો. રાજા કરતા પણ બ્રાહ્મણ મોટો છે, એ તેમણે સાબિત કર્યું.

લોકક્રાંતિ કરવી હોય તો તે સત્તાદ્વારા ન થાય પણ શિક્ષણ સસ્કાર વડે લોકોને તૈયાર કરીને જ ક્રાતિ થાય પડિતજી વિષે લોકોને ગમે તેટલો આદર છે પણ ક્રાતિની વાત રાજ્યદ્વારા કરવાની વાત કરે છે ત્યારે તેમની મર્યાદા છે, એમ સમજવુ જોઈએ રાજ્યની સત્તા આવે એટલે કાયદાના પાલન માટે હથિયાર આપવા પડે. જો બ્રાહ્મણો અકુશ ન રાખે તો સત્તા પોતાની માઝા મૂકી દે ને આપણે જોઈ ગયા છીએ રોમ, ગ્રીસ, ઈટાલી, યુરોપ વ નો ઇતિહાસ આપણે જોઈ ગયા છીએ કે ધર્મગુરૂઓનો પ્રભાવ રાજ્ય ઉપર ના પડ્યો પણ રાજ્યની અસર એ બધા ઉપર પડી, પરિણામે સત્તાનો પ્રભાવ વધવા લાગ્યો.

વૈદિક ધર્મે આ બધા કરતા ઊચી વસ્તુ આપી ને વર્ણ વ્યવસ્થા પણ જમાનો બદલાયો સત્તા અને મૂડી ઉપર આવી અને ગુણ નીચે ગયા આજે શ્રમજીવીઓ વધારે છે એટલે તેમનો યુગ છે એક કાળે બ્રાહ્મણોનો યુગ હતો, રાજાઓ પણ તેમનુ સન્માન કરતા પછી ક્ષત્રિઓનો યુગ આવ્યો તેમને ગોબ્રાહ્મણ પ્રતિપાળ અને દેવવશીની ઉપાધિ આપવામા આવી. હવે વૈશ્યો અને શૂદ્રોનો જમાનો આવ્યો છે આખી દુનિયામા મધ્યમ વર્ગ અને મજૂરોનુ ચલણ વધતુ જઈ રહ્યુ છે.

**નવો વળાંક આપવો જોઇએ :**

કેટલાક કહે છે કે હવે વર્ણાશ્રમ વ્યવસ્થા પડી ભાંગી છે તેનો ભગારજ કરી નાખો શરીરમા રોગ થાય તો રોગને કાઢવો જોઇએ પણ શરીરને ન કઢાય આપણા સદ્ભાગ્યે ગાંધીજીએ આ આખી વ્યવસ્થાને નવો વળાક આપ્યો છે. વૈશ્ય, ક્ષત્રિય અને બ્રાહ્મણ ઉપર અકુશ હોવો જોઇએ તેમજ શૂદ્રને પણ નવો વળાંક આપવો જોઇએ. ગાંધીજીએ રચનાત્મક કાર્યકરોને આ યુગના નવા બ્રાહ્મણો ગણ્યા. કોંગ્રેસને તેમણે નવી ક્ષત્રિય સસ્થા રૂપે

ઊભી કરી તેમજ શ્રમજીવી માટે મહાજન મૂક્યુ. આજે શહેરોમાં જે શ્રમજીવી વર્ગ છે તેનુ સધાન ગામડાના શ્રમજીવી સાથે થઈ જાય તો તેઓ આગળ આવી જાય આજના વેપારીઓનુ લક્ષ્ય મોટે ભાગે ધન તરફ ગયુ છે સદ્‌ભાગ્યે ગામડામા હજુ કેટલીક વ્યવસ્થા ટકી રહી છે. તેનો લાભ લેવાય તો આજની વ્યવસ્થામા બહુ મોટો ફેર પડશે આજે સગઠનનો યુગ છે અને લોકસગઠનમા જનસખ્યા સામે જોવાય છે એ રીતે સખ્યા ગામડામા વધુ છે જો તેમના સગઠનો કરી દેવાય તો તે વિશ્વમા ભારે અસર કરનારા નીવડે

આજે નવા બ્રાહ્મણો રૂપી સર્વસેવાસઘ અને પ્રાયોગિક સઘોના સગઠનો થયાં નવા ક્ષત્રિય તરીકે કોગ્રેસ છેજ વૈશ્ય અને શુદ્રના સગઠનોની રચના તરફ ધ્યાન અપાય તો વર્ણ-વ્યવસ્થાના નવા વળાકનો સમતોલ બરાબર સચવાઈ જાય

**નવી આશ્રમ વ્યવસ્થા :**

વર્ણવ્યવસ્થા સાથે આશ્રમ વ્યવસ્થા એટલે કે તૈયારી શિક્ષા દીક્ષાનુ પણ એટલુજ મહત્વ છે પહેલા આપણે ત્યા ગુરુકુળો હતા ત્યા બાળકો રહેતા અને અભ્યાસ કરતા બ્રાહ્મણો પોતે ભણતા અને તેમને ભણાવતા પણ આ કાળમા વૈશ્ય કે શુદ્રોને ભણાવવાનો ક્યાયે ઉલ્લેખ મળતો નથી બુદ્ધ અને મહાવીરનો કાળ આવ્યો. તે વખતે પણ શુદ્રના બાળકોને શિક્ષણ અપાયુ નથી કેવળ બ્રાહ્મણ અને ક્ષત્રિયો વચ્ચે સસ્કાર પામવાનો અધિકાર ચાલતો, બન્ને મળીને રાજ્યની વ્યવસ્થા સાચવતા, ન્યાય આપતા અને રક્ષણ પણ કરતા

આજે આખી પરિસ્થિતિ બદલાઈ ગઈ છે. એટલે આપણે સપ્ત સ્વાવલબનના કાર્યક્રમો ગામડામાથી ઊભા કરીને વિશ્વ સમક્ષ મૂકવા જોઈએ. આજે આશ્રમ વ્યવસ્થા જે વૈદિક ધર્મની મોટી દેણ છે તેનુ સ્વરૂપ બદલાઈ ગયુ છે પણ તેની છાપ હજુએ જોવા મળે છે. જૂની ગુરુકુળ પ્રથાને આજે Residential School રૂપે જોઈ શકીએ

છીએ પચ્ચીશ વર્ષના બ્રહ્મચર્યાશ્રમ અંગે તો અમેરિકામાં પણ વિચાર ચાલે છે કે પચ્ચીશ વર્ષ સુધી કુંવારા રહેનારને અમૂક પ્રકારે પ્રતિષ્ઠા આપીએ

જૂના વખતના બે આશ્રમો તો આજે છેજ. બ્રહ્મચર્ય અને ગૃહસ્થ. વાનપ્રસ્થ અને સન્યાસ આશ્રમમાં શ્રમણ સંસ્કૃતિના પ્રભાવે ઘણું સંશોધન થઈ ગયું છે ગાંધીજીએ તેમાં નવો વળાંક આપ્યો છે જૂની પદ્ધતિ પ્રમાણે, આજે લોકસેવકો નવા વાનપ્રસ્થી કે સેવકો જેવા લોકો ઠેર ઠેર આશ્રમો સ્થાપી બુનિયાદી તાલીમ બાળકોને આપી રહ્યાં છે તેમાં શિક્ષણ આપવામાં આવે છે, પૂર્વ બુનિયાદી, ઉત્તર બુનિયાદિ, નવી તાલિમ, ગૃહઉદ્યોગ, ખેતી વ. શીખવે છે. શ્રી આટલિયા, નવલભાઈ વ. બધું કામ કરે છે, પણ મુખ્ય ધ્યાન શિક્ષણ ઉપર જાય છે મતલબ કે આશ્રમની નવી વ્યવસ્થા થઈ છે

નાનાભાઈ ભટ્ટ, મનુભાઈ પંચોલી, જુગતરામભાઈ દવે, દિવાનજીભાઈ વ. નવા કામો લઈને બેસી ગયા છે, પણ દક્ષિણામૂર્તિ જેવી સંસ્થાઓ જૂની ગુરૂકુળ પદ્ધતિનું નવું રૂપાતંર જ હતું આજે તેની વધારે જરૂર છે. એવી સંસ્થાઓ નવા નવા રૂપે વિકસતી જાય છે જૂના કાર્યકરોમાં કેટલાક લોકશિક્ષણનું કામ કરે છે કેટલાક બ્રહ્મચારી રહીને બબલભાઈની જેમ કામ કરે છે ત્યારે રવિશંકર મહારાજ જેવા કેટલાક નિવૃત્તિ લઈને કામ કરે છે આ રીતે આશ્રમની નવી પ્રણાલિકા ઊભી થઈ છે

## પુરુષાર્થમાં પ્રથમ ધર્મ

વૈદિક ધર્મ પુરુષાર્થ વ્યવસ્થા પણ આપી છે, પુરુષાર્થ ચાર છે— ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એમાં ધર્મને પહેલો મૂકયો છે એનું જ પ્રથમ સ્થાન રહેવું જોઈએ. પણ, આજે ધર્મનું નિયંત્રણ અર્થ અને કામ ઉપર રહ્યું નથી પરિણામે મોક્ષ દૂર ગયો છે. હવે નવું નિયંત્રણ લાવવું પડશે. આજે જો કે અર્થ અને કામ ઉપર રાજ્ય ચડી બેઠું છે અને તે કહે છે કે જીવનધોરણ વધારો. આ જીવનધોરણનું

આપણે ત્યા એ સૂત્ર હતુ કે "સાદુ જીવન અને પવિત્ર વિચાર" પણ તે બદલાઈને "ખાઓ, પીઓ અને મઝા કરો" એમ બની ગયુ છે. ગાંધીજીએ પણ આ અંગે ઘણી જુદી વાત કરી છે કે "સાંજે વહેલાં ખાવ, સૂતા પહેલા શ્રમ કરો, જેથી ખોટા વિચારો ન આવે, બહુ શકિત ન વધારો કે જેથી વિષય વિકારોના વિચારો આવે. શરીર સ્ફૂર્તિમા રહે એટલુ જ ખાવ!" ત્યારે આજનુ વિજ્ઞાન જૂદુ જ કહે છે કે "વધારે ખાવ, વધારે કમાવ! વધારે ખર્ચો વધારે ભોગ–વિલાસ કરો" આમ કામ વાસના પાછળ જિંદગીને ખર્ચવી અને તે માટે પૈસા રળવો એ જો જીવનના પુરુષાર્થનુ ધ્યેય રહ્યુ તો જીવન બરબાદ થઈ જશે આજે અર્થ ઉપર ધર્મનો અંકુશ નથી.

વ્યકિત કે સમષ્ટિના સતુલન માટે દરેક પ્રવૃત્તિ ઉપર ધર્મનો અંકુશ આણવો જરૂરી છે આજે રાજ્ય, સુરાજ્ય રહ્યુ નથી ને કેવળ જીવનધોરણ ઉચુ કરવુ એટલે ખર્ચ–ભોગ વિલાસ વધારવાની વાત કરે છે એને સુધારવા માટે લોક સગઠનોનો અંકુશ લાવવો પડશે લોક-સગઠનો ઉપર નવા બ્રાહ્મણો રૂપી રચનાત્મક કાર્યકરોનો અંકુશ લાવવો પડશે અને એ બ્રાહ્મણો ઉપર સાધુસંતો (ધર્મસંસ્થા) નો અંકુશ કહો કે પ્રેરણા કહો, લાવવા પડશે

આ કામ બહુ જ સાવચેતીથી કરવાનુ છે પિતા નિવૃત્ત થઈને બેઠા છે પુત્ર કામ કરીને થાકીને આવે ત્યારે તેની પહેલાં પીઠ થાબડશે. પછી પુછશે કે શુ શુ કામ કર્યુ? પછી બધુ સાભળીને ધીરે રહીને કહેશે કે આમ કરવાને બદલે આમ કર્યુ હોત તો સારૂ થાત. આ કામ ઉપદેશથી નહી થાય પણ પ્રેરણા–માર્ગદર્શનથી થશે. વહેવારમા અર્થ અને કામ બન્ને રહેવાના લગ્ન થશે એટલે વિકાર ઉત્પન્ન થવાનો, ધન પણ કમાવુ પડશે પણ તેના ઉપર ધર્મનો અંકુશ લાવવો પડશે. એ માટે સહકારી પ્રયોગ, શુદ્ધિ પ્રયોગ, લવાદી પ્રયોગ એ બધા નિયત્રણ કરવાના આધુનિક સાધનો છે.

સહુની વચ્ચે ચેતન તત્ત્વ એક છે. સમાજ તત્ત્વ એક છે માત્ર ગુણ અને કર્મ પ્રમાણે વ્યવસ્થા જુદી છે. ક્ષત્રિયો અને વૈશ્યો ઉપર

ધર્મરૂપી અંકુશ, કામ ઉપર ધર્મનો અંકુશ, સાધુઓ સાથે બ્રાહ્મણોનો સબંધ, બ્રાહ્મણો સાથે ક્ષત્રિયોનો સબંધ, ક્ષત્રિયો સાથે વૈશ્યોનો, વૈશ્યો સાથે શૂદ્રોનો સબંધ–પછી ભલે એ હરિજન હોય, આદિવાસી હોય કે પછાત વર્ગના હોય-આમ જાગતી ચોકી ઊભી થાય તો આપણે નવી વ્યવસ્થા ઊભી કરી શકીએ વૈદિક ધર્મે જે ઉમદા વર્ણ, આશ્રમ અને પુરુષાર્થની વ્યવસ્થા આપી છે તેને નવી ઢબે ગોઠવીને સમાજ વિકાસ માટે ઉપયોગી બનાવવાની છે

ગાંધીજીએ કેટલુંક તો શીખવ્યું છે તેમણે ધનવાનોને સાથે રાખ્યા, ગરીબોને પણ સાથે રાખ્યા, કાર્યકરોને સાથે રાખ્યા, તેમજ લગ્ન અને બ્રહ્મચર્યના નવા મૂલ્યોની વાત કરી એ ઉપરથી વૈદિક ધર્મે વર્ણાશ્રમની દેશને જે ભેટો આપી છે તેનો સદ્-ઉપયોગ કરી લેવાય તો સૌના માટે ઉપયોગી થશે.



## ચર્ચા – વિચારણા

### વૈદિક વર્ણાશ્રમ-પુરુષાર્થની બધા ઉપર અસર

પૂ. દંડીસ્વામીએ આજની ચર્ચાનો પ્રારંભ કરતા કહ્યું વૈદિક ધર્મમા ચાર વર્ણ, ચાર આશ્રમ અને ચાર પુરૂષાર્થનો મહિમા મોટો છે, પણ આજે તેની સ્થિતિ શોચનીય છે આમ તો જૈનોમા પણ ભરતે ચાર વેદો રચ્યાની વાત આવે છે —(૧) સંસાર દર્શન (૨) સંસ્થાન પરામર્શ, (૩) તત્ત્વબોધ, અને (૪) વિદ્યા પ્રબોધ એવીજ રીતે હરિકેશી જેવા ચાડાળ કૂળને પણ દીક્ષા આપી સન્યાસપદને લાયક ઠરાવ્યા છે તેમજ રાજા શ્રેણિક જેવાને ગરીબ પુણિયા શ્રાવક આગળ નમાવી સત–પુરૂષાર્થને જૈનધર્મે બિરદાવ્યો છે. શ્રમ–પુરૂષાર્થ જૈનધર્મનો પાયો છે અને તે વૈદિક ધર્મનો પણ પ્રાણ છે, આમ જોઈએ તો જૈનધર્મના પાયામા વૈદિક ધર્મ છે, અને જૈનધર્મથી વૈદિક ધર્મ દીપ્યો છે.

આજે ચારેય પુરુષાર્થની પુન વ્યવસ્થા અને ચારે આશ્રમ અને વર્ણને નવું રૂપ આપવાનું કાર્ય આપણી આગળ મહત્વનું પડયું છે. તે કામ કેવળ સન્યાસીઓ કરી શકશે એમ મને લાગે છે. તેમણે નવેસરથી આશ્રમોનુ મહત્વ બતાવવુ જોઈએ ગુણકર્મ પ્રમાણે વર્ણવ્યવસ્થા કરવી જોઈએ અને સમાજમા છડેચોક થતી અર્થકામની પ્રતિષ્ઠા ઉપર ધર્મનુ નિયત્રણ લાવવુ જોઈશે એ માટે નૈતિક સગઠનો ઊભાં કરી, રાજ્ય ઉપર પણ પ્રભાવ નાખવો જોઈશે."

**વ્યવસ્થિત પુરૂષાર્થ :**

**શ્રી. પૂજાભાઈ** "નાનામા નાના કાર્યનો પુરૂષાર્થ વિવેક અને વ્યવસ્થા માગી લે છે જેમકે નહેર ખોદતા માટી પાસે નાખવામાં આવે તો વરસાદ થતા, તે પાછી ખેચાઈને નહેરમા વહી જાય, અને નહેરને પૂરી નાખે એટલે સાચો પુરૂષાર્થ પણ વ્યવસ્થિત અને વિવેકપૂરસરનો હોવો જોઈએ તે માટે ધર્મની જરૂર છે ધર્મ હોય તોજ પુરૂષો અનર્થો થતા હોય તેને પ્રેમભરી રીતે અટકાવી શકે છે.

**નવી વર્ણ વ્યવસ્થા :**

**પૂ. નેમિમુનિ** "પ્રાચીન સમયમાં ગુરૂકુળમાં બાળકો આવ્યા પછી ત્યા તેમના સ્વભાવ પ્રમાણે વર્ણ નિયત થતા અને તે સમાજ માન્ય બની જતા આજે સગઠનો અનુબધ મુજબ ગોઠવાતા કુદરતી રીતેજ વર્ણ ગોઠવાઈ જવાના. કેટલાયે આજના પછાત હરિજન કોમના, શિક્ષણ, આરોગ્ય અને પ્રજા ઉત્થાનનુ નૈતિક કામ લેશે જ્યારે કેટલાયે આજના બ્રાહ્મણો ધોવાનુ, હજામતનુ, ઝાડૂ મારફત સફાઈનુ, રસોઈનુ, એવા સેવાનાં કામો ઉપાડી લેશે. નૈતિક જનસગઠનો દ્વારા આ રીતે નવી વર્ણ રચના સ્વય થશે. એજ રીતે નવા આશ્રમોનું પણ થશે. કેટલાક બ્રહ્મચારી ભાઈ-બહેનો અવિવાહિત રહીને જિંદગીભર લોકસગઠનોનાં કામો કરશે, કેટલાક વાનપ્રસ્થાશ્રમી રૂપે બ્રહ્મચર્ય પાળી;

કેટલાક વિવાહિત થઈને પણ આ કામમા જિંદગી આપશે. સાધુ–સાધ્વીઓ સન્યાસીઓ આ નવી વર્ણ, આશ્રમ અને પુરૂષાર્થ વ્યવસ્થાના માર્ગદર્શક બની રહેશે ”

**શ્રી. માટલિયા** સર્વાંગી ક્રાંતિકારોનુ આજ મુખ્ય લક્ષણ છે કે તેઓ ચૂથાએલી વ્યવસ્થાને યોગ્ય રીતે ગોઠવે છે. કૃષ્ણયુગમા આખા સમાજના તેઓ યુગપુરૂષ હતા માટે શખથી બ્રાહ્મણ, ચક્રથી કર્મચક્ર રૂપે અખડ સેવક, એવા શૂદ્ર (કારણ કે શૂદ્રનુ સ્થાન વેદમાં ચરણમા બતાવ્યુ છે અને ચરણ પૂજારૂપે હોઈ શૂદ્રનુ સ્થાન સમાજમા વદનીય ગણાય) ગદાથી ન્યાય રક્ષકક્ષત્રિય અને પદ્મથી લક્ષ્મી–વૈશ્ય એમ દરેક વર્ણના તે પૂજનીય બન્યા હતા તે યુગે એટલાથી ચાલ્યુ. આજના જગતની સુવ્યવસ્થામા સાધુ–સાધ્વીઓએ માર્ગદર્શન આપવુ પડશે કારણ કે તેમણે વિશ્વપર્યંતના ચોમેરના કામો ગોઠવવામા પ્રાણ, પરિગ્રહ અને પ્રતિષ્ઠા, જે જ્ઞાનપૂર્વક હોમવાના છે તે ક્રાંતિપ્રિય સાધુ–સાધ્વીઓ માટેજ શકય છે.

(૧૪–૧૦–૬૧)

[ ૧૪ ]

# વૈદિક ધર્મમાં પ્રતિકાર શકિત

વૈદિક ધર્મના ઊંડાણમાં વિચારણા કરતાં, યજ્ઞ, લગ્ન અને વર્ણાશ્રમ તથા પુરૂષાર્થ અંગે વિચાર થઈ ચૂકયો છે. પણ સમાજ શાસ્ત્રીઓ સમાજની સમતુલા જાળવવા માટે નિયમો ઘડે છે અને અમુક મનસ્વીઓ તેને તોડવાનું શરૂ કરે છે—મનમાની કરે છે, આવા સમયે શું ચૂપ બેસી રહેવું! અન્યાયનો સામનો ન કરનાર કરતા સામનો કરનાર ઊંચો છે તો આ સામનો કઈ રીતે કરવો? "ન નિહ્નવીજ વીરિય" એટલે કે વીર્યને ગોળવવું નહીં! કારણ કે સમાજ થયો એટલે આવા પ્રશ્નો આવ્યા, ત્યારે ન્યાય–અન્યાય બન્ને આવે આમાં અન્યાયનો પ્રતિકાર કઈ રીતે કરવો? એટલે જે નિયમનો ભંગ કરે તેને 'શિક્ષા' કરવી એવો કાયદો આવ્યો.

આમા સર્વપ્રથમ તો આતતાયી હોય તો કશો જ વિચાર કર્યા સિવાય તેનો અંત લાવવો એમ કહ્યું –

"आततायिनमायान्त हन्यादेवाविचारयन्"

**હણે તેને હણો:**

વૈદિક ધર્મમા બે ભાગ છે. શ્રુતિ અને સ્મૃતિ, શ્રુત એટલે સાંભળેલું અને સ્મૃતિ એટલે યાદ કરેલું. તેની બે શાખા થઈ શ્રૌત અને સ્માર્ત. જ્યાં વ્યકિતઓનો સમૂહ ભેગો થાય એટલે સંઘર્ષ પેદા થાય. સંઘર્ષ પેદા થાય એટલે પ્રતિકાર પેદા થાય. એના ક્રમે 'આતતાયીને મારવો' એ સૂત્ર આવ્યું. આવા આતતાયીઓ છ પ્રકારના કહ્યા છે. અગ્નિ મૂકતો હોય, ચોરી–દાંગાઈ કરતો હોય; ઝેર આપતો હોય કે હિંસા કરતો; વ નો સમાવેશ થાય છે. આમાંથી એ સૂત્ર મળ્યું કે "હણે તેને હણીએ"

પણ આ રીતે હણે તેને હણવાથી જે પ્રશ્ન હતો તેનો ઉકેલ

આવતો ન હતો. એમાંથી શત્રુતાની પરંપરા જન્મવા લાગી. એક આતતાયી મરવાથી તેવી નવી જમાત પેદા થતી ના અટકે. તે જુદી જુદી રીતે પેદા થવાના જ!

નળકાંઠામાં મારે જવું પડયુ ત્યાં લોકો ઘાસ બાળતા હતા. કારણ પૂછયું તો કહે કે અવેલી (પરણેલી) સ્ત્રીને લઈ ગયો છે એટલે આ જાસો છે મતલબ કે સમાજ જો ચોકી રાખે તો આવુ કામ ન થાય

એટલે આતતાયી ન પેદા થાય એ માટે સમાજની ચોકી આવશ્યક ગણાવા લાગી. સાથે જ ગુનાના ગુણદોષો સાથે આતતાયીને શોધે કોણ એ પ્રશ્ન પણ આવ્યો! એ કામ ક્ષત્રિયોને સોપાયુ. હવે ક્ષત્રિય કોને કહેવો? તેની વ્યાખ્યા કરતા કહેવામા આવ્યુ –

"युध्धे चाप्यपलायनम्"

—એટલે કે યુદ્ધમાથી જે પાછો ન ફરે તે ક્ષત્રિય એટલે જ કુંતામાતાએ પાંડવોને કહ્યુ – "यदर्थं क्षत्रिया सूते सोऽय काल समागत·" જેને માટે ક્ષત્રિયાણી બાળકોને જન્મ આપે છે તે સમય આવી ગયો છે. અન્યાય માટે લડે તે ક્ષત્રિય એટલે એમના હાથમા અંકુશ મૂકયો

**ક્ષત્રિય ધર્મ :**

ક્ષત્રિયધર્મ એટલે કે અન્યાયનો પ્રતિકાર કરવો એના માટે મરી મિટવુ એ થયો. અને ઠેરઠેર આપણે તેવા ક્ષત્રિયોના દાખલાઓ મળી આવે છે

આજે આપણને વિચિત્ર લાગશે પણ રામયુગમા વિશ્વામિત્રજી, રામ ને લક્ષ્મણ જાય છે ત્યારે રાક્ષસી તત્ત્વોનો રામ નાશ કરે છે વનવાસ વખતે પણ ખર, દૂષણ, ત્રાટકા વ રાક્ષસોને મારી નાખે છે. કદાચ એમ કહી શકાય કે "परित्राणाय साधुना विनाशायच दुष्कृताम्"— સાધુતાના રક્ષણ માટે અને દુષ્ટતાનુ દમન કરવા માટે તેમણે એમ કર્યું હોય! પણ, એવો જ કાયદો ચાલતો રહે તો સમાજની વ્યવસ્થા ન ટકી શકે. જો કે રામ તો સમર્થ હતા અને "समरथ को नहीं दोष

ગુંસાદ્દ "—પવિત્ર હોય તેને જ એવો અધિકાર હતો. અનાધિકારી માણસ શસ્ત્ર વાપરે તો શુ હાલત થાય ? વળી કાયદો સહુ કોઈ હાથમાં લઈને ફરે તો અનર્થ જ થાય. પરશુરામનો દાખલો લઈએ. એકવાર તેની માતા રેણુકા, ચિત્રરથરાજા અપ્સરાઓ સાથે જલક્રીડા કરે છે તે જોવા માટે રોકાય છે ગાંધર્વનુ રૂપ જોઈને તે આસક્ત થઈ જાય છે એથી ઘેર મોડા પહોચતા હોમમાં મોડુ થાય છે તેથી ઋષિ જમદગ્નિ પૂછે છે, 'કેમ મોડુ થયુ' તો તેણીએ ગલ્લા તલ્લા કર્યા, એટલે ઋષિને ક્રોધ ચઢયો. અને ઋષિ જમદગ્નિ પોતાના મોટા દીકરાને કહે છે "તારી માતાનુ માથુ ઉડાવી નાખ"

છોકરો વિચાર કરે છે "માતૃદેવોભવ પ્રથમ કહ્યુ છે પિતૃ-દેવોભવ પછી છે." એટલે તેણે ન માન્યુ બીજાને કહ્યુ, તેણે ન માન્યુ. ત્રીજાને કહ્યુ તો તેણે પણ ન માન્યુ. ત્યારે ચોથા પરશુરામને કહ્યુ તો તેણે ચારેનાય માથાં ઉડાવી નાખ્યા આ બનતાં તો બની ગયુ પણ હવે શુ કરવુ ? એટલે વિચાર થતા, તેણે પિતાને વિનતિ કરી કે તમારી બધી શક્તિ-સાધના વાપરીને બધાને સજીવન કરો. બધાને પિતા સજીવન કરે છે. આ બધા રૂપકો છે. તેમાથી સાર ગ્રહણ કરવાનો છે કે તે વખતનુ વાતાવરણ એવુ હતુ કે —

आततायिनमायात - हन्यादेवाविचारयन्

આજ પરશુરામની એક બીજી વાત આવે છે, તે આ પ્રમાણે છે. એકવાર સહસ્રાર્જુન રાજાએ જમદગ્નિ મુનિને સપરિવાર જમવા નોતર્યા. તેમાં ખાદ્ય સામગ્રી સારી હોઈને ઋષિને લોભ લાગ્યો તેમણે રાજાને કહ્યુ' "આવુ સુદર ખાદ્ય કઇ રીતે મેળવ્યુ !"

રાજાએ કહ્યુ "મારી પાસે કામધેનુ ગાય છે. એનો આ પ્રતાપ છે."

ઋષિએ તે માગી. રાજાએ કહ્યુ કે બીજુ કઇક માગો ! પણ ઋષિની હઠ વધતી ગઈ. તેમને વિચાર ન થયો કે મારે આ પરિગ્રહ

શા માટે! રાજાનો પણ ગુસ્સો વધતો ગયો અને તેમણે જમદગ્નિનું માથું વાઢી નાખ્યું. પુત્રે (પરશુરામે) જોયું અને તેની માતાએ પણ આ જોયું તેને ખૂબ દુ:ખ થયું. તેણે પોતાનું માથું એકવીશ વાર ભૂમિ પર પટક્યું પરશુરામે તે પ્રમાણે એકવીશ વાર પૃથ્વીને નક્ષત્રી કરી.

અહીં ન્યાયનો દંડ સમર્થ પુરુષને આપવાનો પ્રશ્ન હતો. પણ, સમર્થ કોણ? પરશુરામ સમર્થ ન હતા એ કામ ક્ષત્રિયનું હતું. તેનો ખરો ખ્યાલ તો રામ-લક્ષ્મણે સીતાના સ્વયંવર વખતે તેમને આપ્યો.

ત્યારબાદ આપણે પુરાણ-યુગમાં આવીએ છીએ, એટલે કે મહાભારત કાળમાં પુરાણના બે ભાગ છે એકમાં જૂની વાતો મળે છે, બીજામાં નવી વાતો મળે છે એમાં દૃષ્ટાંતો-રૂપકો રૂપે મૂક્યાં છે, તે વખતના સમાજની કક્ષાનો વિચાર કરીને વાતો મૂકાઈ છે તેમાંથી સાર જ ગ્રહણ કરવાનો છે

શ્રીકૃષ્ણ ભગવાને બકાસુર, અઘાસુર, કંસ, જરાસંધ, શિશુપાલ વ.નો વધ કર્યો. પૂતના મારવી ઝેર પાવા આવે છે તો તેને પણ મારી નાખે છે મહાભારતનું યુદ્ધ ધર્મ-યુદ્ધ ગણાય છે જેમાં પાંડવો-કૌરવોનો નાશ કરે છે તો તેને ધર્મ ગણવામાં આવે છે આ બધી વાતો ઉપરથી એજ સાર લેવાનો છે કે અન્યાયી-આતતાયીને મારી નાખવામાં તે વખતે કોઈ દોષ ન ગણાતો સમાજ વ્યવસ્થાને બગાડનારને જરા પણ બર્દાસ્ત નહોતો કરાતો!

પણ ક્ષત્રિય ધર્મ જ્યારે બગડવો શરૂ થયો અને આતતાયીને મારી નાખવાના નામે અનર્થો ફેલાવા લાગ્યા ત્યારે તેમાંથી નવો વિચાર આવ્યો કે શું આજ રીતે અન્યાયનો પ્રતિકાર કરવાથી અન્યાય ટળશે! ખરેખર ખરાબ તત્ત્વ તો 'અન્યાય' છે, અન્યાયીનો આત્મા તો આપણા જેવો આત્મા છે શું તેને અન્ય રીતે સુધારી ન શકાય? આમાંથી જે નવી વિચાર-સરણી જન્મી તેને આપણે નૈતિક પ્રતિકાર, અહિંસક પ્રતિકાર એવું નામ આપશું

**અહિંસક પ્રતિકારની મર્યાદા**

આ અહિંસક પ્રતિકાર એટલે કે અન્યાયની સામે મક્કમ રહીને તેનો નૈતિક રીતે પ્રતિકાર કરવો. આના સંદર્ભમાં બૌદ્ધ ધર્મમાં કહેવામાં આવ્યું કે "વેરથી વેર શમતુ નથી પણ અવેર (પ્રેમ)થી વેર શમે છે." એટલે આતતાયીને કબ્જે કરી તેનો બદલો લીધા વગર તે કેટલો ક્ષુદ્ર છે એ દેખાડવો તેને માફ કરવો આ ભાવના આવી. વૈદિક ધર્મે પણ આ અહિંસક પ્રતિકારની ભાવના લીધી. ખાસ તો તેનુ કારણુ એમ પણ કહી શકાય કે જેમ જેમ માનવસમાજ હિંસા તરફથી અહિંસા તરફ વળ્યો તેમ તેમ અહિંસક પ્રતિકાર આવતો ગયો શસ્ત્ર વગર, નૈતિક અહિંસક શક્તિવાળો પ્રતિકાર ઘણા લોકો માટે હાસીનો વિષય બન્યો, પણ મહાત્મા ગાંધીજીએ અહિંસક પ્રતિકારની શકિતને જે રીતે રાષ્ટ્રવ્યાપી બનાવી દીધી, તેને અજબ સિદ્ધિ તરીકે ગણાવી શકાય, એટલુ જ નહી તેમણે વિશ્વને પણ શાંતિ–સુલેહના પંથે જવા માટેનો રસ્તો બતાવ્યો છે

આ અહિંસક પ્રતિકાર વખાણવા લાયક છે, પણ તેની યે મર્યાદા છે. આજે અહિંસક પ્રતિકારના બહાના હેઠળ ઘણા લોકો છતી શકિતએ અન્યાયનો સામનો કરતા નથી અથવા કહે છે કે અમને શું! તો એ તેમની નબળાઈ ગણાશે. અન્યાયનો સામનો કર્યા સિવાય જે ભાગે, કે પામરતા પામે તેના કરતા તો શસ્ત્રથી પણ સામનો કરવો એ ઊંચી વસ્તુ છે ખાસ કરીને આ વાત જૈનભાઇઓએ શીખવા જેવી છે. અહિંસક છીએ એમ સમજીને અન્યાયથી પણ ભાગવુ એ તો નરી કાયરતા છે પહેલા તેમણે વૈદિક ધર્મમા પાકા થવાની જરૂર છે. કારણકે વૈદિક ધર્મે ક્ષત્રિયોને કહ્યુ છે—

मृत. प्राप्नोति स्वर्गंवा शत्रु हत्वा सुखानि च ।
उभावपि हि शूराणा गुणावेतौ सुदुर्लभौ ॥

એટલે કે કાયરતા કરતા અન્યાયનો સશસ્ત્ર પ્રતીકાર કરવામાં ફાયદો છે. મરી જાય તો તેને સ્વર્ગ મળે છે. શત્રુને હણે છે તો સુખ

મળે છે. એ બન્ને ગુણો શૂરાઓ માટે દુર્લભ છે. માટે વૈદિક ધર્મની વીરતા શીખો અને પછી જૈન થાવ! વીરતા હોય તોજ જ્ઞાન ટકે અને પચે. આજે અહિંસાને ઓથે જૈનોમા કાયરતા પોષાય છે. એટલે હુ જૈન તત્ત્વજ્ઞાનને વૈદિક તત્ત્વજ્ઞાન જાણ્યા પછી લેવાનુ કહુ છુ. આપણે ત્યાં કહેવત પડી ગઇ છે "વાણિયા મૂછ નીચી–તો કહે સાતવાર નીચી!" આવી કાયરતા જૈનોની નમ્રતા માટે નથી સાચો જૈન તો નમ્રતા આગળ સાતવાર નમે પણ સિદ્ધાંતનો પ્રશ્ન આવે ત્યારે અણનમ રહે

સાચો વાણિયો કે જૈન કદિ કાયરતાને નમતો નથી એના ઘણા દાખલા ઇતિહાસને પાને જોવા મળે છે વનરાજ અને ચાંપાની વાત આવે છે. ચાંપો એકવાર કેટલીક સોનામહોરો લઇને ઊંટ ઉપર મુસાફરી કરતો હતો તે વખતે તેને વનરાજની ટોળી મળી વનરાજ તે વખતે લૂટફાટ કરતો હતો. તેણે કહ્યુ "કોણ છે? ઉતર હેઠો અને મૂકી દે જે હોય તે!"

ચાંપાએ હુંકાર કર્યો "જ્યા સુધી આ ખોળિયામા પ્રાણ છે ત્યાસુધી હાથ નહી અડાડી શકો!" એમ કહેતાંકે તે ઊતરી પડ્યો. તેની પાસે બાણ જોઈને વનરાજને આશ્ચર્ય થયુ. તેણે પૂછ્યુ "કોણ છો?"

ચાંપાએ કહ્યુ "વાણિયો તેમા પણ જૈન વાણિયો!"

વનરાજે પૂછ્યુ "વાણિયો અને બાણ?"

ચાંપો કહે "હા...અપરાધ થાય તોજ બાણ મારૂ!"

વનરાજ કહે "તો પેલા કેળાના ફળને તાક!"

ચાંપો કહે "એ સજીવ છે એને ન મારી શકુ!"

વનરાજ "તો અમે શુ મૂઆ છીએ!"

ચાંપો "મૂઆ તો નથી, પણ અપરાધ ન થાય ત્યાંસુધી કોઈને મારતો નથી. તમારા માટે પણ કેવળ એ બાણ બસ છે."

વનરાજ તેનાથી ઘણો જ પ્રભાવિત થયો અને જતે દહાડે જ્યારે તે રાજા થયો ત્યારે તેને મંત્રી બનાવ્યો અને તેના નામે ચાંપાનેર નામનું નગર પણ વસાવ્યું. કહેવાનો ભાવ એ છે કે ખરો જૈન અન્યાય આગળ મચક નમૂકે. એ માટે વિમળશાહ મંત્રી, વસ્તુપાલ-તેજપાલ વ.ના દાખલાઓ પણ આપી શકાય છે.

તોફાનો, અન્યાયો, અત્યાચારોને બર્દાશ્ત કરતા થઈએ તો તો ગુનાના ગુણાકારો થશે. એટલે અન્યાય સામે આંખમીંચામણાં ન કરવાં જોઈએ એટલે જ સમર્થમાં પ્રતિકાર શક્તિ હમેશાં હોવી જોઈએ. કદાચ બ્રાહ્મણ, ક્ષત્રિય કરે તો ચાલે પણ સંતથી તો બેસી ન રહેવાય! એના સંદર્ભમા કાલકાચાર્યનું દૃષ્ટાંત આપી શકાય છે! પણ આની એક બીજી બાજુ છે. જો એ જ પરંપરા ચાલુ રહે તો માનવસમાજની પરસ્પરની શાંતિ કદિ ન રહે!

આજે અહિંસક પ્રતિકારની દિશામા માનવસમાજ ઘણો વધી ગયો છતા પણ આપણે ઘણાં પ્રસંગે હિંસાનો ઉપયોગ થતો જોઈએ છીએ આનું કારણ એ છે કે અગાઉના પૂર્વજો જે કરી ગયા, તેની છાપ આજની પેઢી ઉપર રહે છે રામયુગ અને કૃષ્ણયુગનો સિદ્ધાંત હતો કે ગુનાપાત્રને સમજાવવો નહીં—પણ ઠાર કરવો. તે યુગની સમાજ-વ્યવસ્થા, લોકસમજણ અને વિકાસ પ્રમાણે તે મહાપુરુષોએ કામ લીધું છે આજે અહિંસક અને સત્યનો, ન્યાય અને પ્રેમનો ઘણો વિકાસ થયો છે. તે છતા રામાયણ-મહાભારતની સમાજ ઉપર વ્યાપક અસર છે પરિણામે મહારાષ્ટ્રમા સ્વામી રામદાસ, તુકારામ, એકનાથ વગેરે સંતો થયા તેમણે સંસ્કૃતિની રક્ષાની વાત કરી સાથે એના રક્ષણ માટે ભવાની, તલવાર, ત્રિશૂળ વ. શસ્ત્રોની પ્રશંસા પણ કરી. સ્વામી દયાનંદના ભક્તો આર્યસમાજીઓ શૂરવીર ઘણા છે. અન્યાયનો સામનો કરવા તૈયાર થઈ જાય. હમણા જ એક આર્યસમાજી બહેને કોઈ મવાલીને .છેડતી કરવા બદલ ચંપલ મારી હતી. આમ અન્યાયીને ફટકારવો એ પ્રતિકાર શક્તિનું પ્રમાણ છે. કેવળ પ્રશ્ન એ છે કે

જ્યાં સુધી શબ્દ, વચન કે આત્મશકિતએ અન્યાયને ટાળી શકાતો હોય તો શસ્ત્રો–હિંસા વ.નો સહારો લેવો કે કેમ ?

અમદાવાદમા હુલ્લડો ફાટી નીકળ્યા. તે વખતે રવિશંકર મહારાજ ત્યા હતા. તેઓ જેમને ગુરુ માનતા તે મોહનલાલ પંડ્યા પણ ત્યા હતા. બન્નેએ આર્યસમાજનુ દૂધ પીધેલુ એટલે તોફાનોનો સામનો કરવામા માને, જ્યારે ગાધીજી અહિંસામા માને તેમણે કહ્યુ કે "કાયર બનો તેના કરતા સામનો કરો તે મને ગમે છે; પણ તત્ત્વ સમજજો આપણે હથિયાર રાખીશુ તો સામો માણસ પણ હથિયાર રાખશે. તમે પત્થર રાખશો તો તે પણ પત્થર રાખશે. એટલે ઊંચો રસ્તો એ છે કે મરવાની તૈયારી રાખો ।"

मारनेका नाम मत लो, पहले मरना शीख लो ।

ગાધીજી શૈવ અને વૈષ્ણવ ભૂમિકામાથી પસાર થયા છે. એટલે કે વાણિયા અને બ્રાહ્મણની ભૂમિકામાથી પસાર થયા છે. પછી જૈનની ભૂમિકામા આવ્યા, એટલે કે ક્ષત્રિય ભૂમિકામા આવ્યા 'કાયર ન થવુ' પણ એ બહાદુરીનુ લક્ષણ છે વીરનુ લક્ષણ છે પછી તો અહિંસક નૈતિક શકિત એ તો ક્રમે ક્રમે સસ્કૃતિનુ લક્ષણ પણ બને છે ગાધીજીના જીવનમા જોશુ તો આપણને એવી કેટલીક ભૂમિકાઓ દેખાશે. પહેલા વૈદિક ધર્મની ભૂમિકા આવી, પછી જૈનધર્મની ભૂમિકા આવી. એટલે એક વાર સ્ત્રી વેશ પહેરીને યુરોપિયનોના હાથમાંથી છટકી જાય છે, પછી તેમને લાગે છે કે એ ખોટુ કામ કર્યું છે એટલે આગળ જતા આપણે જોઇ શકીએ છીએ કે તે એકલા જાતે બ્રિટીશ સલ્તનત સામે કેવળ સત્યાગ્રહ અને અનશન એ બન્ને અહિંસક પ્રતિકારના સાધનો વડે ઝઝૂમી શકયા તેમને વૈદિક ધર્મની પીઠિકા મળી હતી. અને જૈનધર્મથી તેમનો વિકાસ થયો હતો વૈદિક ધર્મમાં પ્રતિકારનો સપૂર્ણ વિકાસ ગાધીજીના અહિંસક પ્રતિકાર વડે થયો છે. એમ દરેકને લાગ્યા વગર નહીં રહે.

**પ્રતિકાર ભાવનાની શ્રેષ્ઠતા**

પણ અહિંસક પ્રતિકાર ભાવનામાં અન્યાય સામે લડવાનુ; સાથે જ ક્ષમાધારણ કરવાનુ એટલુ જ નથી; એનાથી પણ એક પગલુ આગળ વધીને ચાલવાનુ છે એટલે સામો ભૂલ કરે છે તો તેમાં પણ આપણી કઇક જવાબદારી છે એમ માનવાનુ છે. આ તેની શ્રેષ્ઠતા છે. શૌકતઅલી કે ઝીણા જેવાના કોમવાદમા આપણી પણ કૂઇક ભૂલ છે કે નહી તેનો વિચાર કરી, તેનુ નિવારણ કરવુ જોઈએ.

લોકમાન્ય તિલકે " સ્વરાજ્ય અમારો જન્મ સિદ્ધ અધિકાર છે." એ સૂત્ર આપ્યુ. પણ એ સ્વરાજ્ય લેવુ કઈ રીતે? લોકમાન્યનુ માનવુ હતુ કે "જો તે માટે હિંસા આદરવી પડે તો પાપ નથી. સારા માટે જૂઠુ બોલવુ પડે તો તેને ચલાવી લેવુ જોઈએ." આમા વૈદિક ધર્મની પરપરાની પ્રતિકાર શક્તિનો પડઘો હતો કે અગ્રેજો આતતાયી છે અને આતતાયીને હણવામા પાપ નથી. ત્યારે ગાધીજીએ તેમને કહ્યુ ·" હુ તો અહિસાથી સ્વરાજ્ય લેવા માગુ છુ તમારાથી નાનો છુ પણ આ અમે નો લાગે છે તે કહુ છુ અને તે મુજબ વર્તુ છુ. ગાધીજીની અહિસાનો ચેપ પ નેહરૂને લાગ્યો છે તે ગમે તેટલા લાલ—પીળા થઈ જાય પણ બીજી ક્ષણે ઠડા થઈ જાય છે. તેમણે અહિસાની શક્તિ જોઈ છે અને તેનાથી કામ લેવા માગે છે

અહિસા પ્રતિકારનુ કેવુ જબ્બર કામ કરી શકે છે તે લોકોને જણાવવાનુ છે તે પ્રયોગો કરીને બતાવવુ જોઈએ આજે એને રાષ્ટ્રવ્યાપી બનાવવાની જરૂર છે તે માટે નવી પ્રક્રિયાઓ ઊભી કરવાની જરૂર છે વિનોબાજીએ દાનનો નવો રસ્તો બતાવ્યો કે તમારી દરેક વસ્તુમા બીજાનો ભાગ છે ભૂમિમા ભાગ છે, બુદ્ધિમા ભાગ છે એટલે સૌ વહેચીને ખાવ પણ, જ્યા સામાજિક પ્રતિકારની વાત આવે છે ત્યાં કામ અટકે છે. પ્રતિકાર કે લડાઈ એ કાર્ય રાજ્યનુ છે એમ તેઓ માને છે સાથેજ રાજ્ય પણ ન જોઈએ એમ માને છે જેથી લડાઈ આવે નહી !

પણ, આ ગૂડા તત્ત્વોનુ શુ? તો વિનોબાજી કહે છે કે "તેમને સમજાવો, હૃદય પરિવર્તન કરાવો! તમે તો એ પ્રયત્નના અધિકારી છો. પરિણામ શુ આવે છે તે ન જુઓ" આનુ પરિણામ એ આવ્યુ છે કે ગાધીજીએ જે પ્રચડ અહિસક શક્તિ રાષ્ટ્રમા ભરી હતી તે ઓસરતી જાય છે અને આજે અહિસા વ્યક્તિ સુધી પહોચે છે પણ તે સામાજિક પ્રક્રિયા બનતી નથી.

ઘણા, એમ કહેશે કે ગમે તેટલી અહિસાની વાત કરો પણ સમાજ હિસા વગર ચાલતો નથી એટલે જ "પત્થરો માર્યા, બાળ્યુ, લૂટયુ, તોડ્યુ, જાનથી ખતમ કર્યા" આ બધા બનાવો અવિરત ગતિએ સમાજમાં થયા જ કરે છે પણ, એથી એવુ તો નથી કે નિર્માલ્ય થઈને ગૂડાગીરી, દોગાઈ કે દાડતત્ત્વોને વધવા દેવા? એવા હિસક તત્ત્વોને પ્રતિષ્ઠા તો ન મળવી જોઈએ!

ત્યારે તેની બીજી બાજુ પણ વિચારવાની છે ગૂડાગીરી, દોંગાઈ વધે છે અને કોર્ટ કચેરી કઈ પણ કરતી નથી સમાજ હેરાન થતો રહે છે કયારેક કોર્ટમા કેસ ચાલે છે તો ઓને ન બોલવાનુ બોલવુ પડે છે પુરાવાના અભાવે બુદ્ધિમાન વકીલો, વધારે ફી મેળવવાના બહાને સાચા કેસોને પણ દલીલબાજીથી ખોટા ઠેરવે છે. તો આ સામાજિક અન્યાય માટે શુ કરવુ? સહન કરવુ કે પ્રતિકાર કરવો!

આના માટે અહિસક પ્રતિકારની દિશામા આપણે આગળ વધીને શુદ્ધિ પ્રયોગની વાત કરીએ છીએ, જયા જયા અન્યાય ને હિસાને આ રીતે પ્રતિષ્ઠા મળે ત્યા ત્યા સામાજિક કાર્યકરોએ લોકસમૂહની વચ્ચે તેને પોતાનુ પાપ ગણી તેની શુદ્ધિ માટે પ્રયોગો કરવા. એનાથી લોક જાગૃતિ પણ આવશે, લોકો અન્યાય સહેતા અટકશે અને અન્યાય કરતા પણ પાછા વળશે. પ્રતિકાર શક્તિના હમણાના તબકકે તો એ જ શ્રેષ્ઠ માર્ગ છે

**વૈદિક ધર્મના ચાર અંગો :**

વૈદિક ધર્મે ચાર વાતો મૂકી છે —(૧) યજ્ઞ;–અને તેનો વિકાસ થતાં તે તપરૂપે આવ્યું; (૨) લગ્ન :—ભાઈબહેનનાં જોડાણમાંથી વિકાસ થતા થતા લગ્નો સુધી પહોંચ્યા; સ્થૂલ સંતાનો કરતાં વિશ્વ સંતાનને પણ ઉપયોગી બતાવ્યાં. સ્ત્રી–પુરૂષ બન્ને એક બીજાના પૂરક કેવી રીતે બને તે જાણ્યું અને સ્ત્રીની પ્રતિષ્ઠા કેમ વધે તે અંગે પણ વિચાર થઈ ચૂકયો છે. (૩) શ્રમ :—પણ જીવનને સફળ બનાવવા માટે શ્રમ અને તેની વહેંચણી પણ એટલીજ જરૂરી છે તે અંગે વર્ણ–આશ્રમ અને પુરૂષાર્થનું વિભાજન તેણે આપ્યું. આજે વર્ણવ્યવસ્થા બદલાઈ રહી છે તે મુજબ નવા બ્રાહ્મણો નવા ક્ષત્રિયોએ મળીને શૂદ્ર રૂપે પછાતવર્ગ, આદિવાસી અને બહેનોને આગળ લાવવાનાં છે. આ આખુયે કામ સંકલનાપૂર્વક અનુબંધની રીતે કરવાનું બાકી છે તે કરવું જોઈએ (૪) પ્રતિકાર – પ્રતિકારનો સંપૂર્ણ સિધ્ધાંત વૈદિકધર્મે સુંદર રીતે પૂરો પાડયો છે. શ્રી કૃષ્ણ અર્જુનને કહે છે કે "હું તારી સાથે રહીશ પણ હથિયાર નહીં લઉં!" આમાં અન્યાય સાથે ભલે ગમે તેટલાં પોતાના શસ્ત્ર-સૈન્ય હોય, તે છતાં ન્યાયી આત્મા એના માટે લડનાર શ્રેષ્ઠ છે એનું સુંદર પ્રતીક રજૂ થાય છે. ગાંધીજીના જીવનમાંથી સાચો યજ્ઞ, સાચું લગ્ન, સાચો વર્ણાશ્રમ અને પુરૂષાર્થ એ બધા તત્વો મળી રહે છે સાથેજ તેમણે અહિંસક પ્રતિકારનું જે વિશ્વવ્યાપી આંદોલન ચલાવેલું, તે પ્રતિકાર શકિતને ખીલવવાની જરૂર છે. સાધુસંતોએ આ કામ કેવી રીતે લેવું અને સંગઠન ઊભું કરવું તેનો વિચાર કરવાનો છે પ્રતિકાર શકિતને અહિંસા તરફ વાળીને વધુ કાર્યક્ષમ બનાવવાની જરૂર છે.

વૈદિક ધર્મે આપેલી આ ચારેય વસ્તુઓ સર્વધર્મ ઉપાસકે સમજવા જેવી છે કારણ કે માનવસમાજને સુસંસ્કૃત બનાવવા માટે વૈદિક ધર્મમાં જેટલો પદ્ધતિસરનો વિચાર આશ્રમ, વર્ણ, પુરૂષાર્થ, અને

પ્રતીકારનો થયો છે તેટલો બીજા ધર્મોમા ઓછો જોવા મળશે. જો કે કેટલીક જુની રૂઢિઓ છે, તેને ખખેરીને જ આ કાર્ય તેણે હાથ ધરવાનુ છે અને સાર ગ્રહણ કરવાનો છે



## ચર્ચા – વિચારણા

### ન્યાય માટે અહિંસક પ્રતિકાર

આજની ચર્ચાનો પ્રારભ કરતા **શ્રી. બળવતભાઈએ** કહ્યુ "પ્રારભમા દ્વદ યુદ્ધો થયા હશે વાલી સામે રાવણ, જરાસધ સામે ભીમ, પણ બાદમા જુથોએ જૂથો સામે લાકડી, પથ્થર અને શસ્ત્રો એમ શોધ આગળ ચાલતી ગઈ લાગે છે રાજ્યો થયા તેમ રક્ષણની સાથે બીજાને ખડિયા કરવાની વાત પણ આવી. ગુનેગારને સજા કરવાની વાત પણ આવી આ બધામા મહાવીર બુધ્ધે અહિસક પ્રતિકારની વાત શીખવી જેની અસર મહાત્મા ગાધીજી ઉપર થતા તેમની પદ્ધતિ સફળ પામી અને પડિતજીની રાહબરી નીચે પચશીલની વાત પણ આગળ વધી છે. રશિયા અને અમેરિકા પણ સહ અસ્તિત્વની વાત કરતાં થઈ ગયા છે એ પણ મોટી વાત છે એટલે હવે ક્રાતિપ્રિય સાધુ–સાધ્વીઓ જો શુદ્ધિ પ્રયોગ દ્વારા સગઠનો ઊભા કરી સુસસ્થાના અનુબધની વાત જગત સમક્ષ કરે અને સર્વધર્મ ઉપાસનાને રજૂ કરે તો દેશ અને દુનિયામા અદ્દભૂત કાર્ય થઈ શકે. હિસક પ્રતિકારના ઇતિહાસમાં તો ગરીબોનુ શોષણ અને નીતિ ન્યાયવાળાઓને હેરાનગતિ એજ બે મુખ્ય વાત જોવા મળે છે. એટલે અહિંસક પ્રતિકારની વાત જ યોગ્ય છે."

**પૂ. દંડીસ્વામી :** "આ અહિસક પ્રતિકાર સમષ્ટિને લક્ષમા રાખીને બધાના અનુબધનુ લક્ષ સામે રાખીને કરવામા આવે અને તે

પણ શાંતિપ્રિય સાધુ–સાધ્વીઓની સાહબરી હેઠળ કરવામાં આવે તોજ સારૂ પરિણામ આવી શકે.

પ્રતિકારનુ કામ આજ લગી તો કોઇએ અહિંસક પદ્ધતિએ કર્યું નથી. બ્રાહ્મણો આગેવાન રહ્યા તો તેઓ પોતાની શ્રેષ્ઠતા અને સમાજની નિંદા કરવામા રહ્યા ભૃગુઋષિએ વિષ્ણુ ભગવાનની છાતી ઉપર લાત મારવા જેવાં બાલિશ કાર્ય કર્યા ક્ષત્રિયોએ મારામારી કરી. વૈશ્યોએ શોષણ રૂપે હિંસા કરી, શૂદ્રો તો કદિ ઉપર આવ્યા જ નહી. તેઓ અહિંસક વાહન બની શકે એમ માની શકાય છે. આ બધા ઉપરથી લાગે છે કે મુનિશ્રી સતબાલજી ગામડા (શ્રમજીવી વૈશ્ય, શૂદ્રો) માતાઓ અને શહેરી મજૂરો વગેરેને અહિંસક સાધનાના મુખ્ય વાહનો ગણે છે તે યથાર્થ છે. વૈદિક ધર્મમાથી જૈનધર્મમાં અને ગાંધીયુગમા આપણે જે ભાલનળકાંઠા પ્રયોગ બાદ અહિંસક પ્રતિકારનુ સાધન શોધી શકયા છીએ તે અજોડ છે (તા. ૨૧–૧૦–૬૧)



[ ૧૫ ]

# બૌદ્ધ ધર્મની વિશેષતા

સર્વધર્મ ઉપાસનાના સંદર્ભમા આપણે ઈસાઈ, ઇસ્લામ અને વૈદિકધર્મ અંગે વિસ્તારથી વિચારી ગયા છીએ. હિંદુધર્મની ત્રણ શાખા —વૈદિક, જૈન અને બૌદ્ધ છે આમા કોણ પહેલો અને કોણ પછી તેની ચર્ચા કરવાની અત્રે જરૂર નથી વિગતની દૃષ્ટિએ વૈદિક ધર્મ પહેલો લાગે છે અને તત્ત્વની દૃષ્ટિએ બધાયે ધર્મો જૂના છે એક રીતે જોવા જઈએ તો વૈદિકધર્મ અને જૈનધર્મ વચ્ચે એક મોટુ અંતર છે. બૌધ્ધ ધર્મને એ અંતરની કડી તરીકે ગણાવી શકાય ! બૌધ્ધ શબ્દ બુદ્ધ ઉપરથી આવ્યો છે તેમને તથાગત સર્વજ્ઞ વગેરે નામોએ પણ સંબોધવામા આવ્યા છે વૈદિક ધર્મના મૂળ પુરુષો રામ અને કૃષ્ણને આપણે પુસ્તકોથી જાણી શકીએ છીએ બીજા કોઈ ઐતિહાસિક આધારો મળતા નથી પણ પચ્ચીશસો વરસથી જે ઇતિહાસ મળે છે તેમા બુદ્ધ અને મહાવીરના ઐતિહાસિક પ્રમાણો મળે છે એટલે વૈદિક ધર્મને સંપૂર્ણ રીતે સમજવા માટે, પ્રથમ બૌદ્ધધર્મ અને પછી જૈન ધર્મ અંગે જાણવુ જરૂરી છે.

**બુધ્ધનુ જીવન કથન :**

બૌધ્ધ ધર્મના સંસ્થાપક બુધ્ધ હતા વૈદિકધર્મે તેમને પોતાના એક અવતાર તરીકે ગણાવ્યા છે ત્યારે ખુદ બૌદ્ધો એમને પોતાના ૨૪ દીપંકરોની શ્રેણિમા અંતિમ દીપંકરો ગણાવે છે. તેમનો જન્મ કપિલ-વસ્તુમા શુદ્ધોધન રાજાને ત્યા થયો હતો સહુ એની વિગતો જાણે છે એટલે એના વિસ્તારની જરૂર નથી બુદ્ધને અત્યંત વૈભવ-વિલાસમાં ઉછેરવામા આવે છે તેમના પિતાને એવા ડર હતો કે જો પુત્ર બહારનાં દુ ખો જોશે તો વૈરાગ્ય પામશે.

એવામાં એકવાર બુદ્ધને ફરવાની ઇચ્છા થાય છે પુત્રનો આગ્રહ

જોઈ બાપ બધી વ્યવસ્થા કરાવે છે. જીવનનાં ત્રણ દુઃખો છે; રોગ, ઘડપણ અને મરણ. રોગ હોય તો કોઈ પણ જાતનુ સુખ રહેતું નથી. ઘડપણ આવતા શરીર કૃશ થઈ જાય, સ્વભાવ બદલાઈ જાય. મૃત્યુ આવે એટલે માણસ જાય તે ફરી જોવા ન મળે. એટલે રોગી, વૃદ્ધ અને શબ ત્રણે ન દેખાડવા એવો રાજાએ પ્રબધ કર્યો.

પણ, બનવાકાળે બન્યા વગર રહેતુ નથી. રાજાએ જે વાતોની મનાઈ કરી હતી તેજ વાતો બુદ્ધને જોવા મળે છે. તેમાથી તેમને મથન જાગે છે કે "શું મને પણ રોગ થશે? શુ હુ પણ ઘરડો થઈશ? શુ મારૂ પણ મરણ થશે? જે સુખોમા હું રહુ છું તે કાયમી નથી. તો પછી કાયમી શાશ્વત સુખ કયુ છે?"

એના ચિતનમા વૈરાગ્યનો ઉદ્દભવ થાય છે. કાયમી સુખની શોધ માટે ઘર, કુટુબ, મહેલ ત્યાગવાં જોઈએ! મનોમથન ઉગ્ર બને છે અને બુદ્ધ સૂતલી પત્ની, વિલાસપૂર્ણ મહેલ, પ્રિયપુત્ર બધાનો ત્યાગ કરીને નીકળે છે તેમન આ મનોમથન માનવ-માનસના મનોમથનોમા આજે પણ શ્રેષ્ઠ શ્રદ્ધાને લાયક ગણાય છે.

તેઓ મહેલ ત્યાગીને એકદમ ઉગ્ર તપ વગેરેમાં ઊતરી પડે છે તેમનો વેગ પ્રચડ હતો એટલે આકરા ઉપવાસો ઉપર ઊતરે છે. એટલી બધી અશક્તિ વધી જાય છે કે ઊભા રહેવાની શક્તિ રહેતી નથી લથડિયા આવે છે પણ પ્રકાશ મળતો નથી એ સમયે ત્યાથી વારાંગનાઓ પસાર થાય છે તે એટલુ બોલે છે "વાજિંત્રના તાર બહુ ન ખેચશો તેમજ બહુ ઢીલા પણ ન રાખશો. મધ્યસર રાખજો"

બુદ્ધને તે પ્રસગ ઉપરથી બોદ્ધ મળે છે. એકવાર અતિવિલાસમા હતા. હવે અત્યત તપ કરીને શરીર કૃશ કરી નાખેલુ. અતિ કહેવાય એવું તપ કર્યું. આ બે છેડામાંથી જે તત્ત્વ મળ્યુ તેને મધ્યમ પ્રતિપદા માર્ગ કહેવામાં આવે છે. આમાંથી બૌદ્ધ ધર્મ પ્રકાશ્યો અને ધીમે ધીમે

તે આખા એશિયામાં પ્રસરીને Light of Asia એશિયાનો પ્રકાશ બની ગયો. હવે તો ભારતે અશોક ચક્ર સ્વીકાર્યું છે એ રીતે બૌદ્ધધર્મ વિશ્વમાં ફેલાય એવી શક્યતા છે

**આષ્ટાંગિક માર્ગ :**

આ ધર્મને આર્ય આષ્ટાંગિક માર્ગ પણ કહેવામા આવે છે. તેના આઠ અગો છે (૧) પહેલુ અગ છે સમ્યક્દષ્ટિ કોઈપણ વાત સમજવા માટે સાચી દષ્ટિ પ્રથમ હોવી જોઈએ દ્રષ્ટિ એટલે જગતમા કેટલા તત્ત્વો છે ? તેનો ખ્યાલ આવી જવો જોઇએ બૌદ્ધ ધર્મે ચાર આર્યસત્યો બતાવ્યાં છે —દુ ખ, સમુદય, માર્ગ અને નિરોધ. દુ ખ શા માટે આવે તેનો વિચાર, બ્રહ્માનુ સ્વરૂપ શુ ? જીવનુ સ્વરૂપ શુ ? એનુ યથાર્થ જ્ઞાન થાય તેને (૧) સમ્યક્દષ્ટિ કહે છે (૨) બીજુ અગ સમ્યક્ સકલ્પ પછી (૩) સમ્યક્ વાચા, (૪) સમ્યક્ કર્મ, (૫) સમ્યક્ આજીવિકા, (૬) સમ્યક્ વ્યાયામ, (૭) સમ્યક્ સ્મૃતિ અને (૮) સમ્યક્ સમાધિ આમ આઠ અગો છે

સમ્યક્ દષ્ટિ અગે વિચાર કરી ચૂકયા છીએ સમ્યક્ દષ્ટિ આવી—દર્શન આવ્યુ કે પછી શુ ? તો સમ્યક્ સકલ્પ આવ્યો પ્રાણીમાત્ર તરફ વિશુદ્ધ પ્રેમ જાળવો ! પછી સમ્યક્ વાચા આવે છે જો મારો મત સાચો છે તો મારે એવી વાણી રાખવી જોઇએ કે આખા વિશ્વના પ્રાણીઓ સાથે પ્રેમ કરવાનુ ઝરણ બને આ વાણી એટલે સત્ય, હિતકર, મધુર અને અર્થસહિત બોલવુ જોઈએ એકાતમા બેસીએ એટલે મનની ક્રિયા ચાલે સકલ્પ થાય, કામ કરીએ તો વાચા આવે, પછી વર્તન આવે એ વ્યવસ્થિત થાય તેનુ નામ સમ્યક્ કર્મ છે કર્મ કરે તો આજીવિકાનો પ્રશ્ન આવે જ છે એટલે સાધુઓને માટે કહ્યુ કે ગોચરી કર—ગાય ઘાસ ઘાસને ફરી ફરીને ચરે પણ મૂળિયા ન તૂટે તેવી રીતે લેવુ મધુકરી ભ્રમરની જેમ થોડુ થોડુ ચૂસવું–લેવુ પણ ગધાચરી ના કરીશ એટલે કે બધુ ખાઈ-પીને ખેદાનમેદાન ન કરવુ જોઈએ. ગૃહસ્થોને માટે શોષણયુક્ત આજીવકા નહિ

કરવાનુ કહ્યુ, એ છે સમ્યક્ આજીવિકા પણ આ બધા માટે સાચો વિચાર જોઈએ, પણ અદર તો બગાડ પડ્યો છે તેને તો કાઢવો જોઇએ એટલે કહ્યુ કે વ્યાયામ કરજે ખરાબ વિચારોને કાઢી સારા વિચારો ભરજે. કસરત કેવળ શરીરની નહીં, પણ મન અને બુદ્ધિની પણ કરજે. આનો સાર એ નીકળ્યો કે ખરાબ કાઢી નાખવુ અને સારુ લેવુ, પણ સારુ આવે કયાથી ? તો કહે સમ્યક્ સ્મૃતિ કેળવ ! અવધાન પ્રયોગો અગેની વાતોમા આપણે જોઈ ગયા કે શકરાચાર્ય ઊંડા ઊતર્યા. "કોઽહ ?" તો કહે, "હુ બ્રાહ્મણ, હુ શરીર !" વધુ ઊંડા ગયા કે જવાબ મળ્યો "અહ બ્રહ્માસ્મિ. !" જગત અને શરીર વગેરેના સબધો સભારતા સભારતાં જગત શું ? જીવ શુ ? એના સબધો શુ ? એ બધા વિચારો આવશે અને સાથે જ બ્રહ્મનુ અદર સમાઈ ગયેલું સ્વરૂપ પણ બહાર આવશે, આ સ્મૃતિનો પ્રતાપ છે ત્યાર પછી જે આવશે તે છે સમ્યક્ સમાધિ એમા વાસનામાત્ર સમાઈ જશે એટલે પછી પરમ બુદ્ધ અવસ્થાને પ્રાપ્ત થવાશે આ આઠ માર્ગને બોધિમાર્ગ પણ કહ્યો છે.

### મધ્યમ માર્ગ

આપણે વૈદિક ધર્મને જોશુ તો જણાશે કે તે મોટા ભાગે ગૃહસ્થનો જ ધર્મ છે, સન્યાસાશ્રમ ત્યા છે પણ તેનો એટલો ખુલાસો મળતો નથી. ત્યારે જૈનધર્મને જોશુ તો તે તદ્દન આત્મ-સાધકના ધર્મ જેવો છે તેમા ગૃહસ્થજીવન અગે સ્પષ્ટ માર્ગદર્શન નથી, જે સાધક માટે કરવામા આવ્યુ છે. ત્યારે બૌદ્ધ માર્ગ બન્નેની વચ્ચેના મધ્યમ માર્ગની ગરજ સારે છે. એટલે ગૃહસ્થો ભોગ-વિલાસમા રહે તો તેમને સાધુમાર્ગની ખબર ન પડે, તે માટે દરેક બૌદ્ધ માટે એ જરૂરી છે કે તે નાનપણમાં એક વાર તો સાધુ થાય ! તેને એ ખ્યાલ રહેવો જોઈએ કે તુ નાનામાં નાનો છે-ભિક્ષા માગનારો છે એ ખ્યાલ રહે. બર્માના વડાપ્રધાન ઉનુ પણ બૌદ્ધ સાધુ તરીકે રહ્યા હતા. ત્યારે

સાધુ તરીકે કેવળ અતિતપમાં પણ બૌદ્ધધર્મે શ્રેય ન માન્યુ. સાથે લોકકલ્યાણને પણ ધ્યાનમા રાખવાનુ કહ્યુ છે.

**લોકસંગ્રહ માટે પ્રયત્ન :**

પણ સાધુ દીક્ષા લે એટલે તેણે કઇક તો કરવુ જોઇએ ! તે માટે તેને લોકસગ્રહનો પ્રયત્ન કરવાનુ કહેવામા આવ્યુ. આ રીતે અશોકે પોતાના માણસોને શ્રીલંકા, તિબેટ, ચીન વગેરે સ્થળોએ મોકલ્યા અને એ પ્રકાશ ભારતનો મટીને એશિયાનો થયો

**યજ્ઞને નવું સ્વરૂપ :**

તે વખતે યજ્ઞની બોલબાલા હતી લોકો માનતા હતા કે યજ્ઞ કરવાથી સ્વર્ગ મળે છે બુદ્ધે તેને નવુ સ્વરૂપ આપ્યુ અને યજ્ઞમા ભોગ આપવાની નવી પદ્ધતિ બતાવી. તે અગે એક દાખલો સુપ્રસિદ્ધ છે

એકવાર બુદ્ધ ભગવાન રાજગૃહી નગરીમાં ગૃધ્રકૂટ પર્વત ઉપર વિચરતા હતા. તે વખતે માઘ નામનો બ્રાહ્મણ આવીને તેમને પૂછે છે.—"યજ્ઞનો માર્ગ પુણ્ય માટે છે. હુ યજ્ઞ કરી રહ્યો છુ તો મારૂ પુણ્ય વધે છે કે નહી "

ત્યારે બુદ્ધ કહે છે —"તમે યજ્ઞ જરૂર કરો પણ, યજ્ઞ કેવો કરવો ? તેમા કોની આહૂતિ આપવી ? તેનો વિચાર કરવો જોઈએ આહૂતિ એવી આપવી જોઈએ કે આત્મા ઉજ્જવળ બને એટલે દોષોને હોમવા જોઈએ, ઇદ્રિયોના વિષય–વિકારોને હોમવા જોઈએ.

આમ તેમણે નવા યજ્ઞની કલ્પના આપી. અને એ નવો યજ્ઞ કરી કોણ શકે ? તો કહ્યુ કે જે પુરૂષ રાગદ્વેષથી રહિત થયો છે, જેનું જીવન વિશ્વના કલ્યાણ માટે છે, તેને બુદ્ધ કહો, વીતરાગ કહો કે તથાગત કહો, એવાજ પુરૂષો યજ્ઞ કરવા માટે ઉત્તમ છે.

બુદ્ધ ભગવાને બ્રાહ્મણને કર્મ માર્ગથી હટાવ્યો નહીં, પણ જ્ઞાન અને કર્મનુ જોડાણ કર્યુ. સાધુ પુરૂષોને યજ્ઞ માટે શ્રેષ્ઠ ઠેરવ્યા અને એ માગે તો શું માગે ? તમારા દોષો દૂર કરો એજ એમની ચાહના

હોય. માટે દોષને દૂર કરો અને સંયમને પાળો. બુદ્ધે આમ યજ્ઞનું ખંડન ન કર્યું પણ નવો વળાંક આપ્યો.

## ગૃહસ્થનો નવો આદર્શ :

બૌદ્ધ ધર્મની બીજી વિશેષતા છે ભિક્ષા અને દીક્ષાની. રાજા હોય કે પ્રજા હોય. તેણે દીક્ષા તો લેવીજ જોઈએ. અને ભિક્ષા માગવીજ જોઈએ. આ તેમણે ગૃહસ્થાશ્રમનો આદર્શ બનાવ્યો. નિરાશક્તિની મોટી મોટી વાતો કરવાથી દીક્ષાનું લક્ષ્ય જીવનમાં કદાપિ પણ ન આવી શકે. જ્યાંસુધી જીવનમાં સન્યાસનુ સ્થાન ન આવે, ભોગ–વિલાસોથી પાછા ન વળી શકાય! આશ્રમ વ્યવસ્થામાં પચાસ વર્ષ પછી વાનપ્રસ્થનો ઉલ્લેખ હોવા છતાં પણ મોટી ઉમ્મર સુધી પણ ભોગ–વિલાસમાંથી લોકોને પાછા ન વળતા જોઈને, બુદ્ધનો દરેક માટે ફરજિયાત દીક્ષા–સસ્કાર જરૂર પ્રશસનીય ગણી શકાય.

તેવીજ રીતે તેમણે ત્યાગીને પણ લોકકલ્યાણ તરફ દોર્યા. તેમણે કહ્યું. "જગતનુ નિર્વાણ નહી થાય, જગતના દુખો દૂર નહીં થાય ત્યાસુધી તમારૂ કલ્યાણ થવાનું નથી."

કોઈ કે બુદ્ધ ભગવાનને કહ્યુ· "આપના માટે મોક્ષમા જવાનુ વિમાન તૈયાર છે!"

તેમણે કહ્યુ "લોકોનુ નિર્વાણ ન થાય ત્યાસુધી મારે મોક્ષમા જવુ નથી!"

આમ તેમણે ત્યાગને લોક–કલ્યાણ સાથે બાંધ્યો અને ત્યાગ સાથેના ગૃહસ્થાશ્રમનો ઈન્કાર ન કર્યો.

## પુરૂષાર્થની નવી દિશા :

બૌદ્ધ દર્શન કેટલુ વહેવારિક છે તેનો એક પ્રસગ "સભિય સુત્ત"માં આવે છે. સભિય નામનો સાધુ છે. તેના અતરમા કેટલાક પ્રશ્નો ઊઠે છે. તે બધા એકાંગી વિચારો હોય છે. એકાંત સાધના સારી? એકાંત

આત્મવાદ સારો કે શુષ્ક ચર્ચા કરવી સારી! અથવા ગુફામા સાધના કરૂં કે પોતાનો મોક્ષ મેળવુ!" એવુ એવુ તે કહે અને વિચારે. આવો પુરૂષ જ્ઞાન લેવા ગયો પણ છ દાર્શનિકો તેના સવાલોના જવાબો ન આપી શકયા, પણ બુદ્ધ ભગવાન આપી શકયા. તેમણે સમાધાન આપ્યુ કે આને સાધુ કહેવાય, આને શ્રવણુ કહેવાય અને આને બ્રાહ્મણુ કહેવાય? સભિયને સતોષ થાય છે. એટલે તે બુદ્ધને કહે છે કે મને દીક્ષા આપો।

બુધ્ધ કહે છે "તમે ભિક્ષુ તો છો જ! માત્ર બૌદ્ધ ધર્મની દીક્ષા જોઈએ તો સઘની આજ્ઞા લેવી જોઈએ!"

આનો અર્થ એ થાય છે કે તેઓ સઘમા માનતા હતા એકાંકી-પણામા નહોતા માનતા આ સઘમા સાધુ-સાધ્વીઓ અને બૌદ્ધ સ્ત્રી અને પુરુષો હતા. બૌદ્ધ ધર્મે સ્ત્રીઓની દીક્ષા માટે પાછળથી જોગવાઈ કરી હોય તેમ લાગે છે. મહાકાશ્યની નામના પોતાના શિષ્યની વિનતિથી ભિક્ષુણી બનાવીને સન્યાસદીક્ષા આપી છે ભ બુદ્ધના ગૃહસ્થ પક્ષના માસીબા ને આનદી આમ્રપાલીને પણ સ્વીકારવામાં આવી છે વૈદિક ધર્મે વર્ણાશ્રમ વ્યવસ્થાનો પાયો નાખ્યો ત્યારે બૌદ્ધ ધર્મે—બધા વર્ણોને ખાડી જવા માટે તેમ જ બધા માનવોની એક જ જાત છે એમ કહી વર્ણાશ્રમની નવી વ્યાખ્યા આપી વર્ણાશ્રમ વ્યવસ્થા આખી શ્રમ ઉપર ઊભી હતી પુરુષાર્થ તેનો આધાર હતો બુધ્ધે ત્યા શ્રેષ્ઠ શ્રમ કોને કહેવાય? એ સમજાવી 'શ્રમણુ' પદ્ધતિનો પાયો નાખ્યો. એમા જૈનોનો પણ એટલો જ ફાળો છે તેની છાપ વૈદિક ધર્મ ઉપર પણ પડ્યા વગર ન રહી.

## પ્રતિકારની નવી રીત :

અત્યાર સુધી વૈદિક ધર્મમા આતતાયીને મારી નાખવો એજ વાત પરપરાગત ચાલી આવતી હતી બુધ્ધે આ પ્રતિકારને નવી રીત આપી. તેમણે અહિસક પ્રતિકારનો પાયો નાખ્યો અને કહ્યુ —

"नहि वैरेण वेराणि समंतीष कदाचन्
अवेरेण हि वेराणि समंतीह सनातन।"

એટલે કે વૈરથી વેર કદિ શમતુ નથી, અવેર (પ્રેમ)થી જ વેર શમે છે. આમ શત્રુને પણ મિત્ર બનવાનો તેમણે માર્ગ મોકળો કર્યો.

**બૌદ્ધ ધર્મની આજની સ્થિતિ**

આમ બૌદ્ધ ધર્મે વૈદિક ધર્મના તદ્દન ગૃહસ્થાશ્રમના આદર્શ અને જૈનધર્મના એકાંત અધ્યાત્મવાદના આદર્શ વચ્ચેની ખાઈ પૂરવામા સારો ફાળો આપ્યો. પણ મુશ્કેલી ત્યાં આવી કે લોકસંગ્રહ વધ્યો તેમ સાધુઓ રાજ્યના માલિક બન્યા; કાતો રાજ્યના આશ્રિત બન્યા. તેમાથી કાંતો પછી પરંપરાગત રૂઢિચુસ્તતા બધાણી કા પછી મોટા મોટા મઠો, વિહારોનો પરિગ્રહ વધતો ચાલ્યો વૈદિક ધર્મ સન્યાસ ઉપર ઝોક આવ્યો અને એકાત સાધના વધી કે પોતાનુ જ કલ્યાણ કરવુ ત્યારે બૌદ્ધ ધર્મે વિશ્વકલ્યાણની વાત આપી પણ આત્મસાધના ભૂલી જવાય તે સ્થિતિ આવી પરિણામે બૌદ્ધ ધર્મને માનનાર ચીન એકદમ સામ્યવાદી થઈ ગયુ ટિબેટમાંથી દલાઈ લામાને ભાગવુ પડયુ જે ભગવાનનો અંશ ગણાતો તેની આવી પરિસ્થિતિ થાય તો એ જરૂર વિચારવા જેવુ તો છેજ

બૌદ્ધ ધર્મનો ફેલાવો ખાસ કરીને તેના સાધુઓ કેટલા લોકસંગ્રહી હતા તેના ઉપરથી ખ્યાલ આવી શકશે તેના ઘણા સુદર દ્રષ્ટાંતો મળે છે એમાના એક દાખલો નીચે પ્રમાણે છે

ઉપગુપ્ત નામના સાધુ ઉપર કોશાબી નગરીની એક વેશ્યા મુગ્ધ બની એ વેશ્યા કોશાબીની સર્વમાન્ય હતી, રાજા–મહારાજા, શ્રીમતો તેને ચાહતા. તેની કળા, સૌંદર્ય, નૃત્ય વગેરે સહુથી ઉત્તમ હતા તે છતા તેણે એકવાર ઉપગુપ્તને જોયો અને તેના ઉપર મુગ્ધ બની. ઉપગુપ્ત રૂપવાન અને વિદ્યાસપન્ન હતા. યાવને ખીલેલુ તેમનુ શરીર સૌષ્ઠવ તે બાઇને ગમી ગયા

વેશ્યાએ તેને વિનતિ કરી. "આપ એકવાર મારે ત્યા પધારો, હુ તમારી સાથે રહેવા માગુ છુ."

ઉપગુપ્તે કહ્યું : "વિચારીને પછી કહીશ !"

ત્યારબાદ ઘણા દિવસો નીકળી જાય છે. વેશ્યાને ચમ રોગ થાય છે અને તેનું શરીર સૌન્દર્ય સુકાતુ જાય છે. તે વખતના કાયદા પ્રમાણે એવા રોગીને નગર બહારની ખાઈમા નાખી આવવામા આવતો. તે બાઈને પણ ખાઈમા નાખવામા આવે છે. તે વખતે ઉપગુપ્ત ફરતા ફરતા ત્યાં આવે છે અને કહે છે "લે, હુ આવ્યો છુ !"

બાઈ કહે "હવે શુ કહુ ?"

પણ, ઉપગુપ્ત તેમની સેવા કરવામા લાગી જાય છે તેનો રોગ દૂર થાય છે અને શરીર સુધરી જાય છે. તેનામા નવુ જીવન આવે છે અને તે બાઇ સાધ્વી થાય છે એક વેશ્યાની બદમાગણીથી પણ લોભાઇ ન જતા, ન ગભરાતાં એક સાધુ તેનો ઉદ્ધાર કરે છે આ એના લોકસપર્કનો નમૂનો છે

એવી જ રીતે ત્યાગમાં સાધ્વીઓ કેટલી આગળ હતી તેના ઉદાહરણ રૂપે શુભા નામની ભિક્ષુણીનો દાખલો આપી શકાય. વનમાંથી તે એકલી ચાલી આવે છે તે ભરયુવાન અને સૌંદર્યવાન હોય છે તે વખતે એક લપટ માણસ સામે આવીને ઊભો રહે છે અને નફ્ફટ થઇને કહે છે "તારી આખ તો બહુ કામણગારી છે. હુ તને ચાહુ છુ."

ભિક્ષુણી પરિસ્થિતિ માપી ગઈ જ્યા પેલો કઇ વધારે વાત કરવા જાય તે પહેલા પોતાના નખ વડે આખનો ડોળો કાઢીને તેને આપતા કહે છે "લઇ લે .. !" લોહીની ધારા વહે છે તે દશ્ય જોઇને પેલો નમી પડે છે. જે વિકારી હોય છે તે દાસ બને છે.

આવા લોકસગ્રહના ઘણા દાખલા જોવા મળે છે પણ બૌદ્ધ ભિક્ષુઓ એમાજ એટલા બધા ઓતપ્રોત થઇ ગયા તેમજ સયમ આત્મસાધનામાં શિથિલ થઇ ગયા કે તેમને ભાગવુ પડયુ. એટલુ જ નહીં અનાજના દુકાળના સમયે માછલીઓ–માસાહાર વ પણ તેમનામા પ્રચલિત થઇ ગયો લોકસગ્રહ સાથે લોકકલ્યાણની કોઇ પણ વહેવારિક યોજનાના અભાવે તે ધર્મ મઠો–વિહારોમા આજે ગોંધાઇ રહ્યો છે.

આજે વિશ્વના કલ્યાણ માટે તેની વધારે અગત્ય છે વિશ્વના પ્રશ્નો ઉકેલવામાં બૌદ્ધ ધર્મ માર્ગદર્શન આપી શકે તેમ છે ગાંધીયુગમાં તેના આદર્શો કેવી રીતે ઉપયોગી થાય તે આપણે ગોઠવવાનું છે



## ચર્ચા વિચારણા

### બૌદ્ધ ધર્મને ઉપયોગી બનાવો

**પૂ. દંડીસ્વામી :** "સવારના મહારાજશ્રીએ જે કહ્યુ હતુ તે ખૂબ જ સુંદર અને સમયસરનુ હતુ બૌદ્ધધર્મમાં સૌત્રાંતિ, વૈભાષિક, યોગાચાર અને માધ્યમિક એમ ચાર શાખાઓ છે. જેમા જીવ, જગત અને પરમાત્માનુ સુંદર અને વ્યવસ્થિત સમન્વયીકરણ છે અલબત્ત બૌદ્ધ ધર્મનો બહોળો ફેલાવો છતાં રાજ્યાશ્રય અને રાજ્યલાલસાને કારણે તેનુ પતન થયુ છે. હમણા જર્મન તત્ત્વજ્ઞાનીઓએ બૌદ્ધ ધર્મનુ જે ઉજ્વળ ભવિષ્ય કહ્યુ છે તે જોતા, તેમજ અનુબંધ વિચારધારા જૈન ધર્મમા પરવિસાન પામી વિશ્વમાં સર્વધર્મ ઉપાસનાનો જય જયકાર જરૂર જરૂર વર્તશે એમ લાગે છે.

**શ્રી. ચંચળબેન :** "ભગવાન બુધ્ધે, રાહુલ–યશોધરા વગેરેને સન્યાસ તરફ ખેચ્યા અને ખુદ અશોકનાં સગા પણ ખેચાયા. આમ ગૃહસ્થસંઘ અને સાધુસંઘ બન્નેનુ મહત્ત્વ બૌદ્ધધર્મમાં સ્વીકારાયુ છે. એટલુ જ નહી, આમ્રપાલી જેવી વેશ્યાઓને પણ કેટલી ઉચી ચઢાવી? એટલે આજે જે ઉણપો છે તેમની પૂર્તિ કરી એ ધર્મને આગળ વિકાસના પથે મૂકવો જોઈએ.

**પૂ. દંડીસ્વામી :** "બિંબિસાર, અજાતશત્રુ, કનિષ્ઠ, અશોક જેવા રાજાઓ થયા. અશોકનો પુત્ર મહેન્દ્ર અને પુત્રી સંઘમિત્રા સિલોનમા ગયા, અને બે ભાઇઓ ભિક્ષુ રૂપે, બીજા ભિક્ષુ–ભિક્ષુણીઓની સાથે બર્મા તરફ ગયા. આમ સાધુસંસ્થાની ઉપયોગિતા બૌદ્ધ ધર્મે ગૃહસ્થાશ્રમના ક્ષેત્રોમા પણ સિદ્ધ કરી. આ બધા તત્ત્વો લેવા જેવાં છે.

(૨૮–૧૦–૬૧)



[ ૧૬ ]

# જૈનધર્મની મૂળ ખૂબીઓ

સર્વધર્મ ઉપાસનાના સદર્ભમા હિંદુધર્મની બે શાખા વૈદિક ધર્મ અને બૌદ્ધ ધર્મ ઉપર વિચાર થઈ ચુકયો છે આજે જૈન ધર્મનો વિચાર સક્ષેપમા કરવાનો છે. એક રીતે એમ કહી શકાય કે માનવ સમાજને અહિંસક સસ્કૃતિની અને સહઅસ્તિત્વની ભેટ આપનાર જૈન ધર્મ છે. અને તેની એક યા બીજી રીતે વ્યાપકપણે અસર અન્ય ધર્મો ઉપર પડી છે અત્રે જૈનધર્મની મૂળ ખૂબીઓ અગે વિચાર કરશુ

જૈનધર્મની મૂળ ખુબીઓ માટે દશવૈકાલિક સૂત્રના પ્રથમ અધ્યાયની પહેલી ગાથા રજુ કરી શકાય આ ગાથામા જૈનધર્મની ખૂબીનો સાર આવી જાય છે સ્થાનકવાસી સપ્રદાયના મૂળ ગુરૂષ લોકાશાહને આ એકજ ગાથાથી ઘણી પ્રેરણા મળી હતી અને તેઓ એકજ ગાથા પકડીને પોતાના ક્રાંતિકારી વિચારો ઉપર સ્થિર અને મક્કમ થયા હતા એમ કહેવામા આવે છે તે ગાથા આ પ્રમાણે છે –

> धम्मो मगल मुक्कि ट्ठ, अहिसा सजमो तवो ।
> देवावि त नमसति जस्स धम्मे सयामणो ॥

—ધર્મ ઉત્કૃષ્ટ મગળ રૂપ છે તે અહિંસા–સયમ–તપ એમ ત્રિપુટી રૂપે છે જેનુ મન હમેશા ધર્મમા લીન રહે છે તેને દેવતા તથા બીજા સમૃદ્ધિશાળી પુરૂષો પણ નમન કરે છે

## વિશ્વ ચૈતન્ય સાથે રમણ :

'વત્થુ સહાવો ધમ્મો'–વસ્તુનો સ્વભાવ એ ધર્મ છે એમ અગાઉ વિચારી ગયા છીએ કોઈ પણ તત્ત્વ કે દ્રવ્ય હોય તેનો સ્વભાવ તો હોય જ છે એવી જ રીતે ચૈતન્ય આત્માનો પોતાનો સ્વભાવ શુ છે ? એનો સ્વભાવ એજ છે કે વિશ્વ ચૈતન્યમા રમણુ કરવુ વિશ્વ ચૈતન્યમા

રમણુ કરવા માટે વહેવારિક તત્વો બતાવ્યા છે.–અહિંસા, સંયમ અને તપ. આ ત્રણે શબ્દો ઘણીવાર સાંભળવા છતા, અતિ પરિચિત થઈ જતા તેના ઊંડાણુમા જવાનુ ધ્યાન થતુ નથી. એટલે આપણે ધર્મ તત્વના ઉપર ઉપરના ખોખામા તો ફરતા રહીએ છીએ. રમણુ કરવુ એટલે ફરવુ–ઉપર ઉપર રમ્યા કરવુ તેને દ્રવ્ય રમણુ કહેવાય. તે ભાવરમણુ નથી ભાવ રમણુ એટલે તત્વના ઊંડાણુમાં ઉતરી સારને પ્રાપ્ત કરી તે મુજબ જગતના બધા ચૈતન્યો સાથે રમણુ કરવુ–તે છે.

આત્માનો ચૈતન્ય સાથે રમણુ કરવુ એ સ્વભાવ છે અને તેના માટે અહિંસા એ પહેલુ સાધન છે અહિંસા તત્ત્વ અંગે પણુ દ્રવ્ય અહિંસા સુધી જ તેનો અમલ જોવા મળે છે પણુ ભાવ–અહિંસા તરફ દુર્લક્ષ્ય જ દેખાય છે અહિંસાનુ સ્વરૂપ ઉદારતાથી વિચારાયુ નથી. ઉદારતા આવતા માનવ વિશાળ બનવા પ્રેરાય છે. સર્વપ્રથમ તેની સમક્ષ માનવ જાતિઓ આવે છે અને ત્યાર પછી સમષ્ટિ આવે છે જૈન ધર્મે જે ધર્મનુ સ્વરૂપ બતાવ્યુ છે તેમા વિશ્વ ચૈતન્ય સાથે રમણુ કરવાના અર્થે સમષ્ટિ સુધીની આત્મીયતા એકતા સાધવાનો પ્રયાસ કર્યો છે એણે પૃથ્વીમાં જીવો કહ્યા છે ધરતીના પેટાળમા અને ધરતીના કણોમા અવ્યક્ત ચૈતન્યવાળા જીવો છે, એથી જ એ માટીમા શિલાઓ વૃદ્ધિ પામે છે, પૃથ્વી ખાતર આપવાથી ફળદ્રુપ બને છે. પાણીના પ્રત્યેક બિંદુમા જીવો કહ્યા છે સૂક્ષ્મદર્શક યંત્ર વડે જોવાથી અને હવે તો વિજ્ઞાન પણુ કહે છે તેમ એક ટીપામા ૩૬૦૦૦ થી વધારે જંતુઓ જોવા મળશે વાયુમા પણુ જીવો છે અગ્નિમા પણુ સજીવતા છે. વનસ્પતિની સજીવતા તો વૈજ્ઞાનિક જગદીશચંદ્ર બસુએ સિદ્ધ કરી બતાવી છે આમ પણુ વાતાવરણુમા રહેલ જંતુ (germs)નો વૈજ્ઞાનિક સિધ્ધાંત દરેક પદાર્થમા જીવો બતાવે જ છે આ બધા ચૈતન્યો સાથે આત્મરમણુ કરવુ તે ધર્મનો સ્વભાવ છે, આત્માની પ્રક્રિયા છે

### (૧) અહિંસાનું વ્યાપક ક્ષેત્ર :

ચૈતન્ય સાથે આત્મ રમણુ કરવા માટે વહેવારમા જે પહેલુ તત્વ

જૈનધર્મે કહ્યું તે અહિંસા છે. અહિંસા એટલે કોઈને પણ જીવન પ્રાણથી રહિત ન કરવું. આત્મીયતા સાધવા માટે જીવન-પ્રાણ જરૂરી છે. કોઈ મડદાં સાથે આત્મીયતા સાધતું નથી એટલે અહિંસાનું તત્ત્વ માનવામાં વિકસશે ત્યારે સૌથી પહેલા એની ઉદારતા પોતાના જેવા માનવ પ્રતિ વરસશે તેને બધા માનવો પોતાના જેવા લાગશે. તે એમની વચ્ચે વેર-વિરોધ કે ભેદ ભાવ નહી નિહાળે પણ બધાને સમાનભાવે જોશે.

આ માનવસમાજમા અલગ અલગ ધર્મો, સમાજો, સસ્કૃતિઓ વિચારધારાઓ હશે. દેશ-રાષ્ટ્ર-પ્રાંત વગેરેના ભેદો પણ હશે. ભાષાઓ પણ અલગ હશે, ત્યારે ખરો મુમુક્ષુ જે જે કક્ષાએ હશે તેને તે કક્ષાએ નિહાળીને આત્મીયતા અનુભવશે. પણ કોઈના તરફ ઘૃણા-દ્વેષથી નહીં જુએ કે તેમના નાશની કલ્પના નહીં કરે. કોઈ ધર્મ વાળા પહેલે પગથિયે હશે, તેના માટે વિચારશે કે તેમને બાકીના પગથિયા ચડવાના છે. એવીજ રીતે બીજે-ત્રીજે અને તેથી ઉપરવાળાં પગથિયાના લોકોનો વિચાર કરશે, અને સમભાવથી જોશે. પોતાને ઊચો કે બીજાને નીચો નહી કહે.

## વિચારની અહિંસા :

એક મદિરની સાત ટોચો છે. તેમા આવનાર અલગ અલગ ટોચે હોય તો તેની સાથે જેમ ભાવિક દર્શકને ભેદભાવ નહોય-તે તો બધાને શ્રદ્ધાથી માને છે. એવીજ રીતે સાચો અહિંસક બધા માનવસમાજને તેના ધોરણ પ્રમાણે નિહાળશે એક નિશાળ છે તેમા પહેલુ ધોરણ પણ છે. અગ્યારમુ પણ છે. હવે અલગ અલગ ધોરણમા બેસનાર વિદ્યાર્થીઓ ઝઘડો ન કરે અને પોત પોતાના ધોરણમાં બેસે છે. એમનુ ધ્યેય તો શિક્ષણનુ છે એવીજ રીતે સ્કૂલો, કોલેજો કે વિશ્વ વિદ્યાલયો પણ પરસ્પર ઝઘડયા વગર શિક્ષણ આપવાનુ કામ કરે છે. એવીજ રીતે તે દરેક ધર્મ અને સમાજોને જોશે! એનેજ જૈનધર્મ સ્વાદ્વાદ, સાપેક્ષવાદ

કે અનેકાંતવાદ કહે છે. સાચી અહિંસાનુ પાલન અનેકાંતવાદની દૃષ્ટિ વગર ન થઈ શકે!

જો એ દૃષ્ટિએ બધા ધર્મોને જોવા જઈએ ઉદારતાથી બધા ધર્મો એક બીજાને જુએ તો ધર્મના ઝઘડા ટકી શકે નહીં! જ્યારે ધર્મનો અર્થ વિશ્વ ચૈતન્યમાં રમણ કરવાનો છે ત્યા આત્મ-એકતા સાથે ઝગડો ટકી શકેજ નહીં. ધર્મના નામે ઝઘડો કરવો એ માનસિક અને વૈચારિક હિંસા છે અને હિંસાને ધર્મ સાથે કશો સબધ નથી.

ભગવાન મહાવીરે આ વસ્તુને બરાબર સમજી લીધી હતી. એટલે તેઓ અહિંસાનાં ઊંડાણમા ઊતર્યા. તેમણે કહ્યુ "માત્ર બાહ્ય (દ્રવ્ય) હિંસાજ હિંસા નથી પણ, આંતરિક હિંસા (ભાવ) એ પણ મોટી હિંસા છે," પ્રસન્નચદ્ર રાજર્ષિ અને તદુલ માછલાના દૃષ્ટાંતોથી એ વાત સારી પેઠે સમજી શકાય છે.

ઇંદ્રભૂતિ ગૌતમ ભગવાન મહાવીરને ઘણી વખત પ્રશ્નો પૂછતા અને તેના જવાબમા એમ પણ પૂછતા · "ભગવન્! હુ વિચારૂ છુ તે વાત બરાબર છે?"

ભગવાન મહાવીર સ્વામી તે વસ્તુ બરાબર હોય તો તેને બરાબર કહેતા જો કઈક તત્ત્વ ખૂટતુ હોય તો કહેતા "બરાબર નથી!"

ગૌતમ સ્વામી પૂછતા કઈ દૃષ્ટિએ, કઈ રીતે આ બરાબર છે, કે આ બરાબર નથી?"

એટલે ભગવાન તે વાતને બીજાની દૃષ્ટિએ, બીજાની ભાષામા, પારિભાષિક શબ્દ પ્રમાણે સમજાવતા. તેઓ દરેક વસ્તુને દ્રવ્ય-ક્ષેત્ર-કાળ ભાવની કસોટીએ કસીને, તેને આચરણમા મૂકવાની વાત કરતા. આનેજ તેમણે અનેકાંત એવુ નામ આપ્યુ હતું.

આવો અનેકાંત કુટુબ જીવનમાં પણ જોવા મળે છે. કોઈ માણસ માંદો પડે તો કુટુબનો આગેવાન તેને કહે છેઃ "તમારે ખિચડી ખાવી." પણ, તે સાજો સારો થઈ જાય ત્યારે તેના માટે આગ્રહ

પોષ્ટિક ખોરાકનુ વિધાન કરશે આ વખતે પેલો માણુસ જો એમ કહે કે "તમે તો ખિચડી ખાવાનુ જ કહ્યુ હતુ એટલે હુ તો ખિચડીજ ખાઈશ." તો એ બરાબર ન કહેવાય. કાતો તેણે પોષ્ટિક ખોરાક લેવો પડશે નહીંતર તેનામા શક્તિ નહી આવે. એજ રીતે ધર્મ અગે પણ દ્રવ્ય–કાળ–ક્ષેત્ર–ભાવનો વિચાર અનેકાંત છે; અને તે જરૂરી છે

**સર્વાંગી નજર :**

ઘણા લોકો આ વાતને સમજી શકતા નથી. તેઓ કહે છે કે સર્વજ્ઞોએ જે દીઠુ છે તેથી અન્યથા નજ હોઈ શકે એટલે દ્રવ્યક્ષેત્ર કાળ ભાવ પ્રમાણે એમા ફેરફાર હોઈજ ન શકે આમા બે બાબતો વિચારવાની છે એક તો સર્વજ્ઞોએ જે કહ્યુ તેનો અશ માત્ર વાણીમા આવ્યો છે; અને તેને લિપિબદ્ધ કરીને સર્વજ્ઞો આપી નથી ગયા. અત્યારના દરેક ધર્મો માટે એ વાત એટલેજ અશે સત્ય છે લિપિબદ્ધ શાસ્ત્રો થયા ત્યારે તેના ઉપર ઘણા કાળના સસ્કારો ચડી ગયા છે ને ઉપરાત એક મહાન વસ્તુ એ પણ સમજવાની છે કે સર્વજ્ઞોએ કદિ બીજા ધર્મો સાથે લડવાનુ કે હિસા કરવાનુ કદિ જણાવ્યુ નથી એટલે જે આપણી પાસે ઉપલબ્ધ છે તેનો પૂર્ણ પત્તો મેળવવા માટે અશને વિશાળ અર્થમા જોવા માટે અનુભવની એરણ ઉપર મૂકવાજ પડશે શ્રીમદ્ રાજચદ્રજીએ કહ્યુ છે —

**જે પદ શ્રી સર્વજ્ઞે દીઠું જ્ઞાનમાં,**
**કહી શકયા નહીં તે પણ શ્રી ભગવત જો।**
**તેહ સ્વરૂપને અન્યવાણી તે શુ કહે?**
**અનુભવ ગોચર માત્ર રહ્યુ તે જ્ઞાન જો॥**

આજે "ધર્મ આવો છે કે ધર્મ તેવો છે" એવો વાદવિવાદ મોટા પાયે ચાલે છે અને પોતાના મતને શ્રેષ્ઠ માનીને બીજાને ઉતારી પાડવાનો પ્રયાસ થાય છે. એને જૈનધર્મે ભાવ–હિસા કહી છે અને તે ઉત્કૃષ્ટે આચરાય તો મોક્ષે જનારો પણ સાતમી નરકનુ બધન બાધી

શકે છે તેમ રાજર્ષિ પ્રસન્નચંદ્રના માનસિક અધ્યવસાયો ઉપરથી ભગવાન મહાવીર કહી ગયા છે. આ વાત જૈનોએ તેમજ અન્ય દરેક ધર્મોએ સમજવા જેવી છે

જૈનધર્મે ભાવ–અહિંસાના આચરણ ઉપર ઘણું જોર આપ્યું છે, પણ આજે જૈનધર્મનો એકાંત આત્મવાદ તરફનો વળાંક એનાથી તદ્દન વિરૂદ્ધ દિશામાં જતો લાગે છે. વિશ્વ ચૈતન્ય સાથે રમણ કરવું એ આત્માનો ધર્મનો સ્વભાવ છે અને એ ત્યારેજ શક્ય બને જ્યારે ઇતર માનવ સમાજોની વચ્ચે જવાય, તેમનો સંપર્ક સધાય. "અમને શું !" એમ કહીને જે ઉદાસીનતા કે ઉપેક્ષા આત્મવાદના નામે સેવવામાં આવે છે તે ખોટો છે. આ અંગે જૈન તીર્થંકરોના જ દાખલા લઈએ.

## તીર્થંકરો અને વહેવાર ધર્મ

ભગવાન ઋષભદેવ ત્રણ જ્ઞાન લઈને આવ્યા હતા. તેઓ પરણ્યા, રાજા થયા અને તેમણે બીજો વહેવાર પણ કર્યો. તેમણે લોકોને ખેતી–કળા–હથિયાર વિદ્યા શીખવી અને સમાજ રચના કરી એટલું જ નહીં જ્યારે એમને લાગ્યું કે હવે લોકોને અધ્યાત્મ વિદ્યા શીખવવી જરૂરી છે ત્યારે તેમણે દીક્ષા લીધી અહીં સમજવા જેવી વાત એ છે કે ત્રણ જ્ઞાનના ધારક, પરમ અવધિજ્ઞાની એવા એ ક્ષાયિક સમકિત પુરૂષ માનવસમાજનો દરેક પ્રકારનો વહેવાર જાતે આચરે છે અને બીજા પાસે આચરાવે છે એની સાથે એકાંત આત્મવાદનો ક્યાં મેળ થાય છે?

પ્રભુ પાર્શ્વનાથ પણ બધો વહેવાર કરે છે એટલું જ નહીં પાડોશીધર્મ બજાવવા માટે સેના લઈને લડવા પણ જાય છે પછી પરણે છે અને રાજ્યની બધી સુવ્યવસ્થા જોયા બાદ સંયમ લે છે.

ભગવાન મહાવીર પણ બધો વહેવાર પાળે છે મા–બાપને રાજી રાખવા પરણે છે; ભાઈને રાજી રાખવા બે વર્ષ સંસારમાં વધારે રોકાય છે પછી વર્ષી દાન કરે છે. આ વર્ષીદાન પણ સમજવા જેવું છે. તેમાં દરેકને કોઈપણ જાતના ભેદભાવ વગર તેઓ દાન કરે છે. દરેક

તીર્થંકર માટે પણ એવું જ વિધાન છે. ત્યાં તેઓ ધર્મના, પ્રાંતના જાતિના ભેદો ઊભા કરતા નથી. આટઆટલું કર્યા પછી પણ દરેક તીર્થંકર અમૂક કાળ લોકસમુદાયમાં વિચરે છે. ઉપસર્ગો સહે છે પણ કોઇના પ્રતિ ઘૃણા કે તિરસ્કાર દાખવતા નથી. ભગવાન મહાવીરને તો કાનમાં ખીલા ઠોકાવા, પગમાં ખીર રંધાવી, અનાર્યોની રંજાડ વ. ઘણા ઉપસર્ગો આવે છે ત્યારબાદ તેમને પૂર્ણઆત્મજ્ઞાન થાય છે અને તેઓ ચતુર્વિધ સંઘની રચના કરે છે તેઓ એમ વિચારતા નથી કે અન્ય આત્માઓનું હું કશું કરી શકવામા નિમિત્ત બની શકતો નથી, પછી આ સંઘરચના શા માટે કરૂં ? મારોજ આત્મ ઉદ્ધાર જ બસ છે તેઓ જ્ઞાની-ધ્યાની હતા તેઓ જાણતા હતા કે સંઘમા અનેક સાધુ-સાધ્વીઓ, શ્રાવક-શ્રાવિકાઓ આવશે, તેમના પલોજણો થશે છતા તેમણે વ્યવસ્થિત સંઘ સ્થાપ્યો. કારણ કે તેમના મને હતુ કે બધાય જીવોમાં અહિંસા કેમ ફેલાય ? અહિંસા સમાજ વ્યાપી કેમ બને ? તેમના મને સ્વભાવનો અર્થ કેવળ પોતાના આત્મામાજ રમણ કરવું એવો સંકુચિત નહતો. પણ, સ્વ એટલે આત્મા-અર્થાત્ વિશ્વમા જ્યા જ્યા ચૈતન્ય છે ત્યા ત્યા પોતાના આત્માનું રમણ કરવું, જે સ્વભાવમા રમણ કરે તેને અનુમોદન આપવું એવો તેમણે વ્યાપક અર્થ લીધો હતો એટલે જ તેઓ આચારાંગ સૂત્રમા "तुमंसि नमा त चेव ज चेव हतव्वत्ति मन्नसि" એવા સૂત્રો કહી શકયા

તેમની અહિંસા-ઉદાર હતી એટલે કેવળ પોતાના જ કેવળજ્ઞાનથી સંતોષ ન માન્યો પણ પોતાના ચૌદ હજાર સાધુઓ અને છત્રીશ હજાર સાધ્વીઓ ઉપરાંત તે યુગના લાખો શ્રાવકોના પ્રશ્નો લઇ તેમણે નવું ઘડતર કર્યું કરાવ્યું આ સંઘના પણ પોતાના ગૂંચવાતા પ્રશ્નો હતા. આવડો મોટો સંઘ એકલે સંભાળવો એ પણ અટપટો પ્રશ્ન હતો. આજે તો નાની એવી જૈન પેટા સંપ્રદાયોના પ્રશ્નો આચાર્યોને મુંઝવે છે; ત્યારે ભગવાન મહાવીર સામે સંઘસભ્યોની સંખ્યા જ કેટલી મુંઝવનારી હોવી જોઇએ ! પણ એકાંગી આત્મવાદના નામે તેઓ એને પડતું

મૂકીને ધ્યાન ધરવા ન બેસી ગયા. ગામે-ગામ પાદવિહાર કરીને તેમણે સંઘને વ્યવસ્થિત કર્યો. ગણધરો બનાવ્યા અને સંઘમાં વિકેન્દ્રીકરણ કરી બધાયનું વ્યવસ્થિત સંચાલન અને માર્ગદર્શન કરી-કરાવી શક્યા.

તેમણે દરેક બાબતમાં ત્રણ તત્ત્વોનો વિચાર કરવાનું કહ્યું :—(૧) જ્ઞેય—એટલે દરેક વસ્તુમાં જાણવા જેવું જાણો, (૨) હેય. તેમાં છોડવા જેવું હોય તેને ત્યાગો (૩) ઉપાદેય એટલે કે ગ્રહણ કરવા લાયક હોય તેને લેવું ! આજ વહેવારિક સમન્વય વ્યક્તિવાદી વિચારધારાઓનો છે સાથે સાથે સાધુઓ માટે એ વસ્તુ બતાવી દીધી કે તમારે દરેક ક્ષેત્રના, સમાજના પ્રશ્નો જરૂર લેવા, ધર્મદષ્ટિએ માર્ગદર્શન અને પ્રેરણા પણ આપવા પણ દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવનો પ્રતિબંધ રાખ્યા વગર દરેક ક્ષેત્રના પ્રશ્નોમાં વિચારવું આ આખી દષ્ટિ જૈનધર્મે આપી એથી જ જૈન ધર્મ સર્વવ્યાપી હેઈ વહેવારમાં અહિંસાને આચરાવવાની શક્યતા ઊભી કરે છે. ભગવાન મહાવીરે આજ ચાલના જુદા જુદા ધર્મોને આપી.

## અહિંસાનું સર્વ સામાન્ય આચરણ :

કેટલાક લોકો આ રહસ્યથી અજાણ હોઈને કહે છે કે તેઓ તો મહાપુરુષ હતા, એ તેઓ જ આચરી શકે, સામાન્ય માણસ ન આચરી શકે. એના માટે વહેવાર સૂત્ર-ભાષ્ય અને બૃહત્કલ્પ સૂત્ર ભાષ્ય જોવા જેવા છે. જેમાં અહિંસાને સર્વસામાન્ય રીતે આચરણીય બનાવવા માટે ખુલાસાથી કહેવામાં આવેલું છે સાધુઓ માટે પણ જૈનાચાર્યો અહિંસાના વહેવાર સંબંધી કેટલી ઝીણવટથી ઊતર્યા છે તેના ઘણા દાખલા મળે છે.

વહેવાર ભાષ્યનો એક દાખલો લઈએ.

એક રાજા હતો તેને ત્રણ દીકરા હતા. સામાન્ય પરંપરા પ્રમાણે મોટા દીકરાને ગાદી મળવી જોઈએ પણ, રાજાએ વિચાર્યું કે પ્રજા-પાલક, ગુણી અને અહિંસકને મારે ગાદી આપવી છે. તેણે તેમની

પરીક્ષા લીધી તેણે ખીર બનાવી ત્રણેને જમવા બેસાડ્યા તે જ વખતે શિકારી ભૂખ્યા કુતરાઓને પણ છોડયા મોટો રાજપુત્ર તો કુતરાને જોઈ ભાણું મૂકીને ભાગ્યો રાજાએ વિચાર્યું આ તો ડરપોક છે. તે શું રાજ્ય ચલાવશે? બીજા રાજપુત્રે પોતાની તલ્વાર ખેંચી અને તે ઊભો થયો. રાજાને થયું કે આ તો કેવળ સશસ્ત્ર પ્રતિકારમા જ માને છે. પ્રજાને કચડીને જ રાજ્ય કરશે. ત્રીજો રાજપુત્ર ત્યાંથી ન ભાગ્યો પણ પોતાની પાસેની ખીરની થાળીમાંથી થોડીક પેલા કુતરા તરફ આગળ કરી, અને પોતે નિરાંતે ખાવા લાગ્યો. રાજાએ વિચાર્યું કે આ અહિંસક ઢબે રાજ્ય કરી પ્રજાને પાળશે અને પોતે સુખેથી રહેશે. તેણે એને રાજ્ય સોંપ્યું

આ દૃષ્ટાંત ભલે કલ્પિત હોય પણ એમા અહિંસાને વહેવારમા ઉતારવાની કળા બતાવી દીધી છે 'જીવો અને જીવવા દો'નુ સૂત્ર પણ એમાંથી નીકળે છે

સર્વે જીવો સાથે આત્મવત્ ભાવ રાખવાની વાત ગીતામા કહી છે; તને જૈન ધર્મે વહેવારમા આચરી બતાવી છે. રાજા માટે શબ્દ આવે છે 'ગો–બ્રાહ્મણ પ્રતિપાલ'" એમા ગાયની રક્ષાની વાત આવી એ ગાય ક્યાંથી આવી? એ જંગલમાંથી આવી ત્યારે અહિંસક તો નહોતી જ આફ્રિકામા જંગલી ગાયોને જોશો તો તરત જ મારવા દોડશે માણસ તેને પોષણ આપ્યું, વહાલ આપ્યું, આત્મીયતા સાધીને તેની પાસેથી કામ લીધું તેથી જ આજે ગાય મનુષ્ય માટે વાત્સલ્યનુ સાધન બની શકી

ગ્રીક સામ્રાજ્યની વાતોમા એક ગુલામની વાત આવે છે કે તેણે સિંહના પંજામાથી કાંટો કાઢી નાખ્યો, પરિણામે સિંહ તેનો મિત્ર બન્યો. જ્યારે ગુલામ પકડાયો અને સિંહના પાંજરામા તેને મૂકવામા આવ્યો તો એ જ સિંહ હતો તે એને મારવાના બદલે, તેના પગ ચાટવા લાગ્યો.

અમે જ્યારે કાઠિયાવાડમા સં. ૧૯૯૬મા ગયેલા. એક છોકરાને ગાયને ધાવતો જોયો મને આશ્ચર્ય થયું કે ગાય તેને લાત કેમ મારતી

નથી. તે ભાઈને પૂછવાથી તેણે કહ્યું "ગાયને અમે એવી ટેવ પાડી છે. એટલે બાળક એને ધાવે ત્યારે તે એને ચાટીને વહાલ કરે છે, પણ બાળકને ઇજા કરતી નથી" આ ઉપરથી જોઈ શકાય છે કે જંગલી પશુઓ પણ અહિંસક બની શકે છે.

પખીઓ પોતાના માટેનું ચણ ગમે ત્યાથી મેળવી શકે છે, પણ લોકો તેમની સાથે આત્મીયતા સાધવા માટે ચણ નાખે છે અને પખીઓ તેને ચણવા આવે છે. લોકો ગાયને ખવડાવે છે તેમ વાદરાને હનુમાનજી માનીને ખવડાવે છે, કાગડાને વાસ નાખે છે, ખામકોલીને પવિત્ર ગણે છે, અને, કીડીયારા પાસે લોટ નાખે છે એટલું જ નહીં ઘરના આગણે તુલસી કયારો રાખી પાણી સીચે છે વડ–પીપર અને લીબડાને પુજે છે. આ સામાન્ય રીતે આચરાતી અહિંસાનો પ્રત્યક્ષ વહેવાર છે આ બધી જીવસૃષ્ટિમા પડેલ ચૈતન્ય સાથે પોતાના આત્માને પરોવવા માટે જ આ બાબતો બતાવવામા આવી છે આત્મવતુની વાત કેવળ નિશ્ચયરૂપે ન રહે પણ વહેવારમાં આચરવા માટે ભગવાન મહાવીરે કહી

જૈનધર્મની આ અહિંસાના કારણે વૈદિક ધર્મમા, યજ્ઞ–યાગમા જે પશુબલિ અપાતી–માસાહાર થતો, તે બહુ જ ઓછા પ્રમાણમા થવા માડયો વૈદિકધર્મે તો યજ્ઞની – વૈદિકી હિંસાને હિંસા ન થાય એમ ગણીને છૂટ લીધી. ત્યાં જૈન ધર્મે તો અવ્યક્ત ચૈતન્યવાળા જીવો સાથે આત્મીયતા સાધી–અહિંસા પાળો એમ લોકમાન્ય તિલકને પણ કહેવુ પડયુ.

## અહિંસાનો વિપરીત ક્રમ : એક ચેતવણી

જૈનો માટે જ્યા અહિંસક–સસ્કૃતિ આપવાનુ ગૌરવ લેવા જેવુ છે ત્યા આજે અહિંસાનો જે વિપરીત ક્રમ ચાલુ થયો છે ત્યા ચેતવા જેવુ છે. આજે જૈનો કીડી–મકોડીની દયા પાળે છે, પણ માણસોનુ શોષણ કરી, ચૂસીને જેવા વેપારો કરે છે તેના કારણે તેમની અહિંસા હાંસીને પાત્ર બની ગઈ છે. પાણીના જીવની રક્ષા કરવી અને રેશમી

કે ચરબીવાળાં વસ્ત્રો કેવી રીતે પહેરી શકે કે એનો વેપાર કઈ રીતે કરી શકે ! એટલે જ એક જૈન ભાઈએ જ ગાયું છે :—

સુધરી કેમ બને સારી ? જૈને પડી પ્રકૃતિ નઠારી,
નાના જીવને પૂજણીથી રક્ષે, ને માણસને ચૂસે ભારી
અરેરે... નાખે મારી... !

—મતલબ કે જૈનોમાં અહિંસાએ વિકૃત રૂપ—વિપરીત ક્રમે પકડયું છે. જીવદયા તો થાય છે પણ માનવ-દયાને વિસારવામાં આવી રહી છે

તે ઉપરાંત અહિંસાના નામે અન્યાયનો પ્રતિકાર આજે જૈનોમાં રહ્યો નથી "તેનો જીવ દુખાશે" એવા લૂલા બચાવના નામે તેઓ અહિંસાને પાંગળી બનાવી રહ્યા છે અહિંસાનો અર્થ, બધા સાથે આત્મીયતા સાધવી એ ખરૂ છે, પણ અન્યાયને તાબે થવું, કે કાયર થઈને સહેવું એવું જૈન ધર્મમાં કયાંયે લખ્યું મળતું નથી.

અન્યાયના પ્રતિકાર માટે સાપરાધીની સાથે રણસંગ્રામમાં ઝઝૂમે; એવા ચેટક રાજાના કોણિક સાથેના સંગ્રામમાં એક કરોડ એંસી લાખ માણસ મરી જાય છે છતાં રાજા ચેટક શ્રાવક આત્મભાન નથી ચૂકતા. આ છે ભગવાન મહાવીરની બતાવેલ અહિંસા—એની વ્યાખ્યામાં જૈન ધર્મના મહાન આચાર્યોએ ખૂબ જ વિકાસ કર્યો છે.

**[ ૨ ] સરસ સંયમ :**

જૈનધર્મની બીજી ખૂબી છે સંયમ સંયમ અંગે જૈનધર્મની દૃષ્ટિ એકાંગી કે શુષ્ક નથી, પણ સંયમને સરસ અને વ્યાપક બનાવવા અંગે ઘણું કહેવામાં આવ્યું છે શ્રીમદ્ રાજચંદ્રજીએ સંયમ વિષે કહ્યું છે.—

નિર્દોષ સુખ, નિર્દોષ આનંદ, લ્યો ગમે ત્યાંથી ભલે,
એ દિવ્ય શક્તિમાન જેથી જંજીરેથી નીકળે.. !

—આ છોડો કે પેલું છોડો એવો બાહ્ય ત્યાગ એજ માત્ર સંયમ

નથી, સયમ તો રસિકતાનો પૂજ છે, જેમાંથી નિર્દોષ સુખ આનંદ મળે છે. શ્રી અરવિંદે કહ્યું છે :—"તમે દરેક વસ્તુનો ઉપભોગ ભલે છોડો, પણ ઉપયોગ ન છોડો ! બધીયે વસ્તુઓને તજશો તો એનો સ્વાદ ચાલ્યો જશે " એટલે જ નિર્દોષ સુખ અને નિર્દોષ આનદ ગમે ત્યાંથી લેવામાં વાંધો નથી.

ઈશાવાસ્ય ઉપનિષદમાં કહ્યુ છે :—

तेन व्यक्तेन भुंजीया

—પદાર્થનો ઉપયોગ કરવો હોય તો એના દોષને તજીને ભોગવો. એનુ નામ છે ત્યાગ કરીને ભોગવુ. શ્રીકૃષ્ણમૂર્તિએ બધા સબધોને તટસ્થ તપાસવાની વાત કરી છે જૈનધર્મ કહે છે કે—બધા સબધોને મીઠા બનાવો, નિર્દોષ બનાવો એમાથી મીઠાશને ચૂસી લો–ભ્રમર જેમ રસ લે છે પણ બીજુ ગ્રહણ કરતો નથી, તેમ દરેક માનવીએ વસ્તુમાંથી સત્યનો રસ ચાખવો જોઈએ. આ રસિકતાનો ગુણ છોડવાની વાત જૈન ધર્મે ન કરી ઉત્તરાધ્યયન સૂત્રના ૩૨મા અધ્યયનમા સ્પષ્ટ કહ્યુ છે કે વિષયો પોતે બંધનકારક નથી, પણ તેમા મૂર્છા અને આશક્તિ બધનકાર છે

આચારાગ સૂત્રની પ્રસ્તાવનામાં મે લખ્યુ છે —

"જે વિકૃત રસની ઝખના વધારે તે વિલાસ
જે સસ્કૃત રસની લિજ્જત ચખાડે તે સયમ."

—આ વાકયો મે બહુમથનના અતે લખ્યા છે. તટસ્થ રહીને દરેક પદાર્થ કે સૌદર્યમાથી નિર્દોષ રસ લેવાની વાત જૈનાગમોમા છે પણ, દુર્ભાગ્યની વાત એ છે કે જ્યાં વિકાર–મૂર્છા ને કાઢવાની વાત હતી અને તેના સ્થાન—મનને કાબૂમા રાખવાની વાત હતી ત્યા બાહ્ય પદાર્થોમા વિકારોનુ આરોપણ કરી તેને છોડવાની વાતો આજના કહેવાતા આધ્યાત્મિકો કરવા લાગ્યા.

## બ્રહ્મચર્ય અને નારી

સંયમ આવ્યું એટલે બ્રહ્મચર્ય સાથેજ હોય ! ત્યાં સ્ત્રીથી અતડા રહેવામાં બ્રહ્મચર્યની સાધના છે એવું વિધાન કરી, સ્ત્રીને નીચી ગણી તરછોડી એનામાં વિકારોનું આરોપણ કર્યું. સ્ત્રીથી અતડા રહેવાની વાત જૈનધર્મ સાથે સુસંગત નથી લાગતી, કારણ કે ભગવાન મહાવીરે જ જૈનધર્મના નામે નારીને જ્ઞાન અને મુક્તિની અધિકારિણી જાહેર કરી છે, એટલું જ નહીં ચારતીર્થમાં બે તીર્થ સાધ્વી શ્રાવિકા સ્ત્રીઓનો કહ્યો છે જો અતડા રહેવાની વાત હોત તો સાધ્વીસંઘ અલગ ઊભો કરત કે બહેનોને દીક્ષા ન આપત તેમણે સ્ત્રીને કદિ નરકની ખાણ કે 'તાડન કી અધિકારી' કહી નથી. તેમણે સ્ત્રીઓથી ડરી ડરીને ચાલવાની કદિ વાત જ કરી નથી તેથી જ તેમના અને સાધુઓના દર્શન સ્ત્રીઓ પણ આવે છે વનખંડોમાં સાધુ—સાધ્વીઓની અલગ અલગ સુવાની જગ્યા હતી પણ તેઓ સાથે રહ્યા છે નારી જાતિ પ્રતિ થતો અન્યાય સહન ન થયો એટલે તેમણે ચંદનબાળા સાધ્વીને સૌથી પહેલાં દીક્ષા આપી હતી અને નારી જાતિના પ્રશ્નો ઉકેલવા માટે માધ્યમ બનાવી હતી

ભગવાન ઋષભદેવે એકાંતમાં ધ્યાન કરનાર બાહુબલિજી પાસે બ્રાહ્મી અને સુંદરી નામની સાધ્વી (સ્ત્રીઓ)ઓને મોકલી હતી. ભગવાન ઋષભદેવ પાસે ઘણા સાધુઓ હતા કોઈ પુરૂષ સાધુને તેમણે ત્યાં ન મોકલ્યો, પણ એ સ્ત્રી સાધ્વીઓને જ મોકલી. આ આખી ઘટના સમજવા જેવી છે એનો અર્થ સાર—એ છે કે બ્રહ્મચર્યમાં જાગૃત રહો તેમજ વાસના-વિકારથી પણ સાવધ રહો. છતા જોખમો ખેડવા પડે તો ખેડવા જોઈએ

જો જોખમ ન ખેડવાની કે સ્ત્રીથી અતડા રહેવાની વાત હોય તો સ્થુલિભદ્ર મુનિના ગુરુ તેમને વેશ્યા કોશાને ત્યાં શા માટે મોકલત ? કદાચ ઘડીભર એમ માની લઈએ કે સ્થુલિભદ્ર મનના પાકા હતા. પણ બીજી વખત તેમના ગુરુ ભાઈ સાધુને તેમના આચાર્યે મોકલ્યા.

તેઓ એટલા બધા પાકા ન હતા છતા બ્રહ્મચર્યનો અખતરો કરવા માટેનુ તેમણે જોખમ ખેડયુ હતુ.

ભગવાન મહાવીરના સમયે શ્રેણિક રાજાની પત્ની ચેલણાનો પણ એક પ્રસગ છે. રાત્રે હાથ બહાર રહી જતા, કકડતી શરદીમા હાથ ઠુઠવાઈ જતા તેના મુખમાથી શબ્દો નીકળે છે. "એ બિચારાનુ શુ થશે?"

રાણીના મનમા તે વખતે ઉપવનમા ખુલ્લામાં તપ કરતાં જોયેલા મુનિ હતા, પણ રાજા વહેમાય છે અને સવારે ધુઆફૂઆ થતો ભગવાન મહાવીર પાસે જાય છે ભગવાન મહાવીરે શ્રેણિકની શકાનુ સમાધાન કરીને કહ્યુ 'તમને ચેલણા જેવી પતિવ્રતા સ્ત્રી પ્રત્યે ખોટી શકા છે. એથી ચેલણા સાથે જ નહી, આખી નારી જાત પ્રતિ અન્યાય થશે!"

ભગવાન મહાવીર રહસ્ય ખુલ્લુ કરે છે અને શ્રેણિકને પશ્ચાતાપ થાય છે જો ભગવાને સ્ત્રીઓથી અતડા રહીને જ બ્રહ્મચર્ય સાધનાની વાત કરી હોત તો તેઓ બહેનોના આવા અટપટા પ્રશ્નો લઈને ચદનબાળા સાધ્વીના માધ્યમથી અગર તો પોતાના અનુભવથી તેનો ઉકેલ ન કરી શકત!

ખરેખર જોતા જઈએ તો નારીને બ્રહ્મચર્યમા બાધક જૈનધર્મે કદી માની નથી એટલે જ મલ્લિનાથ સ્વામી સ્ત્રીવદે પણ તીર્થંકર થયા છે એમ બતાવ્યુ છે તેમજ પદર ભેદે સિદ્ધ કહ્યા તેમાં 'સ્ત્રીલિગ સિદ્ધા' પણ કહ્યુ છે ખરુ જોતા નારીમા વિકાર નથી, તે પણ નિર્વિકાર બની શકે છે જેમ પુરૂષ બને છે પણ, જો તેનામાં વિકાર ન જોવો હોય તો પહેલા પોતાના વિકાર દૂર કરવો જોઈએ અને તેના પ્રત્યેક અગમાથી ઝરતા વાત્સલ્યનુ પાન કરવુ જોઈએ. રથનેમિમુનિને કોઈ પૂછે તો ખબર પડે કે તે વિકારમયી છે કે પ્રેરણામૂર્તિ? બાહુબલિને પ્રેરણા પણ એજ નારીએ આપી હતી જો કે અહન્નક, આર્દ્રકુમાર વગેરે કેટલાક સાધુઓ સ્ત્રી આશક્તિથી સસારમા પાછા ફર્યા હતા; પણ અંતે તો એજ નારીની પ્રેરણાથી ઉપર આવ્યા હતા

આપણે જોઈ ગયા તેમ જૈનધર્મે તો ચાર તીર્થમાં બે તીર્થ તો નારીનેજ સોંપ્યા છે. સાધુ–સાધ્વી, શ્રાવક–શ્રાવિકા એ ચારેને સાથે રહેવાનું સૂચવ્યું છે. સાધુઓ ઘેર ઘેર ભિક્ષા લેવા જાય છે ત્યાં તેમને મોટા ભાગે તો સ્ત્રીઓના હાથેજ ગોચરી લેવી પડે છે. જો સ્ત્રીના પડછાયા માત્રથી બગડી જવાતુ હોય તો સાધ્વીઓને પુરૂષો કેમ વાંદવા જાય? જૈનધર્મ તો નારીને પણ કલ્યાણમયી માને છે. વિકારોથી સજાગ રહેવાનું વિધાન અવશ્ય છે. તે જેમ પુરૂષ માટે છે તેમજ સ્ત્રી માટે પણ છે. એમા જોખમ નથી, અને છે તો જોખમ ખેડીને પાર ઉતરવા જેવુ છે

આટલી બધી સ્પષ્ટ વસ્તુ હોવા છતા જેઓ ઊંડાણમાં નથી ઊતર્યા અને રૂઢિને પકડીને બેઠા છે તેઓ કહે છે કે "સ્ત્રી કથા ન કરવી!" એટલે કે સ્ત્રી સબધી વાતજ ન કરવી! શાસ્ત્રમા તો ઠેર ઠેર સ્ત્રીઓની કથાજ નહી, અગોપાગના વર્ણનો પણ આવે છે સ્ત્રી કથાનો ખરો અર્થ તો એ છે કે સ્ત્રીઓના વિકારની કથા ન કરવી માતૃજાતિમા પડેલા, વાત્સલ્ય, સેવા, દયા ક્ષમા, વગેરે ગુણોને કેમ ભૂલી શકાય? માતૃજાતિજ રત્નકુક્ષ ધારિણી છે તેણેજ જગતના મહાન પુરૂષોને જન્મ આપ્યો છે એ ભૂલી જઈને તેને તરછોડવાથી કે અપમાનિત કરવાથી બ્રહ્મચર્યની સર્વાંગી સાધનામા અને તેના અનુરૂપે સયમ–સાધનામા કયાશ રહેશે

જૈન સાધુ માટે તો જૈન ધર્મે કહ્યુ છે "તુ મુનિ ભલે થા એક કુટુબને છોડી જગતને કુટુબ માનજે શ્રાવકશ્રાવિકાને માતા–પિતા સમાન માનજે. તેમજ પોતાના કુટુબને પણ સયમના માર્ગે ખેચજે!" ભગવાન મહાવીરે પોતાની એક માત્ર પુત્રીને અને જમાલિ નામના જમાઈને સયમ માર્ગે ખેચ્યા એવુજ અન્ય મહાપુરૂષોનુ છે. ભગવાન બુદ્ધે રાહુલને ખેચ્યો. ઈસામસીહે ગેલિલિયો જેવા માછીમારને સયમના માર્ગે જવાનું શીખવ્યુ

**સંયમનું વિધેયાત્મક સ્વરૂપ :**

એટલે સયમનો નિષેધાત્મક અર્થ વસ્તુ છોડો–છોડો કહેવાય છે એટલોજ નથી; પણ મનને દિવ્ય બનાવી આસક્તિ તજી નિર્દોષ સુખ અને આનદ લો, એ પણ છે. શ્રી અરવિદના સિદ્ધાત પ્રમાણે "જો તમે વિજ્ઞાનમય કોશમાં આવી જશો તો ભગવતી માતા ઊચકીને તમને આનદમય કોશમાં લઈ જશે!" એનુ રહસ્ય પણ આજ છે.

શ્રીમદ્જીએ પણ એજ કહ્યુ છે —

**એક પરમાણુ માત્રની રહે ન સ્પર્શના,**
**પૂર્ણ કલક રહિત અડોલ સ્વરૂપ જો.**
**શુદ્ધ નિરજન, ચૈતન્ય મૂર્તિ, અન્યમય,**
**અગુરુ લઘુ, અમૂર્ત. સહજપદ રૂપ જો...**
**—અપૂર્વ...**

એનો અર્થ સ્પષ્ટ છે પણ, પરમાણુનો સ્પર્શ છોડવાની સાથે કર્તવ્ય પણ છોડી દેવુ ન જોઈએ. કેવળી થયા બાદ કઈપણ કરવાનુ રહેતુ નથી, છતા આયુષ્ય પૂર્ણ થાય ત્યા સુધી તેમણે લોકકલ્યાણ માટે બધુયે કરવુ પડે છે પણ તેમને દ્રવ્યની કોઈપણ આસકિત સ્પર્શતી નથી.

જો પુરૂષ કહે કે સ્ત્રીને છોડો, અને સ્ત્રી કહે કે પુરૂષને છોડો તો છેવટે રહેશે શુ? ચારેય આશ્રમો રાખવાના છે. જો ૧૦૦ માથી એકડો કાઢી નાખીએ તો બે મીંડાજ રહેશે તેની કિમત શુ રહેશે? બે મીડામાથી પણ ૯૯ કાઢશો તો છેવટ ૦ (શૂન્ય) રહેશે માટે પચવિષય કે સ્ત્રીજાતને છોડવાનો અર્થ એજ છે કે એમાથી રાગદ્વેષ વિકારને છોડવા જોઈએ આ સયમની રસિકતા છે. જે જૈનધર્મની ખૂબી છે

**[૩] તપ :**

ત્રીજી ખૂબી જૈનધર્મની છે તપ, એનો પણ વ્યાપક અર્થ લેવો પડશે. જો સમષ્ટિ સુધી પહોચવુ હોય તો તમારી જાત ઉપર નિયત્રણ

રાખવુ પડશે. પોતાની જાત ઉપર કઠોર રહીને પણ બીજા પ્રતિ ઉદારતા દાખવવાથી, સમષ્ટિ સુધી પહોચવાનો આનદ મળશે માતાને પોતે જમે એના કરતા, બાળક જમી લે એમાં વધારે આનદ આવે છે એવીજ રીતે સાધક ને ત્યાગ–તપમાં આનદ આવવો જોઈએ. જુદી જુદી રીતે માણસની તાવણી થાય તો તેમાથી આનદરસની ચાસણી મળે તે સમષ્ટિ સુધીનો આનદરસ ચખાડે

ચદ્રગુપ્તના સમયમા બાર વર્ષના દુકાળમા સાધુઓએ અનશન એટલા માટેજ કર્યા હતા। ભગવાન મહાવીરે છ છ મહિનાના તપ કર્યા, અભિગ્રહ કર્યો, સાડાબાર વર્ષ મૌનમા રહ્યા. ત્યારે ઘણા લોકો એમને કષ્ટ પણ આપતા અને પ્રલોભનો પણ આપતા ભગવાન મહાવીરે તપ સાથે સમતાની સાધના પણ રાખી એ તપમાથી સમષ્ટિ પ્રેરાય છે તના દાખલા રૂપે સુગધો સાધુને ગોચરી માટે લઈ જાય છે. દેડકો (નદન મણિયાર, ), ચડકૌશિક વિષધર સમતા, વ અહિસક બને છે એટલે તપ સાથે સમતા સાધીને સમષ્ટિ સાથે આત્મીયતા કળવવાની રહે છે

પોતે મરીને બીજાને જીવાડવાની સસ્કૃતિની રક્ષા માટે અનશન છે. આ વિષે આ યુગમા ઉપવાસ–અનશનની હારમાળા આગે જ્યારે ગાધીજીએ વિચાર આપ્યો ત્યારે તેમણ પોતાના વહાલસભી વિનોબાજીને લખ્યુ વિનોબાજીએ લખ્યુ "આ બહુ જ સુદર વિચાર મને લાગ્યો. આપ આ ચલાવો હુ આપ ગયા પછી ખુશીથી સભાળીશ।" ગાધીજીના અનશને તેમની લોકો સાથે અને વિશ્વ સાથે કેટલી વ્યાપક આત્મીયતા જગાડી હતી તે સર્વવિદિત છે

જૈન ધર્મ કહે છે કે જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ પછી એને વ્યાપક બનાવવા માટે વીર્ય ફોરવવાનુ હોય છે—બ્રહ્મચર્ય પાળીને પ્રયત્ન કરવાનો છે અમાથી ચતુર્વિધ સઘ નીકળે છે જો વૈદિક ધર્મનુ આટલુ ખેડાણ ન હોત, બૌદ્ધ ધર્મનો મધ્યમ માર્ગ ન હોત તો જૈન ધર્મમાં સશોધન કરવાની ખૂબી કયાથી આવત.

આ ત્રણે મૂળ વિશેષતાઓમાંથી કર્મવાદ, અનેકાંતવાદ અને પુરૂષાર્થવાદ નીકળ્યા છે; જે આ ત્રણ ખૂબીઓમાં જૈનધર્મે વણી લીધા છે. હવે એ ખૂબીઓમાંથી જૈનધર્મે આગળ વધવાનું છે.



## ચર્ચા-વિચારણા

**પરસ્પરના સમન્વયની ભૂમિકા**

**પૂ. દંડીસ્વામીએ** 'જૈનધર્મની મૂળ ખૂબીઓ' એ વિષય ઉપર ચર્ચા પ્રારંભ કરતાં કહ્યું "એ ખૂબીઓ અમારા જેવા ઘણાને આકર્ષે છે વૈદિક સન્યાસીઓમાં નિર્માંસાહાર મોટાભાગે દેખાશે પણ ગૃહસ્થેમાં તેવું નહીં દેખાય આ સાથે સશસ્ત્ર સામાનાની વાત વૈદિકોમાં વધારે દેખાશે, બૌદ્ધોમાં એથી ઓછી અને જૈનોમાં તો એથીયે ઓછી એ સહજ સ્વભાવિક છે. એટલે જૈનો સાથે આજના યુગનો સમન્વય અત્યંત જરૂરી છે, કારણ કે આજે વિશ્વના રાષ્ટ્રો વચ્ચે ઝગડાનું સમાધાન શક્ય બન્યું છે તો તે અહિંસાને આભારી છે

જૈન અને વૈદિક ધર્મને સાંધવામાં બૌદ્ધ ધર્મે ફાળો આપ્યો છે. શંકરાચાર્યે આમ તો બૌદ્ધોનું ઘણું ખંડન કર્યું છે, પણ બૌદ્ધોનું ગ્રહણ પણ ઘણું કર્યું છે તેથી તેઓ 'પ્રચ્છન્ન બૌદ્ધ' ગણાયા. પુરાણો ઇ. પૂ. ૨૦૦થી લઈને ઇ. સ. ૫૦૦ લગી લખાયા ત્યાર બાદ સાતમી સદીમાં શંકરાચાર્ય થયેલા હેઇ સમન્વય જાતે જ આવી ગયો. દિગંબર જૈનાચાર્ય કુંદકુંદે પણ વેદાંતને અપનાવી લીધું ઇસ્લામની સૂફી શાખા ઉપર વેદાંતની અસર થઇ આજે આ પરસ્પરના સમન્વયની ભૂમિકા ખૂબ ખૂબ છે જ જૈન ધર્મ અને એનું તત્ત્વજ્ઞાન પણ ખૂબ ઉદાર છે આજે જે સંકુચિતપણું દેખાય છે તે દૂર થઇ શકે તેવું છે."

**ક્રાંતિપ્રિય સાધુસાધ્વીઓનું કાર્ય :**

**શ્રી. દેવજીભાઇ :** 'પૂ. મહારાજશ્રીએ સર્વધર્મોના અભ્યાસ દ્વારા અમને જૈનોને મોટી ભેટ આપી છે એક રીતે જોઈએ તો જૈન

ધર્મ ન્યાયાધીશ જેવો છે; પણ તે આજે વાદી-પ્રતિવાદી રૂપે ઘર ઝાલીને બેસી ગયેલ છે. તે માટે જૈનોજ વધારે જવાબદાર છે. અહિંસા-સયમ-તપ વ નુ વિશ્લેષણ જોતાં જગત શાંતિનો તેનો દાવો સર્વોપરિ હોવા છતા નાની બાબતોમાં સકુંચિત બનીને ઝઘડાઓ ચાલ્યા કરે શોભતુ નથી

શિબિરની કાર્યવાહી અને અભ્યાસથી એટલુ તો સ્પષ્ટ થયુ છે કે જૈનધર્મ સર્વોત્કૃષ્ટ ધર્મ છે, તે છતા આજે વહેવારમા તે બરાબર બેસતો નથી, એ પણ હકીકત છે એનુ કારણ એ છે કે જૈન સમાજનું જીવન ધર્મના સિધ્ધાતોથી વેગળુ થઈ રહ્યુ છે પાચમા ગુણ સ્થાનક (શ્રાવક)થી ઉપરની વાતો કહેવી, સાભળવી અને ચર્ચવી ખરી, પણ માર્ગાનુસારીનો મૂળ પાયો જ મજબુત ન હોય તો કેમ ચાલે?

સદ્‌ભાગ્યે શ્રીમદ્‌ની અસરથી ગાધીજીએ સડક બનાવી આપી છે. જૈન સાધુસસ્થા વર્ષોથી ચાલી આવી છે. ઘણા ચઢાણ ઉતરાણ જોયા છતા તે ઘડાયેલી સસ્થા છે આથી ક્રતિપ્રિય સાધુ સાધ્વીઓને આજે વિશ્વના ચોગાનમા ઝુકાવવા માટેની આ સુવર્ણ પળ છે "

## બહેનોમાં તો સાધ્વીજીનુ માર્ગદર્શન :

**શ્રી. પૂજાભાઈ :** " ખાભડા શુદ્ધિ પ્રયોગ વખતે કાઠી બહેનો પાસે મારે બેએકવાર બોલવાનુ થયુ પણ ગરીબાઈ ખુબ અને પછાત દશામા, બહેનો વસે. ત્યા જૈનધર્મનો સાધ્વીવર્ગ ભિક્ષાચરી તેમજ પાદવિહાર વડે ધારે તો ગામડે ગામડે અને ઘરે ઘરે જઈને ઘણું કામ કરી શકે છે જૈન ધર્મની ભિક્ષાચરી અને પાદવિહાર તે દેશને જ નહી વિશ્વને મળેલી અનોખી ભેટ છે. પૂ મહારાજશ્રી પણ આટલો ઊડો જનસપર્ક કરી શકયા હોય તો તે જૈન દીક્ષાને આભારી છે. ધર્મ અગે હમેશા બહેનો આગળ હોય છે, પણ તેમાયે જૈન બહેનોમા ધર્મની જે ઝીણવટભરી સમજણ દેખાય છે તેમા સાધ્વી વર્ગનો ફાળો ઉત્તમ હોવો જોઈએ.

જૈનધર્મની જે ખૂબીઓ મહારાજશ્રીએ વર્ણવી તે અનોખી છે. માસ માસના ઉપવાસો કરી નાખવાની તાકાત પણ જૈન ભાઈ-બહેનોમાં છે ધર્મ સાથે આરોગ્યના નિયમો ખૂબ સારી પેઠે વર્ણવામા આવ્યા છે. આયંબિલ જેવુ તપ-સ્વાદ ત્યાગ માટે કેટલુ ઉપકારક છે! ગરમ પાણી પીવાનુ વિધાન અને જૈનધર્મનો સત્ય અહિંસાનો ઝીણામા ઝીણો આચાર વિચાર કેટલો પ્રેરણાપ્રદ છે? નાતજાતના ભેદોનુ તો નામ જ નહી. નર-નારીના સર્વ બાબતના અધિકાર સમાન! અમે વર્ષોથી ભાલનળકાંઠા પ્રયોગોમાં ખૂચ્યા છીએ પણ, આ શિબિરમાં દરેક વિષયની છણાવટથી અને તેમાયે જૈન ધર્મ વિષેની વાતોથી જે જાણવા મળ્યુ છે તેથી ખૂબ જ પ્રભાવિત થયા છીએ

પણ, થોડા વખત પહેલા ભાઈ માટલિયાએ કહ્યુ હતુ તેમ એ જાજવલ્યમાન પ્રકાશવાળા અગ્નિ ઉપર રાખ વળી ગઈ છે. છતાં પણ બીજા કોઈ ધર્મના સાધુસમાજ કરતા જૈન સાધુસમાજ ત્યાગી, તપસ્વી અને જાગૃત છે. દુર્ભાગ્યે તે સાધુસમાજનો આમ જનતા સાથેનો વિશાળ સંપર્ક તદ્દન છૂટી ગયો છે હવે અમે પણ તેમની સાથે સંગ કરવા પ્રેરાઈશુ અને પ્રેમ-હુફથી સાધુ વર્ગને જરૂર ખેચીશુ

**અહિંસાની ઝીણવટભરી ભેટ :**

**શ્રી બળવંતભાઈ** "सर्वे भवन्तु सुखिनः, सर्वे सन्तु निरामय, सर्वे भद्राणि पश्यन्तु मा कश्चिद दुःख भाग् भवेत्" તેમજ "आत्मवत् सर्वभूतेषु य पश्यति स पंडित"—આ વૈદિક સૂત્રના આચારનો જો કોઈએ પણ અમલ કરી બતાવ્યો હોય તો જૈન ધર્મે; એમ હું વિનમ્રપણે માનુ છુ વ્યક્તિથી માંડી માનવજાતિ જ નહી પણ સમષ્ટિ સુધી અહિંસા આચરી બતાવી હોય તો તે જૈનધર્મ છે. અને એ બાબતમા તે બૌદ્ધ ધર્મ કરતા પણ જૈન ધર્મ આગળ છે; પણ દેવજી-

ભાઈએ કહ્યુ તેમ પાયા અને ચણતર વગર તે ટકી શકે નહી આ દૃષ્ટિએ સતબાલજીના સૌ આભારી છીએ કે તેમણે જો સર્વધર્મ સમન્વય આચરી ન બતાવ્યો હોત તો આપણે જૈન ધર્મની મૂળ ખૂબીઓ શી રીતે જાણત ? ચલાલાવાળા ખાદી કાર્યાલયના ભાઈ નાગરદાસ કહેતા "દાતણ કાપીને બાવળની ક્ષમા માગજો" આ વાત અહી શિબિરમા આવ્યા બાદ સ્પષ્ટ સમજાય છે. અહિસાની આટલી ઝીણુવટ જોતા અને સાભળતા એકેદ્રિય કે એવા બીજા જીવજતુઓની અણુસમજે કે અધૂરી સમજે જે હિસા થાય છે તે આજે ખૂબ સાલે છે બાપુને અહિસાની ઝીણવટભરી ભેટ જૈન ધર્મે જ આપી છે. કોઈ ડોકટરે બાપુ પાસે દલીલ કરી 'બાપુ હિસા ચોમેર પડી છે ત્યા આપની અહિસાની વાત કોણ સાભળશે ?"

બાપુએ સ્પષ્ટ કહ્યુ "માણુસ માત્રમાં હિસારૂપી શેતાન જેટલો છે તેના કરતા અહિસારૂપી ભગવાન મોટો છે આ રીતે જોતા માણુસ સ્વભાવે હિસક નહી પણ અહિસક છે હિસા તો દુષ્ટ અસરને લીધે તેનામા આવે છે માણુસનો રોજનો કે જગતના મોટા ભાગનો વહેવાર અહિસાથી જ ચાલે છે સોનુ એ સોનુ છે માટી એ માટી છે માનવી સોનુ છે હિસાની માટીમા તે ગમે તેટલો ગરક થયો હોય છતા પોતાનો અહિસક સ્વભાવ ચૂકતો નથી" આ વાત સાચી છે ક્રૂરમા ક્રૂર માણુસ પણ અહિસક માનવી આગળ તરત અહિસક બનતો અનુભવાય છે જૈન ધર્મની મૂળભૂત ખૂબીઓમાથી જગતને મળેલી અહિસાની ભેટ માટે દુનિયા સદા ઋણી રહેશે."

**જૈનો સંશોધન કરે :**

**શ્રી. સુદરલાલ** "હુ જૈન છુ. સત્યની દૃષ્ટિએ મારે એકરાર કરવો જોઈએ આજના મોટા ભાગના જૈનો કોથળામા પાંચશેરી

ભરીને હિંસા કરે છે ઉપરથી અહિંસાનો ડોળ કરે છે અને વહેવારમા ભરપૂર હિંસા પડી છે.”

**પૂ. નેમિમુનિ** “તેથી જ આપણે સશોધન અને ઉમેરણ કરી રહ્યા છીએ જૈનોમા આટલી વિકૃતિ આવી અને વધી હોય તો તેમા જૈન સધુવર્ગ સૌથી વધુ જવાબદાર છે તેથી જ ક્રાતિપ્રિય સાધુ-સાધ્વીઓ યજ્ઞમા, આશ્રમોમા, વર્ણોમા, સ્ત્રીસન્યાસમાં, ઈશ્વરકર્તૃત્વ નહીં છતા ઈશ્વરની સાક્ષીપણામા—આ બધામા નવીનતા ઉમેરે અને પોતાના સપ્રદાયોનુ સશોધન કરાવે આ કામ સર્વ ધર્મ ઉપાસના વગર નહીં થાય.

મને તો આ શ્લોક યોગ્ય લાગે છે —

श्रोतव्यो सौगतो धर्म
कर्तव्य · पुनरार्हत
वैदिको व्यवहर्तव्यो,
ध्यातव्य परम शिव

પરમાત્માના ચિતનમા-આજના જનસમાજના વહેવારમા વૈદિક, બૌદ્ધ અને પછી જૈન એટલુ જ નહીં, દુનિયાભરના ઈસ્લામ, ખ્રિસ્તી, જરથોસ્તી તથા નાના મોટા સહુનો સમન્વય અનિવાર્ય છે

**શ્રી. સુદરલાલ** “જો સમ્યક્દૃષ્ટિ ક્રાતિપ્રિય સાધુ સાધ્વીઓ આપી જાય તો જૈન ધર્મની મૂળ ખૂબીઓ સત્ય, અહિંસાનો પ્રકાશ સર્વ ધર્મ સમન્વય વગેરે દ્વારા જરૂર વિશ્વને મળી જાય.

**શ્રી. પૂજાભાઈ** જૈન ધર્મ મૂળ તો વીરોનો ધર્મ પણ વાણિયાને લીધે આ બધુ બની ગયુ તે છતાં આહારશુદ્ધિ અને અહિંસાની સૂક્ષ્મ પરપરાને લીધે એ ધર્મના સાધુ સાધ્વી અને ગૃહસ્થાશ્રમી ભાઈબહેનોમાં એવુ ઘણુ છે જે આજના જમાનામા કામ

આવે એ આપણે કબૂલવું જોઈએ. સત્યનિષ્ઠા, વ્યાપકદૃષ્ટિ, શુદ્ધિનો આગ્રહ વગેરે તત્ત્વો આપણી આગળ બેઠેલા આ જૈન મુનિવરો તેમની પાસે જ બેઠેલા સન્યાસીઓ વ. ના સાથથી શિબિરમાં પુરા પાડી રહ્યા છે દંડીસ્વામીએ પ્રશ્ન કર્યો તેમ જૈનધર્મના અર્હંત વ્યક્તિગત મોક્ષની જ નહીં, સાથેસાથે સમષ્ટિના મોક્ષનો માર્ગ ખુલ્લો કરે છે"



## ચર્ચા – સાર

શિબિર કાર્યવાહીના પડઘા રૂપે સર્વધર્મ સમન્વય અંગે આવેલી શંકાની ચર્ચા ચાલેલી પ્રત્યુત્તર સાર આ હતો —" જૈન સાધુ સાધ્વીઓ બીજા ધર્મના ભાઈ બહેનોના ગાઢ પરિચયમાં આવવામાં સંકોચાય છે. પણ સંકોચાવાનું કોઈ કારણ નથી વૈદિક સન્યાસીઓ જૈન સાધુઓના ગાઢ સંપર્કમાં આવે તે સૌથી પ્રથમ જરૂરી છે જૈન સંતો વૈદિક સંતો પાસેથી વિશાળ દૃષ્ટિ શીખે અને જૈનો પાસેથી વૈદિકો નિયમના આગ્રહ શીખે આ માટે બન્નેના આશ્રમો—ઉપાશ્રયોમાં પરસ્પર બન્નેએ ઊતરીને ગાઢ અને મીઠો પરિચય સાધવો તથા પોતપોતાની ધર્મ સંશોધન સાથેની મૂળ વાતો દૃઢ છતાં પણ, શક્ય તેટલી પારસ્પરિક ઉદારતા રાખીને આચરવી. આથી સર્વધર્મ સમન્વય ઉપાસનાનો માર્ગ સ્પષ્ટ અને વહેવારુ તેમજ વ્યાપક થઈ જશે

(૪-૧૧-૬૧)



## [૧૭]

## જગતના ધર્મોનો સમન્વય

આપણે સર્વધર્મ ઉપાસનાના અન્વયે બધા ધર્મો ઉપર વિચાર કરી રહ્યા છીએ. જ્યાસુધી આપણે વિવિધ ધર્મોને તેમના દ્રવ્ય, ક્ષેત્ર, કાળ ભાવની અપેક્ષાએ નહીં સમજીએ ત્યાસુધી સર્વધર્મ ઉપાસના ન થઈ શકે આજે જગતને જો એક કરવુ હોય, હૃદયથી નજીક લાવવુ હોય તો તે કામ ધર્મ સિવાય થઈ શકશે નહી. જોકે રાજ્યની વ્યાસપીઠ ઉપર દુનિયાને એક કરવાનુ કામ તો થઈ રહ્યુ છે પણ તેનો આધાર કાયદો અને દડ છે એટલે એ એકતા હિંસા, ભય કે ધમકીથી ઉપર ઉપરની થશે પણ અતરથી નહીં થાય દડનો કાયદો ગમે તેટલો સારો હોય તો પણ અનુભવના અતે એમ લાગે છે કે કેવળ માનવજાતિજ નહી, જગતના પ્રાણીમાત્રને અહિંસા વાત્સલ્ય, કે પ્રેમનાં તત્ત્વો દ્વારા જ નજીક લાવી શકાય છે માનવ જગતમા આ રીતે જ સ્થાયી એકતા સ્થાપી શકાય માનવ સમાજને ભય, લાલચ, દડ કે પ્રલોભન નહી ખેચી શકે પણ પ્રેમ, સત્ય, ન્યાય અને અવ્યક્તબળ વગેરે ખેચી શકશે એને વ્યાપક રૂપ આપવુ હોય તો તે ધર્મ દ્વારા જ આપી શકાશે.

એટલા માટે જ આપણે સર્વધર્મ સમન્વય સાધીને સર્વધર્મ ઉપાસના કરવાનુ સૂચવીએ છીએ. એમા મુશ્કેલીઓ છે તેમાં આવેલી વિકૃતિઓ અધશ્રદ્ધા કે રૂઢિઓ એને સાફ કરવામા આવે તો માનવ સમાજ ધર્મની વ્યાસપીઠ ઉપર એક થઈ શકે અને વિશ્વમા સુખશાતિ પ્રસરી શકે એટલા માટેજ ધર્મના પાયા ઉપર દુનિયાની રચના કરવા ઇચ્છીએ છીએ. લોકશાહી પણ ધર્મના પાયા ઉપર હોય તો તે નીતિ લક્ષી અને લોકલક્ષી બની શકે.

એ કામ કોણ કરી શકશે ? એ માટે આપણી દૃષ્ટિ ધર્મગુરુઓ–સાધુ સંસ્થા ઉપર ઠરે છે કારણકે સાધુપુરુષો વિશ્વકુટુંબી કોઈ ક્રાંતિ અને નવા મૂલ્યોની સ્થાપના બલિદાન આપીને કરી શકે એનું અવસાન થઈ જાય તો કોઈ રડતું નથી પણ અંતરમાં સહુને દુઃખ થાય એ સ્વાભાવિક છે. સાધુ દીક્ષિત થયા પછી એક નાનકડા કુટુંબનો મટીને મહાસમાજનો બની જાય છે પણ, દુઃખની વાત એ છે કે આજે સાધુ-સંન્યાસીઓ દીક્ષા લીધા પછી પણ નાના નાના વર્તુળ અને વાડામાં પૂરાઇ જાય છે અને વિશ્વના પ્રશ્નોમાં તેઓ સક્રિય વિચારતા નથી. એટલે જ આજે વિશ્વના વિવિધ ક્ષેત્રમાં ધર્મની અસર નથી, કાં તો બહુ જ થોડી છે. જગતમાં ધર્મની વ્યાપક અસર ફેલાવ્યા વગર માનવસમાજને સુખશાંતિ નહીં મળે. સાથે જ ધર્મ કે ધર્મ–ગુરુઓનું પણ મહત્વ નહીં રહે એટલે જ સર્વ ધર્મના સાધુઓએ ભેગા મળીને સર્વધર્મ સમન્વય સાધી, સર્વધર્મ ઉપાસનાની વ્યાસપીઠ ઉપર દુનિયાને એક કરવી પડશે. તે માટે કદાચ થોડો ભોગ આપવો પડશે કે થોડુંક ત્યાગવું પણ પડશે

સર્વધર્મ ઉપાસનાના મુદ્દામાં જગતના પાંચ ધર્મો અંગે વિચારણા કરી —(૧) ખ્રિસ્તી ધર્મ, (૨) ઇસ્લામ ધર્મ (૩) હિંદુ ધર્મમાં વૈદિક ધર્મ, (૪) બૌદ્ધ ધર્મ અને (૫) જૈન ધર્મ આમ તો બૌદ્ધ ધર્મ હિંદુ ધર્મની એક શાખા રૂપે છે પણ તેનો પ્રચાર હિંદ બહાર થયો હોઈને તેને અલગ સ્થાન આપ્યું છે હિંદુ ધર્મમાં વૈદિક ધર્મ અને જૈન ધર્મ આવે છે. આજે સંખ્યામાં જૈનો ભલે ઓછા હોય, પણ જૈન ધર્મમાં વિશ્વધર્મ બનવાની તાકાત છે, તેની પાસે અત્યંત ઘડાયેલી સાધુ સંસ્થા છે; તેમજ જીવન ધર્મની સૂક્ષ્મ સમજણ છે. જો કે આજે તેના અનુયાયીઓનું આચરણ ઘણું સંશોધન માગી લે છે. એવી જ

રીતે બીજા ધર્મો નામૌલિક તત્વો અને તેના અનુયાયીઓના આચાર વિચારમાં મેળ ખાતો નથી. તેમાં પણ સંશોધન કરવાની ખૂબ જરૂર છે.

અહીં એશિયાખંડના બીજા ધર્મો અંગે થોડોક વિચાર કરી લઇએ.

## જાપાનનો પ્રાચીન શિંટો (શિંતો) ધર્મ :

એશિયા ખંડમાં જાપાન અને ચીનમા બૌદ્ધ ધર્મ ગયો તે પહેલાં ત્યાં જે ધર્મો હતા, તેમા બૌદ્ધ ધર્મે પોતાના તત્વો ઉમેર્યા ખરા, પણ એ ધર્મો પાયામા ન હોત તો ત્યાં બૌદ્ધ ધર્મને ફાલવા ફૂલવાનો અવકાશ ન મળત.

જાપાનનો પ્રાચીન ધર્મ શિંટો (શિનો) છે જેણે તેના વિકાસમાં મોટો ફાળો આપ્યો છે. એ ધર્મનું મૂળ તત્ત્વ સૂર્ય-પૂજા છે એ ઉપરથી એમ માની શકાય છે કે ત્યા આર્યોની કોઈ એક શાખા જઇને વસી હોવી જોઇએ આર્યોની જુદી જુદી શાખાઓ એશિયા, ઇજિપ્ત અને યુરોપના પ્રદેશોમાં ફેલાઈ ગયેલી તેમણે પ્રાકૃતિક દેવોની પૂજા ઉપર વિશેષ ધ્યાન આપ્યુ હતુ. સૂર્ય-પૂજા પણ એ પ્રકૃતિ પૂજામાથી ફલિત થઇ છે

સૂર્ય એક તો તેજસ્વી છે, બીજુ એ પ્રત્યક્ષ દેખાય છે એટલે ઇશ્વરની પ્રવૃતિ રૂપે સૂર્યને માનીને તેજસ્વી તત્વની પૂજા જાપાનમા શરૂ થઈ બીજી બાજુ પ્રજાના પ્રતિનિધિ રૂપે પ્રત્યક્ષ રાજા દેખાયો. રાજાની તેજસ્વિતા, વ્યવસ્થાશકિત, તાપ આપવાની શકિત વગેરે જોઇને સૂર્યદેવના પ્રતિનિધિ રૂપે રાજાને માનવામાં આવ્યો. આપણે ત્યા વિવસ્વાન (સૂર્ય) દ્વારા મનુ ભગવાનને કર્મયોગનુ તત્વજ્ઞાન મળ્યું એમ મનાય છે તેમ ત્યાં પણ મનાય છે કે સૂર્યે રાજાને પોતાના કર્મયોગનું તત્વ આપ્યુ છે. એટલે શિટો ધર્મમા રાજભકિત અને

અને સૂર્યપૂજા બે તત્વો હતા એના ઉપર ત્યાં બૌદ્ધ ધર્મના મંડાણ થયા. બૌદ્ધ ધર્મ પણ એ બે તત્વો ઉપર વ્યવસ્થિત થતો ગયો. પછી શિંટો ધર્મમાં નવા નવાં ઘણાં તત્વો ભળતાં ગયા અને પ્રજાનુ ઘડતર થતુ ગયુ. પણ, શિંટો ધર્મનુ મૂળ તત્વ રાજ્યભક્તિ કે રાષ્ટ્રભક્તિ અંત સુધી કાયમ રહી

જાપાનના નાના બાળકને પણ એમ શીખવવામાં આવે છે કે તમારા માતાપિતા તો તમને માત્ર જન્મ આપનારા છે ખરા માતા–પિતા તો તમારો દેશ છે. એ રાષ્ટ્રભકિતને એટલી હદ સુધી મહત્વ અપાયુ છે કે દેશની ખાતર ચારિત્ર્યનુ પણ બલિદાન આપવામા ત્યા વાંધો નથી ગણાતો બીજા વિશ્વયુધ્ધ વખતે જાપાની નારીઓ શત્રુપક્ષનો ભેદ લેવા શીલ હોમીને જાસુસીનું કામ કરતી હતી ત્યારે ભારતના ધર્મોમા એ વસ્તુ નથી કે દેશ માટે બ્રહ્મચર્ય તોડીને રાષ્ટ્ર–ભકિત સિધ્ધ કરો, પણ અહીં શીલ અને સદાચારનુ દેશ–ભકિત કરતા વધુ મહત્વ અંકાયુ છે. ત્યારે જાપાનના શિંટો ધર્મના મૂળમાં રાષ્ટ્રભકિત હોઈ ને; તે બૌધ્ધધર્મી બન્યુ હોવા છતા, ચીન સાથે લડ્યુ સીઆમ ( શ્યામ ) અને બ્રહ્મદેશ સાથે પણ લડ્યુ ચીન, બ્રહ્મદેશ કે સીઆમ આ રાષ્ટ્રો પણ બૌધ્ધ ધર્મી હતા, બુધ્ધ ભગવાનની પૂજા કરતા હતા. પ્રાર્થનામાં ચીનીઓ જાપાનનો પરાજય ઝંખે અને જાપાનીઓ ચીનનો પરાજય ઝંખે. આ પ્રથમ દષ્ટિએ ઘણી જ અસગત વાત લાગશે પણ જાપાનની સબળતા રાષ્ટ્રભકિતમા સમાઈ એટલે એનો દેહ રજોગુણમૂર્તિ બન્યો આ ભુમિકામા બૌધ્ધ ધર્મનો પ્રવેશ થયો અને તેણે પચશીલ રૂપ ધર્મનો પાયો જાપાનના ધર્મમા નાખ્યો. બૌદ્ધ ધર્મની પંચશીલની પાયાની વાતના કારણે જ જાપાન અને ચીન બન્નેએ પચશીલની વાત સ્વીકારી છે.

**ચીનનો પ્રાચીન ધર્મ તાઓ ·**

ચીને પણ પચશીલની વાત સ્વીકારી પણ તે હવે એમાં પીછેહઠ

કરી રહ્યુ છે. તો ધર્મનો પચશીલનો પાયો કેમ નથી રહ્યો એ વિચારવાની વાત છે. આ માટે આજના ચીનની પરિસ્થિતિ જોઈએ. ચીન આજે બે ભાગોમા વિભક્ત છે એક મોટો ભાગ સામ્યવાદી ચીન તળે છે. એ લાલચીન કહેવાય છે બીજો નાનો સરખો ભાગ રાષ્ટ્રવાદી ચીન કહેવાય છે જેના નેતા ચાંગ કાઇ શેક છે તે ભાગ અમેરિકન બ્રિટીશ જૂથ વચ્ચે ઘેરાયેલો છે લાલચીનમાં બૌદ્ધ ધર્મની અસર નહિવત છે. તેણે ટિબેટમા જે રીતે લામાઓ સાથે વર્તાવ કર્યો છે તે ઉપરથી તેનુ નામ બદનામ થયુ છે, પણ ચીનમા બૌધ્ધ ધર્મનો આટલો બધો ફેલાવો છતાં; બૌદ્ધ ભિક્ષુઓ ઉપર થયેલ અત્યાચારોને ચીની જનતા જોઈ શકી, તેના સદર્ભમા ચીનનો જૂનો પ્રાચીન ધર્મ ઇતિહાસ જાણવો જરૂરી છે.

(૧) **લાઓત્જે :** ભુતકાળમાં ચીનમા બે મહાપુરૂષો થયા (૧) લાઓત્જે, (૨) કોન્ફ્યુશિસ. લાઓત્જેએ 'તાઓ ધર્મ'નુ પ્રવર્તન કર્યું તેના માટે તેણે "તાઓ તે કિન" નામનુ પુસ્તક લખ્યુ એમા આધ્યાત્મિક જીવન અને ઉપદેશ ઉપર વૈજ્ઞાનિક દષ્ટિએ લખાણુ થયેલુ છે. તેમાં જણાવવામા આવ્યુ છે કે સૃષ્ટિ મચાલન સર્વવ્યાપી શકિત "તાઓ" દ્વારા થાય છે. 'તાઓ' એ યિન અને યાંગ ( પ્રકૃતિ અને પુરૂષ )ને બનાવ્યા એ પ્રકૃતિથી વિરૂદ્ધ ચાલવુ તે હિંસા છે લાઓત્જેનો આ ધર્મ એકાત આત્મચિંતન ઉપર વધારે જોર આપતો હતો. તેણે દરેક વ્યક્તિની શ્રેષ્ઠતા માટે ત્રણ વસ્તુઓ બતાવી, "પ્રેમ, નમ્રતા અને સમયાનુકૂળ સસારમા સદાચાર પૂર્ણ જીવન ગાળવુ. પ્રેમથી વીરતા, નમ્રતાથી મહાનતા અને સમયાનુકુળ સદાચારથી અધિકારની રક્ષા મેળવાય છે. તાઓ ધર્મ વ્યક્તિવાદનુ જ પ્રતિપાદન કરતો હોઇને તેની લાંબી વ્યાપક અસર ચીન ઉપર ન રહી.

કારણ કે કેવળ વ્યકિત કલ્યાણથી કાર્ય ન પતે, તેની સાથે સમાજ અને રાષ્ટ્ર જોડાયેલા જ છે. વ્યકિતગત વિકાસ કરવા માટે કદાચ થોડો સમય લાગે, પણ સમાજ અને સમષ્ટિ સાથેનો અનુબંધ ધર્મમાં ન હોય તો સર્વાંગી આત્મકલ્યાણ ન થઈ શકે અને તે ધર્મ વ્યાપક ન બની શકે ધર્મના સિધ્ધાંતો જ્યાં સુધી સમાજમા વ્યાપક ન બને એ રાષ્ટ્રવ્યાપી ન બની શકે. તાઓ ધર્મનાં મડાણ વ્યકિતગત સાધના સુધીના હતા, પરિણામે ચીનમા વ્યકિતવાદ આવ્યો અને તે સુસગઠિત ધાર્મિક રાષ્ટ્ર રૂપે ન રહી શકયુ

(૨) **કોન્ફ્યુશિયસ :** ચીનના બીજા મહાપુરૂષ કોન્ફ્યુશિયસ થયા. એમણે ચીનની રાજયવ્યવસ્થા સુધારી વ્યવસ્થા માટે પરસ્પર સબધનો સિધ્ધાત બતાવ્યો અને માનવતાનો પ્રચાર કર્યો પરસ્પરતાના સિધ્ધાતમાં રાજા–પ્રજા, પિતા–પુત્ર, પતિ–પત્ની, ભાઈ–ભાઈ તેમજ મિત્ર –મિત્ર એમ પાંચ પ્રકારના સબધોની સમજણ છે માનવતાના તેમણે પાચ આધાર બતાવ્યા —પ્રેમ, ન્યાય, શ્રદ્ધા, વિવેક અને નિષ્ઠા

જ્યારે બૌદ્ધ ધર્મે ચીનમા પ્રવેશ કર્યો ત્યારે આ બે વસ્તુનો પાયો લોકજીવનમા નખાઈ ચૂકયો હતો એટલે ચીનમા બૌધ્ધ ધર્મ જુદી જ રીતે ફૂલ્યો ફાલ્યો.

આપણે બૌધ્ધ ધર્મને એક સરખો માનીએ છીએ અને ભારત, લકા, બ્રહ્મદેશ, ટિબેટ, ચીન અને જાપાનના બૌદ્ધ ધર્મને એક કક્ષામાં મૂકી દઈએ છીએ. પણ ખરુ જોતા બૌદ્ધ ધર્મ જુદા જુદા દેશોમાં જુદી જુદી રીતે ગોઠવાયો છે. જ્યાં તેનો ઉગમ થયો ત્યાંના સાધુઓ બીજે ગયા હોય પણ એમના શિષ્યો ત્યાના જ વતની હોઈને અને ત્યાંના સસ્કારોથી ઘડાયેલા હોઈને તેમણે બીજી જ રીતે બૌદ્ધ ધર્મનો પ્રચાર કર્યો હશે એમ માની શકાય છે.

. હમણા હમણા રંગુન નજીક બૌધ્ધ ધર્મી ભિક્ષુઓ વડે મુસ્લિમો ઉપર જૂલ્મો ગુજારવા, તેમના ધર્મસ્થાનકો બાળી દેવાની બીના બની છે. આ બધુ બતાવે છે કે ભગવાન બુધ્ધના મૂળ ઉપદેશો—અવેરથી વેર શમે છે–વેરથી વેર શમતુ નથી—થી જૈન સાધુઓ કેટલા દૂર છે?

હિંદુસ્તાનમા ધર્મસંસ્થાપકો થયા, એમણે સઘો રચ્યા, ધર્મનો પ્રચાર કર્યો, પણ ધર્મના નામે તલવાર અહીના કોઈ પણ ધર્મના સાધુઓએ લીધી નથી. તલ્વારના જોરે, કે બળજરીથી ધર્મપરિવર્તન કરવાનુ કામ ભારતના ધર્મોએ ન કર્યું અહી તો ધર્મ લોકોના જીવનમા તાણા–વાણાની જેમ વણાઈ ગયો છે તેની સાક્ષી ઇતિહાસ પૂરે છે. તેમ જ આજે અહી જેટલા શ્રેષ્ઠ માણુસો મળશે તેટલા દુનિયામા કયાયે નહી મળે.

આ તો ધર્મના ઊડા ખેડાણની વાત થઈ ભારત અંગેની ત્યારે ચીનમા એવુ ન થયુ ત્યા બીજા વિશ્વયુધ્ધના અને લોહિયાળ ક્રાંતિ થઈ, અને રાજ્ય દ્વારા ક્રાંતિની વાતો થઈ છે તેના કારણોમા તો ચીનના પ્રાચીન ધર્મો છે જે બે ધર્મ સસ્થાપકો થયા તેમા એકે વ્યકિતગત-વાદનો પ્રચાર કર્યો અને બીજાએ રાજ્ય વ્યવસ્થાવાદનો. પણ, એમાં પરસ્પરતાના કારણે એકાંગીપણુ આવી ગયું. સઘ દ્વારા સમાજનુ રાષ્ટ્રવ્યાપી ઘડતર ન થયુ. બૌદ્ધ ધર્મે સઘનો પાયો નાખ્યો પણ તે ઉપર ચોટિયુ જ કામ થયુ કા તો બૌધ્ધ ભિક્ષુઓ રાજ્યાશ્રિત બન્યા, કાં તો બૌધ્ધ લામાઓ પોતે રાજ્યકર્તા બન્યા. પરિણામે પ્રજામા બૌદ્ધ ધર્મ પ્રતિ તિરસ્કાર વધવા લાગ્યો. રશિયા નજીક હોઇ એનો ચેપ ચીનને લાગ્યો. કોરિયાની લડાઈ તેમજ ચીન–જાપાનનુ યુધ્ધ એમાં કારણ બન્યુ. ચીની સત્તામા પલટો આવ્યો અને લાલ ચીન સામ્યવાદી થયુ! જૂના ચીનમા જાગીરશાહી, મહંશાહી અને અમલદારશાહીના એટલા બધા જૂલ્મો હતા કે બધાયે પ્રારભમાં સામ્યવાદી ચીનને વખાણ્યુ અને તે ચીની પ્રજાની સુખ–સપત્તિનો વધારો કરશે એમ માન્યું.

પણ, લાલચીને ધીમે ધીમે પોતાનું પોત પ્રકાશવુ શરૂ કર્યું. બૌધ્ધ ધર્મની સારી વાતો કાઢી નાખી, પચશીલને પણ ફગાવી દીધુ. (અને હવે તેનો આક્રમક પજો ભારત ઉપર પણ પડચો છે) આનુ મૂળ કારણ તો ચીનના જૂના ધર્મો છે અને ઉપરચોંટિયો બૌધ્ધ ધર્મ છે જેણે કદિ પ્રજાનુ ઘડતર જ ન થવા દીધુ. તેણે ચીની પ્રજાને વિલાસી, અફીણી અને વ્યસની કરી મૂકી હતી. આજે ચીનમાં ક્યાંક તાઓ ધર્મ કે કોન્ફ્યુશિયસે બતાવેલ નૈતિક, સામાજિક બધારણોના અવશેષો રહ્યા હશે મૂળ વસ્તુ આજે રહી નથી.'

**અશો જરથોસ્તનો ધર્મ :**

ચીન અને જાપાનના પ્રાચીન અને અર્વાચીન ધર્મ વિષે વિચાર થઇ ગયો છે ભારતના ધર્મો અગે પણ વિચાર થયો છે. તેમજ અરબસ્તાન અને પેલેસ્ટાઇનના ધર્મો વિષે પણ વિચારી ગયા છીએ. આમ બધા ધર્મોનો વિચાર થઈ ચૂકયો છે. કેવળ એક જ ધર્મ બાકી રહે છે તે ઇરાનનો અશો જરથોસ્તી ધર્મ.

લગભગ ૩૫૦૦ વર્ષ પહેલા ઇરાનમા અશોજરથુસ્ત પેદા થયા. એમણે પારસી કે જરથોસ્તી ધર્મ ઉપર ખેડાણ કર્યું એમણે બે વાત ઉપર ભાર મૂકયો જે અશો-જરથોસ્ત શબ્દમાથી ઉદ્ભવે છે. "અશો" શબ્દ અસ્ નામની સસ્કૃત ધાતુમાથી બનેલ 'અશ' શબ્દ ઉપરથી બન્યો છે. જેનો અર્થ છે વિદ્યમાન થવુ એનો અર્થ છે 'સત્ય' સત્યનો પયગામ આપનારમા પવિત્રતા હોવી જ જોઈએ એટલે જરથોસ્ત ધર્મમા કહ્યુ છે —

'નેક મનસ્ની, નેક ગવસ્ની, નેક કુનસ્ની'

—પવિત્ર વિચાર, પવિત્ર વાણી અને પવિત્ર કર્મ—આ ત્રણે સત્રોમા પવિત્રતાને મહત્ત્વ અપાયુ છે. આ શબ્દો વેદકાળની સસ્કૃત ભાષા સાથે મળતા

આવે છે. આવા ઘણા શબ્દોમાં સામ્ય છે. જેમકે અહુર = અસુર, જશ્ન = યજ્ઞ વગેરે. ક્રિસ્તી જનોઈના અર્થમા વપરાય છે એના બદલે ત્યાં કમરપટ્ટો વપરાય છે. એની પાછળનુ તાત્પર્ય એ છે કે તું બહાદુર થજે પણ પવિત્ર રહેજે

પારસી ધર્મમાં ત્રણ તત્ત્વો મુખ્યત્વે સસ્કારમાં વણાયા —(૧) ઉદ્યોગ, (૨) પરોપકાર, (૩) પવિત્રતા. આ કોમમાં વિશેષ રૂપે જોવામાં આવે છે. પારસી ધર્મનુ મુખ્ય તત્ત્વ જોવા જઈએ તો સમન્વયવૃત્તિ છે. તે પારસીઓને વારસામા હોય છે એમાથી પારસીઓમાં એ સસ્કારો આવ્યા કે જે રાજ્યમા રહો તેના પ્રત્યે વફાદારીપૂર્વક રહેજો એની પાછળ કેટલીક વાર ખુશામદખોરીનો દુર્ગુણ આવી જાય છે હમણાં એ વાત આગાખાને પકડી છે તેમણે પોતાના ધર્મને વિશ્વધર્મ કહ્યો છે અને પોતાના અનુયાયીઓને કહ્યુ છે કે જે દેશમા રહો તેના પ્રતિ વફાદાર રહો આગાખાનનુ આવુ વલણ વિશ્વપ્રવાહોને આભારી છે, ત્યારે પારસીઓને એ વાત વારસામા મળી છે અને તેમના માટે એ ફાયદાકારક નીવડી છે

પારસી લોકો ઈરાનના કુદરતી પ્રકોપ વખતે બેએક હજાર વર્ષ પૂર્વે હિંદમા આવ્યાનુ મનાય છે તેમણે અહીં આવીને જોયુ કે હિંદુઓ યજ્ઞ કરે છે અને અગ્નિને દેવ માને છે એટલે તેઓ પણ "આતશ બહેરામ" અગ્નિ પવિત્ર છે એમ માનવા લાગ્યા. જોયુ કે હિંદુઓ ગાયોને પૂજ્ય માને છે તો તેમણે પણ ગાયને પૂજ્ય માની પારસી ધર્મની એજ વિશેષતા છે કે તે દરેક ધર્મ સાથે સમન્વય કરી શકે છે. જે દેશવાળા જે રસ્તે જાય તેની સાથે તે પણ જાય. ખાદીનો રગ લાગે તો ખાદી પહેરે, યુરોપિયન પોશાક પ્રિય લાગે તો એ પહેરે. ફ્રેન્ચ નૃત્ય ગમે તો તે કરે ટુકમાં કોઈ પણ દેશના આચાર વિચાર કે

પોષાક તેમના માટે બાધક નથી એટલે જ તે કોમ સારો એવો વિકાસ સાધી શકી છે.

જરથોસ્ત ધર્મની બીજી વિશેષતા "માજદ યસ્ની" સ્તુતિમા વર્ણવેલ છે —"અમારો દીન (ધર્મ) સર્વશ્રેષ્ઠ છે. અમારો ધર્મ હથિયારોને છોડાવે છે" એના સદર્ભમાં તેમનુ કહેવુ છે કે અશો જરથોસ્તે પણ રાજાઓને હથિયાર મૂકાવ્યા હતા અને રાજકારણમા મહોબ્બતની વાત કરવાનું અને લડાઈ મૂકવાનુ સૂચવ્યુ હતુ

આ તત્ત્વ જો કે દરેક ધર્મમા મળે છે અશોકનો શસ્ત્ર ત્યાગ બૌદ્ધ ભિક્ષુઓએ કરાવ્યો હતો ઘણા રાજાઓને રાજ્ય ત્યાગ પણ જૈન તેમજ બૌદ્ધ ભિક્ષુઓએ કરાવ્યો છે તેના કરતાં પણ જૈન ઇતિહાસની વિશેષતા રૂપે ભરત-બાહુબલિનુ અહિંસક યુદ્ધ છે બન્ને નક્કી કરે છે કે અમારી વિશેષતા માટે પ્રજાને ન લડાવવી જોઇએ. એટલે દૃષ્ટિયુદ્ધ, મુષ્ટિયુદ્ધ, વગેરે ૬૬ યુદ્ધોનો તેમણે આસરો લીધો હતો.

એવી જ રીતે પારસીઓ અગે આપણે જોઇ શકશુ તેઓ સાવ કુણા માખણ જેવા કોમળ લાગશે. અશો જરથોસ્તના ધર્મમાથી આ વાત વારસાગત મળેલી હોઇને દાદાભાઇ નવરોજી જેવાઓએ કોગ્રેસમા પ્રવેશ કરી. કોગ્રેસના બધારણમા શાતિમય રીતે આગળ વધવાની વાત કબૂલ કરાવી તે વખતની કોગ્રેસની હાલત જોતા એ વાત જરા આશ્ચર્યજનક લાગે કારણકે બગાળનુ પાણી જુદુ હતુ મહારાષ્ટ્રમા પણ બગાળના કેટલાક પુરુષો ગયા હોઈ ને તેમણે પણ સશસ્ત્ર ક્રાતિની વાતનો વિરોધ નહોતો કર્યો કેટલાક પજાબી અને બગાળીઓ તો બોબ બનાવી અગ્રેજી રાજ્યનો સામનો કરવામા માનતા હતા. આ બધી બાબતોમાં પરિસ્થિતિ-વશ ક્રોધનો આશરો લેવો પડે તો એ ક્ષમ્ય નગણાવો

જોઇએ. ઘણા યુધિષ્ઠિરનું 'નરો વા કુંજરોવા'નુ વાક્ય કે કૃષ્ણનુ સુદર્શનચક્ર ધારણ કરવું રજુ કરશે એમા વ્યકિત કરતાં પણ પરિસ્થિતિનો દોષ વધારે છે. તે છતા આવા પ્રસંગો રજુ કરીને હિંસાનુ આચરણ પ્રતિપાદિત ન થવુ જોઇએ. એવા સમયે દાદાભાઈ નવરોજીએ કોંગ્રેસને જે શાંતિ અને અહિંસાની ચાલના આપી તેનો શ્રેય તેમને વારસામાં મળેલ પારસી ધર્મ હતો, એમ કહુ તો ખોટુ નહીં થાય

ટુંકમા જરથોસ્તી ધર્મમાથી બે વસ્તુ મળી :—(૧) પૂર્વગ્રહ રાખ્યા સિવાય, મનને પવિત્ર રાખીને બીજા લોકોની સાથે ઓતપ્રોત થવાનો પ્રયત્ન, (૨) ઘરથી માડીને વિશ્વ સુધી કોઇપણ રીતે હિંસક શસ્ત્ર ન આવે તેવો પ્રયત્ન.

આજે જો વિશ્વની સપાટીએ અહિંસાનો પ્રયત્ન કરવો હોય તો માતૃસમાજ ઉપર મોટી આશા રાખી શકાય માતૃજાતિમા કોમળતા, વત્સલતા અને અહિંસાના ગુણો છે એવી જ આશા જરથોસ્તીઓ પાસે રાખી શકાય તેમની બીજાઓની સાથે ઓતપ્રોત થવાની જે વાત છે તેમા કોમળતા છે, પણ કેટલીકવાર નિશ્ચિત આગ્રહ-સત્યનો આગ્રહ ન હોવાને લીધે એ વેવલાપણામા પરિણમે છે

આપણા નીતિકારોએ કહ્યુ છે —

वज्रादपि कठोराणि, मृदूनि कुसुमादपि

સિદ્ધાંત ખાતર વજ્રથી પણ કઠોર ત્યારે બીજી બાજુ ફૂલથી પણ કોમળ! જો સત્યની સાચી તાલાવેલી ન હોય તો માણસ જ્યાં ત્યા ઢળી પડવાનો છે. સત્ય, ચદ્રમા હાથમાં ન બતાવાય તેમ બતાવી ન શકાય પણ જાત અનુભવથી તટસ્થ રહી પોતાનુ નિરીક્ષણ કરવાથી આપોઆપ જડે છે. ભલે એ નાનકડુ હોય, ખરબચડુ હોય,

પણ ધીમે ધીમે એમા વ્યાપક સત્યનુ દર્શન થઈ શકે છે. એટલે જરથોસ્તી ધર્મમા પ્રેમની સાથે સત્યનાં દર્શન હોય તો એ ધર્મ વિકસી શકે છે.

## સર્વધર્મ ઉપાસના માટે ભારત યોગ્ય

એશિયામા આમ તો જુદા જુદા ધર્મો વિકસ્યા છે. એશિયાની પ્રજાએ જગલી અવસ્થામાથી ધીમે ધીમે વિકાસ સાધ્યો છે. એમાં જુદા જુદા ધર્મોએ મહત્વનો ભાગ ભજવ્યો છે આજે આપણે આધ્યાત્મિક ક્રાતિ કરી વિશ્વની એકતા કરવી હોય તો સર્વધર્મ સમન્વયનો ખપ લાગવાનો. એટલુ જ નહિ વિશ્વશાતિ માટે જે સર્વધર્મ ઉપાસનાની વાત આપણે કરીએ છીએ તેની ભૂમિકામા સર્વધર્મ સમન્વય કરવો અત્યત જરૂરી છે.

આ કામ ભારત દ્વારા વિશેષ થઈ શકશે જગતના મુખ્ય ધર્મોમાં વૈદિક, બૌદ્ધ અને જૈન ધર્મનો જન્મ અહી જ થયો છે. તે ઉપરાંત જગતના અન્ય મુખ્ય ધર્મો—ઇસાઇ, ઇસ્લામ અને પારસી ધર્મવાળા અહી આવ્યા અને તેમની સાથે હિદુસ્તાને સમન્વય સાધ્યો જ છે. ખ્રિસ્તી ધર્મનુ ખેડાણ અહી થયુ છે. તેમના સેવા અને પ્રેમના બે ગુણો ગ્રાહ્ય અને અનુકરણીય છે સાથે સાથે વટાળપ્રવૃત્તિ છોડવા જેવી છે. ઇસ્લામ ધર્મનુ "સબ ખુદા કે બદે"નો ભ્રાતૃભાવ સુપ્રસિધ્ધ છે પણ કેવળ એ પોતાની જમાત સુધી નહી જગત સુધી ફેલાવવાની જરૂર છે તેમણે પછાત વર્ગના લોકોને અપનાવ્યા ખરા પણ ધર્મઝનૂનના કારણે પાકિસ્તાન-હિદુસ્તાન એમ બે ટુકડા થયા પારસીધર્મમાથી પવિત્રતા, ઉદ્યોગ અને દાનના તત્વો ગ્રાહ્ય છે બૌદ્ધનો મધ્યમ માર્ગ જગતના ઘણા પ્રશ્નોને સાંકળી શકે તેમ છે વૈદિક ધર્મમાથી શ્રુતિ-સ્મૃતિના વિષયો, તત્ત્વજ્ઞાન અને સદાચારની રીતો ગ્રાહ્ય છે. જૈનધર્મમાં અનેકાતવાદનો ગુણ છે. એમાં વિપૂલતા અને

ઉદારતાનુ તત્ત્વ પડેલ છે. કદાચ કોઈને એમ લાગે કે હુ જૈનધર્મમા દીક્ષિત છુ એટલે એ ધર્મના ગુણગાન કરૂ છુ. પણ શ્રીમદ્ રાજચદ્ર જેવા તટસ્થ માણુસ જેમના પિતા વેદાંતી–વૈષ્ણવ હતા અને માતા જૈન હતા તેમને પણ જૈનધર્મનો રગ વિશેષ લાગ્યો હતો. ગાંધીજીએ તો સર્વધર્મ સમન્વય આચરી બતાવ્યો હતો. સર્વધર્મ સમન્વયની વાત મૂળે તો સયાજીરાવ ગાયકવાડના મનમા ઉપજી હતી.

જૈનધર્મમા સમન્વયના બીજ વિશેષ રૂપે પડ્યા છે. જૈનધર્મ એટલે શ્વેતામ્બર કે દિગમ્બર વગેરે વેશ નથી, મૂર્તિપૂજક કે સ્થાનકવાસી નથી, પણ તે ગુણ પૂજામાં માનનારો તત્ત્વપૂજક ધર્મ છે. જે સમન્વય જૈન શાસ્ત્રોમાં દેખાય છે તેવો જ સમન્વય ગીતામા દેખાય છે એક બાજુ ઇશ્વરવાદને આદર્શ રૂપે સ્વીકારે છે ત્યારે બીજી બાજુ ઇશ્વરકર્તૃત્વ-વાદનો અસ્વીકાર પણ છે બૌધ્ધ ધર્મનો મધ્યમ માર્ગ એટલે આ સમન્વય તત્ત્વથી ભરપૂર છે

આજે જરૂર છે સક્રિય સમન્વયની. તે માટે જૈનધર્મના અનેકાતવાદ, સ્યાદ્વાદ કે સાપેક્ષવાદના મસાલાની જરૂર છે. અબડ નામના સન્યાસીને જૈન તત્ત્વજ્ઞાન પ્રત્યે શ્રધ્ધા હતી, ભગવાન મહાવીરને તે પોતાના ગુરૂ માનતો હતો છતા ભગવાન મહાવીરે તેને વેશપલટો કરવાની વાત ન કરી તેને એજ સન્યાસી વેશમા રાખ્યો. જૈન થઇ જાઓ એમ ન કહ્યુ જૈનધર્મની આ ખૂબી છે તેને ગાધીજીએ પકડી અને બધા ધર્મોના તત્ત્વોને તારવ્યા. સર્વધર્મ સમન્વયવાળો ન્યાયાધીશની જેમ દરેક ધર્મમાં ઊંડો પણ ઉતરે છતા એક નિર્ણય લેવા માટે થોડીવાર અલગ રહીને તપાસ પણ કરે આ રીતે દરેક ધર્મનો સમન્વય તટસ્થ રીતે થાય તો વિશ્વહૃદયની નજીક વહેલી તકે આવી શકાય.



# ચર્ચા – વિચારણા

## સમન્વય માટેની બે ચતુષ્ટયી

**શ્રી. માટલિયાએ** આજની ચર્ચાનો પ્રારંભ કરતાં કહ્યુ; સર્વધર્મ સમન્વય માટે દરેક ધર્મના આચાર્યો, મુમુક્ષુઓએ કેટલાક ગુણો ખીલવવા પડશે. આ માટે બે ચતુષ્ટયી જરૂરી છે – (૧) સાધના ચતુષ્ટયી અને (૨) કાર્ય ચતુષ્ટયી.

સાધના ચતુષ્ટયીમા (૧) પૂર્વગ્રહ પરિહાર, (૨) સત્યગ્રાહી વૃત્તિ (૩) વૈજ્ઞાનિક ચિતન–વાસ્તવિકતા અને ચિતનનો મેળ પાડવો. પોતે સમજે તે બીજાને આચરણ દ્વારા સમજાવવુ, (૪) અનાગ્રહીવૃત્તિ એટલે કે પોતાને જે સત્યલક્ષી મૂલ્યો તારવ્યા છે તેનો આગ્રહ ખરો, પણ વટાળવૃત્તિ નહી આ ચતુષ્ટયીથી બધા ધર્મોના ગુરુઓ અને અનુયાયીઓ સાવ નજીક આવી જ જશે.

કાર્ય ચતુષ્ટયીમાં (એટલે કે સામાજિક આચાર માટે) (૧) સદાચાર સેવન, (૨) સયમલક્ષી જીવન, (૩) સક્રિય શાતિનો પ્રયત્ન–કેવળ ઉપદેશાત્મક નહી, પણ રચનાત્મક, અને (૪) મૂલ્ય સશોધન જેમાં એ સશોધન પણ ક્રિયાત્મક હોવુ જોઈએ

આજે જે વ્યવસ્થા ચૂ થાઇ ગઈ છે તેને ઠેકાણે પાડવાનુ કાર્ય બધા ધર્મોએ જ કરવુ પડશે આ પ્રક્રિયાને સમાજ વ્યાપી બનાવવા બે પ્રકારના કાર્યક્રમો આપવા પડશે. (૧) રચનાત્મક (૨) પ્રતિકારાત્મક. રચનાત્મકમા સહકારી પ્રવૃત્તિથી માડીને લવાદી પ્રથા તથા સાહિત્ય વગેરે બાબતો આવશે તેમ સાહિત્ય પણ આવશે તો બીજા

પ્રતિકારાત્મક ભાગમાં તપ વગેરે આવશે. આવુ જો સર્વધર્મોનુ એક વ્યાસપીઠ પર મિલન થાય તો ઘણુ મોટુ કામ થશે.

આના પરિણામે કરૂણા અને સેવાવાળા ધાર્મિક સઘોને રાહત ઉપરાંત ક્રાંતિની દૃષ્ટિ મળે, આજે જે કાંઇ નોખા નોખાં ધાર્મિક સગઠનો છે તેમની સાથે પણ આ રીતના સબધો બધાતા તેમને પણ માર્ગદર્શન મળે અને માર્ગાનુસારી સગઠનોને પણ સહેજે ચાલના મળી જાય જો કે સામાન્ય જનસમાજના સગઠનો, સીધા વ્રત જીવનને ન પકડી શકે, તોયે સત્ય અને અહિસાની દિશામા તેમનુ ઘડતર આગળ વધે અને નેથી રાજ્ય અને પ્રજા, બનેના વિવિધ ક્ષેત્રો ઉપર તેમનો પ્રભાવ તો પડે જ. આમ સાધુસસ્થા આ ભગીરથ કાર્યમાં અગ્રસર બની શકે, એ વિષે વધારે કહેવાની જરૂર નથી.

સાધુસસ્થાનો પાયો આધ્યાત્મિક હોય, અને બીજી વિદ્યાઓ પણ એના જીવનમા વણાઇ જાય, અને તેવી સાધુસસ્થા, આ બધી સસ્થાઓ દ્વારા પ્રયોગ કરાવે આ પ્રયોગના એકમો ભાલનળકાઠા પ્રદેશ જેવા ભલે માંડ શરૂઆતમા જિલ્લા કે નેથાયે નાના વિસ્તારમા હોય! આમ પ્રયોગ કરનારા કેન્દ્રો, માર્ગાનુસારી સગઠન, સાધુ પરિષદ અને આ બધાંની સકલન સમિતિ, આ ચાર અગો દ્વારા વર્તમાન યુગે સક્રિય પ્રયત્નો થાય તો સર્વધર્મ સમન્વય આપોઆપ સક્રિય રીતે થાય અને પુર્વગ્રહ રહિત સક્રિય પ્રયત્નો થાય તો પ્રભાવ ખુબ વધી જાય ”

**શ્રી. પૂજાભાઈ :** “ સર્વધર્મ સમન્વય માટે મારા નમ્ર મતે બહુ અભ્યાસની જરૂર છે. તેના કરતાં તો અહિસાના વ્યક્તિગત અને સામુદાયિક ઝીણવટભર્યા આચરણની જરૂર છે. વિશ્વમા માનવ માનવ વચ્ચે જ નહી, પણ પ્રાણીમાત્ર પ્રત્યે પોતાપણુ રાખે તેજ ધર્મનું

રહસ્ય છે મૂર્તિપૂજા કે અમૂર્તિપૂજા, ધોળાં કે ભગવાં વસ્ત્રો આ બધાં ચિહ્નો ગૌણ વસ્તુ છે. સમગ્ર માનવ જાતિના હિતનાં કાર્યક્રમો, સર્વ-ધર્મોએ એક વ્યાસ પીઠ પર ભેગા થઈ ને આપવાનો સમય પાકી ગયો છે.

રશિયા અને ચીનની હિંસક ક્રાંતિએ જગતના ધર્મગુરુઓને ચેતવણી આપી દીધી હતી છતાં આટલું ખેંચાયું. હવે વહેલી તકે ચેતવું જ રહ્યું ગાંધીજીએ ફરી પાછી સર્વધર્મની ભૂમિકા ઊભી કરી હતી તેમના ગયા પછી જેટલું મોડું થયું તે સારૂ નથી થયું પણ થયું તે થયું. હવે તો વહેલામાં વહેલી તકે ચેતવું જ રહ્યું ભૂતકાળમાં અનેક સાધુસંતોનો ભારત ઉપર જે મહાન ઉપકાર છે તે ભૂલી ન શકાય, છતાં હમણાં જે સાવ સંકુચિત દૃષ્ટિ આવી ગઈ છે તે બદલાવવી જ રહી અને સર્વધર્મના ધર્મગુરુઓને આ દિશામાં સક્રિય બનાવવા ક્રાંતિપ્રિય સાધુ–સાધ્વીઓએ પહેલ કરી જોઈએ (તા. ૧૮–૧૧–૬૧)

